# નિવેદન

ગોસ્વામી તુલસીદાસજી કૃત આ પુસ્તકમાં સાતસો ઉપરાંત દોહાઓ અર્થ સાથે આપ્યા છે.

તેના સાત સર્ગો (વિભાગ) હોઈ એમાં ભક્તિ, ઉપાસના, જ્ઞાન, કર્મસિદ્ધાંત અને રાજનીતિનું વર્ણન ગોસ્વામીજીએ પોતાની અનોખી શૈલીમાં કર્યું છે. વિવિધ નીતિશાસ્ત્રોમાં આપેલા જટિલ અને ગંભીર વિષયોને તેમણે આમાં સરળ રીતે રજૂ કર્યા છે.

આ પુસ્તકનું ભાષાંતર શ્રી. નાગજીભાઈ અવિચળદાસ મહેતાએ નિષ્કામ ભાવે ઘણાં વરસો પહેલાં તૈયાર કરી આપેલું હોવાથી, એ માટે તેમનો અહીં આભાર માનવામાં આવે છે.

મુંબઈ
તા. ૨૫-૭-'૫૩

સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટના ટ્રસ્ટીઓ વતી
મનુ સુબેદાર (પ્રમુખ)

## સ્ત્રી-બાલોપયોગી

| | |
|---|---|
| ભારતની દેવીઓ ગ્રં. ૨જો | ૩-૦ |
| ભારતની દેવીઓ ગ્રં. ૩જો | ૩-૦ |
| કૌસાગૌતમી ને બીજાં સ્ત્રીરત્નો... ... | ૧-૪ |
| રૂપસુંદરી ને બીજાં સ્ત્રીરત્નો... ... | ૧-૪ |
| સુલતાના ચાંદબીબી ને બીજાં સ્ત્રીરત્નો | ૧-૪ |
| રાજમાતા જીજાબાઈ ને બીજાં સ્ત્રીરત્નો | ૧-૪ |
| મહારાણી લક્ષ્મીબાઈ ને બીજાં સ્ત્રીરત્નો | ૧-૪ |
| ભગિની નિવેદિતા ને બીજાં સ્ત્રીરત્નો | ૧-૪ |
| નળાખ્યાન ... ... | ૧-૦ |
| ઓખાહરણ ... ... | ૦-૮ |
| પાકશાસ્ત્ર ... ... | ૧-૧૨ |
| શ્રી શારદામણિદેવી ... | ૦-૮ |
| કાકાનો સંજય ... | ૧-૧૨ |
| મહાભારતની નીતિકથાઓ ... | ૧-૪ |
| અરેબિયન નાઈટ્સ ... | ૩-૦ |
| કથાસરિત્સાગર ... | ૧-૦ |
| બાલભારત ... ... | ૧-૮ |
| બાલસદ્બોધ ... ... | ૦-૮ |
| વડીલોની વાતો ... | ૦-૧૨ |
| વિક્રમની વાતો ... | ૨-૮ |
| બીરબલ અને બીજા... | ૨-૦ |
| તંત્રકથા (સચિત્ર) ... | ૧-૮ |
| તંત્રકથા (અચિત્ર) ... | ૧-૪ |
| આદર્શ દૃષ્ટાંતમાળા (બે ભાગમાં) ... | ૫-૦ |
| સદ્ગુણી બાળકો ... | ૦-૧૦ |
| દંડા પડોરની વાતો... | ૦-૧૨ |
| ટૂંકી વાર્તાઓ ગ્રંથ-૧લો | ૨-૮ |
| ટૂંકી વાર્તાઓ ગ્રંથ-૨જો | ૨-૮ |
| ટૂંકી વાર્તાઓ ગ્રંથ-૩જો | ૨-૮ |
| મોહિની ને બીજી વાતો | ૧-૦ |
| દેરાણીનો કલહ ને બીજી વાતો ... | ૧-૦ |
| ગરીબાઈનો સંસાર ને બીજી વાતો ... | ૧-૦ |
| નવ્વાણુંનો ફેર ને બીજી વાતો ... | ૧-૦ |
| હિંદુસ્થાની સંગીત ... | ૦-૮ |

## उत्साह-चेतनाप्रेरक ग्रंथो

| | | | |
|---|---|---|---|
| આગળ ધસો... ... | ૩–૦ | ગુજરાતની ગઝલો ... | ૧–૦ |
| સુખ, સામર્થ્ય ને સમૃદ્ધિ અને વિચારોના ચમત્કાર | ૩–૦ | શુભસંગ્રહ (૨) ... | ૩–૦ |
| | | શુભસંગ્રહ (૯) ... | ૩–૦ |
| સાહિત્ય પ્રવેશિકા ... | ૨–૮ | ખેતીનાં મૂળ તત્ત્વો–૧ | ૧–૪ |
| સ્વામી અખંડાનંદજીના પત્રો | ૧–૪ | ,, ,, ,, –૨ | ૧–૦ |
| કહેવતો ... ... | ૧–૪ | ,, ,, ,, –૩ | ૧–૮ |
| આત્મનિરીક્ષણ અને સંકલ્પ | ૧–૦ | ,, ,, ,, –૪ | ૧–૧૨ |

## जीवनचरित्रो

| | | | |
|---|---|---|---|
| ચૈતન્ય મહાપ્રભુ (ત્રણ ગ્રંથોમાં)... | ૮–૦ | ભિક્ષુ અખંડાનંદ ... | ૩–૦ |
| સ્વામી રામતીર્થ ··· | ૩–૮ | આદર્શ ચરિત્રસંગ્રહ (૨) | ૩–૦ |
| સ્વામી વિવેકાનંદ ··· | ૪–૦ | ભક્તચરિત્ર ... ... | ૨–૮ |
| સંત તુકારામ ··· | ૩–૦ | સ્વામીશ્રી બ્રહ્માનંદ ને શિવાનંદ... ... | ૧–૬ |
| શ્રી રમણ મહર્ષિ ... | ૨–૦ | બૂકર ટી. વૉશિંગ્ટન | ૧–૮ |
| મહર્ષિ દયાનંદ ··· | ૧–૮ | સ્વામીશ્રી નિત્યાનંદ ··· , | ૦–૮ |
| હંસ મહારાજ ··· | ૨–૮ | શ્રી રામચંદ્ર દત્ત ને નાગમહાશય ... | ૧–૦ |
| સામ્યયોગી વિનોબા··· | ૧–૮ | | |
| સ્વામી આત્માનંદ સરસ્વતી... ... | ૧–૮ | યોગીશ્વર યાજ્ઞવલ્કય ... | ૦–૮ |

## અનુક્રમ

ગોસ્વામી તુલસીદાસજી રચિત

# તુલસીસતસઇ

## પ્રથમ સર્ગ

**નમો નમો શ્રીરામ પ્રભુ, પરમાતમ પરધામ;**
**જેહિ સુમિરત સિધિ હોત હૈં, તુલસી જનમનકામ. ૧**

તુલસીદાસજી કહે છે કે જેનું સ્મરણ કરવાથી લોકોની મનઃકામના સિદ્ધ થાય છે, જે પરમાત્મસ્વરૂપ છે અને જેનું સર્વથી શ્રેષ્ઠ ધામ છે એવા શ્રીરઘુનાથજી પ્રભુને વારંવાર નમન હો.

**રામ બામ દિશિ જાનકી, લષણ દાહિની ઓર;**
**ધ્યાન સકલ કલ્યાણ કર, તુલસી સુરતરુ તોર. ૨**

હે તુલસી! જેના વામભાગમાં શ્રીજાનકીજી છે અને જેની જમણી તરફ શ્રીલક્ષ્મણજી શોભી રહ્યા છે, એવા શ્રીરઘુનાથજીનું ધ્યાન દેવોના વૃક્ષ(કલ્પતરુ)ની પેઠે તને સર્વ કલ્યાણ આપનારું છે.

**પરમપુરુષ પરધામવર, જાપર અપર ન આન;**
**તુલસી સો સમુઝત સુનત, રામ સોઈ નિર્વાન. ૩**

વેદો–પુરાણો દ્વારા સાંભળીને તુલસીદાસજી સમજે છે કે, જે પરમ પુરુષ છે, જેનું પરમ શ્રેષ્ઠ ધામ છે અને જેથી પર (ચઢિયાતું) બીજું કોઈ જ નથી. એવા શ્રીરામ મુક્તરૂપ છે.

**સકલસુખદ ગુણજાસુ, સો રામ કામનાહીન;**
**સકલ કામપ્રદ સર્વહિત, તુલસી કહહિં પ્રવીન. ૪**

હે તુલસી ! કંઈ પણ બોંબદલા વિના જ શ્રીરઘુનાથજીના ગુણો જીવમાત્રને સુખ આપનારા છે. મનઃકામના પૂર્ણ કરનારા છે અને સૌનું હિત કરનારા છે, એમ તત્ત્વ જાણનારાઓ કહે છે.

**જાકે રોમે રોમ પ્રતિ, અમિત અમિત બ્રહ્મંડ;**
**સો દેખત તુલસી પ્રકટ, અમલ સુઅચલ પ્રચંડ. ૫**

તુલસીદાસજી કહે છે કે, જેના એકેક રોમમાં અનેકાનેક બ્રહ્માંડ રહેલાં છે તથા જે નિર્મળ, અચળ અને પ્રચંડ શક્તિમાન છે, એ જ શ્રીરામ ભક્તને અધીન થઈને સંસારમાં પ્રકટ થયા છે.

**જગતજનનિ શ્રીજાનકી, જનક રામ શુભ રૂપ;**
**જાસુ કૃપા અતિ અઘહરણિ, કરણિ વિવેક અનૂપ. ૬**

સદા કલ્યાણરૂપ એવાં શ્રીરામ અને જાનકી જગતનાં પિતામાતા છે; તેમની કૃપા અતિ મહાપાપોને પણ દૂર કરનારી છે અને અનુપમ વિવેક આપનારી છે.

**તાત માતુ પર જાસુકે, તાસુ ન લેશ કલેશ;**
**તે તુલસી તજિ જાત કિમિ, તજી ઘરતર પરદેશ. ૭**

એવાં માતાપિતા જેને માથે છે, તે સંતાનને જરા પણ કલેશ ન હોય. તુલસીદાસજી કહે છે કે તે બાળક એવું શ્રેષ્ઠ ઘર તજીને શા માટે પરદેશ જાય ?

**પિતા વિવેક નિધાન વર, માતુ દયાયુત નેહ;**
**તાસુ સુવન કિમિ પાઈહે, અનત અટન તજિ ગેહ. ૮**

જે પિતા પોતાનાં બાળકના સુખદુઃખને તુરત જાણી

શકે એવો ફક્ત વિવેકવાળો જ નહિ પણ પરમવિવેકનિધાન છે અને જે માતા સ્નેહમયી–કરુણામયી છે, એવાં માતા પિતાનું બાળક પોતાનું ઘર તજીને શા માટે જ્યાં ત્યાં ભટકવા જાય ?'

**બુદ્ધિ વિનય ગતિહીન શિશુ,સુપથ કુપથ ગત જાન;**
**જનનિજનક તેહિ કિમિ તજૈ,તુલસી સરિસ અજાન. ૯**

તુલસીના જેવું અજ્ઞાન બાળક, બુદ્ધિ, વિવેક અને ગતિવિનાનું હોય તેમજ સુમાર્ગે કે કુમાર્ગે ગયુ હોય તો તે બધું વિવેકનિધાન પિતા જાણે જ છે. એટલું જાણતા છતાં માતાપિતા એવા બાળકને કેમ તજે ?

( શ્રીરઘુનાથજીના અનેક દિવ્ય ગુણો છે. તેમાં એક ગુણ સુલભતા છે, તેને લઈને ભૂતમાત્ર તેમને પામી શકે છે. જે જીવો કેવળ મોહાંધ છે તેમનુ તે જન્મમરણ દ્વારા ફરીફરીને શોધન કરે છે, પણ તેમને તે ત્યજતા નથી. વળી એક સર્વસમર્થ પિતા પોતાના ગમે તેવા કુપુત્રને પણ ત્યજી દે તો એ પિતાની મહાકીર્તિને પણ ધક્કો લાગે ! એટલા માટે ભગવાને સુલભતાના ગુણનો યથેચ્છ વિકાસ કરવા સારુ અવતારલીલા કરી છે.

એકવાર અવિદ્યામાં ડૂબેલા જીવોને જોઈ શ્રીઆહ્લાદિની શક્તિ શ્રીજાનકીજીને દયા આવી. તેમણે પ્રભુને પ્રાર્થના કરી કે, 'આપનો સુલભતા–ગુણ છૂપો જ રહી ગયો છે, તો એને પ્રકટ કરો.' જગતનું પાલન કરવાને માટે પ્રભુ 'ચતુર્વ્યૂહ'રૂપે પ્રકટ થયા ત્યારે ભગવતીએ કહ્યું : 'આ સ્વરૂપ યોગીશ્વરોને પ્રાપ્ત થાય એવું છે, પણ આ 'સુલભતા' ન કહેવાય,' એટલે પ્રભુ સર્વવ્યાપી અંતર્યામી રૂપે પ્રકટ્યા. શ્રીભગવતીએ કહ્યું : 'આ રૂપ–સુલભતા બરાબર

પ્રકટી નથી–કોઈક એકાદો જ્ઞાની–યોગી આ સ્વરૂપને ઓળખે તેથી શું?' ત્યારે શ્રીહરિ ચતુર્ભુજરૂપે પ્રકટ થયા. શ્રીજીએ કહ્યું: 'ઉપાસકોને આ કામનું છે, પણ ઉપાસના ય ક્યાં સહેલી છે?' હવે પ્રભુ મત્સ્યાદિ અવતાર ધારણ કરીને પ્રકટ્યા, એટલે મહારાણીએ કહ્યું: 'આમાં કીર્તિની વિચિત્રતા નથી; આપે એક મોટો મત્સ્ય કે કાચબો કાઢ્યો પણ તે સુંદરતા વિના યાદ કેમ રહે? લોકો તરત ભૂલી જશે!' દયાળુ નારાયણ શ્રીરંગ વ્યંકટેશરૂપે–સ્વયં વ્યક્તસ્વરૂપે–પ્રકટ થયા. શ્રીજીએ કહ્યું: 'આંધળાં–પાંગળાંઓ પહાડ ઉપર ન ચઢી શકે અને વળી આ રૂપ એકદેશીય છે, સૌ કોઈ પૂજા કરી શકે તેમ નથી.' ત્યારે ભગવાને કહ્યું: 'હવે તમે કહો તેવે રૂપે હું પ્રકટ થાઉં!' શ્રીસ્વામિનીએ કહ્યું: 'આપ પ્રકૃતિમંડળમાં, સૌંદર્ય, માધુર્ય અને ઐશ્વર્ય ભરીને સુંદર મનુજરૂપે પ્રકટ થાઓ અને વિચિત્ર લીલા વડે કીર્તિ અને સુલભતાનો વિકાસ કરો!' દયાસિંધુ પ્રભુ શ્રીરામ–જાનકીના યુગલરૂપે પ્રકટ થયા અને સૌ કોઈને સુલભ થયા. આવા પ્રભુ શરણાગતને કેમ ત્યજે?)

**માત તાત સિયરામ રુખ, બુધિ વિવેક પરમાન;**
**હરત અખિલ અઘતરુગુતર, તબ તુલસી કછુ જાન. ૧૦**

તુલસીદાસજી કહે છે કે, એવાં માતાપિતા શ્રીરામ–જાનકીની સન્મુખ જ્યારે મારી બુદ્ધિ થઈ અને જ્યારે જન્મ-જન્મનાં ઉદ્ધત પાપો દૂર થયાં ત્યારે મને કંઈક ભાન થયું. (શ્રીરામજીનો સુયશ ગાવાનો વિવેક પ્રાપ્ત થયો.)

**જિન્હતે ઉદ્ભવ વર વિભવ, બ્રહ્માદિક સંસાર;**
**સુગતિ તાસુ તિન્હકી કૃપા, તુલસીં વદહિ વિચાર. ૧૧**

શ્રીગોસાંઈજી વિચારીને કહે છે: એક કીડાથી માંડીને

બ્રહ્માદિક લગી સારા સસારની ઉત્પત્તિ, સ્થિતિ અને પાલનની ક્રિયા જેની ઇચ્છાથી થાય છે તે શ્રીસીતારામની કૃપા વડે જ સંસારની શુભ ગતિ કે મુક્તિ થઈ શકે છે, એ વિના મુક્તિ દુર્લભ છે.

**શશિ રવિ સીતારામ નભ, તુલસી ઉરસિ પ્રમાન;**
**ઉદિત સદા અથવન ન સો, કુવલિત તમ કરહાન. ૧૨**

શ્રીગોસાઈજીના હૃદયાકાશમા શીતળ ચદ્રમા જેવા શ્રીજાનકીજી અને પ્રતાપી સૂર્ય સમાન શ્રીરઘુનાથજી સદા ય અનસ્ત રીતે નિરતર પ્રકાશી રહ્યા છે, તેથી હૃદયમા માયા દ્વારા લપેટાતો મોહાધકાર નાશ પામે છે.

**તુલસી કહત વિચારગુરુ, રામ સરિસ નહિ આન;**
**જાસુ કૃપા શુચિ હોતિ રુચિ, વિશદ વિવેક પ્રમાન. ૧૩**

તુલસીદાસજી વિચારીને કહે છે કે, શ્રીરામના જેવો બીજો કોઈ ગુરુ નથી, તેની જ કૃપા વડે પવિત્ર રુચિ ઉત્પન્ન થાય છે અને નિર્મળ વિવેક આવે છે.

**રારસ રૂપ અનૂપ અલ, હરત સકલ મલમૂલ;**
**તુલસી મર્મહિ યોગ લહિ, ઉપજત સુખ અનુકૂલ. ૧૪**

શ્રીરામનામનુ નિરૂપણ કરતા ગોસાઈજી કહે છે કે, 'रा' કાર, અનુપમ અને સમર્થ એવા 'જલરૂપ' છે, તે સર્વ પ્રકારના મળને દૂર કરે છે અને જપનાર જીવની હૃદયરૂપી પૃથ્વીનો યોગ પામીને તે અનુકૂળ સુખો ઉપજાવે છે.

**રેફરમિત પરમાતમા, સહઅકાર સિય રૂપ;**
**દીરઘ મિલિ વિધિ જીવ ઇવ, તુલસી અમલ અનૂપ. ૧૫**

'र्'કાર, (રેફ) સર્વવ્યાપી પરબ્રહ્મરૂપ છે, તેમા અકાર મળતા જે 'र'કાર થયો તે શ્રીજાનકીજી સહિત સગુણ

રૂપ છે. હવે જેમ નિર્મળ અને અનુપમ જીવ ભગવદ્સ્વરૂપમાં આવી મળે છે, તેમ અકારનું દીર્ઘરૂપ 'આ'કાર 'ર'કારમાં આવી મળે છે.

**અનુસ્વારકારણ જગત, શ્રીકર કરન અકાર;**
**મિલત અકારમકાર સોં, તુલસી હરિદાતાર. ૧૬**

શ્રીગોસાંઈજી કહે છે કે, મકારનો અનુસ્વાર ૐકારરૂપે જગતનું કારણ છે તથા મમાં રહેલો અકાર કાર્યરૂપ જગત છે; એ પ્રમાણે કાર્યકારણ સહિત મકાર મહાશંભુના કારણરૂપે છે.*

**જ્ઞાન વિરાગૈં ભક્તિ સહ, મૂરતિ તુલસી પેખિ;**
**વરણત ગતિ મતિ અનુહરત, મહિમા વિશદ વિશેષિ. ૧૭**

જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિના કારણરૂપ 'શ્રીરામનામ'ની મૂર્તિને જોઈને તુલસીદાસજી કહે છે કે, હું મારી બુદ્ધિની ગતિ પ્રમાણે તેના ઉજ્જ્વલ મહિમાનું વર્ણન કરું છું.

**નામ મનોહર જાનિ જિય, તુલસી કરિ પરમાન;**
**વરણ વિપર્યય ભેદ તે, કહીં સકલ શુભ જાન. ૧૮**

શ્રીરામનામ મનોહર છે, એવું પોતાના હૃદયથી જાણીને અને નિશ્ચય કરીને શ્રીતુલસીદાસજી 'વર્ણવિપર્યય×ભેદ' વડે કહે છે કે, જે જે શુભ કરનારા બીજમંત્રો+ છે તે સર્વ

---

* रामनाम महाविद्ये षड्भिर्वस्तुभिरावृतम् ।
मज्ञजीवमहानारैस्त्रिभिरन्यद्वदानि ते ॥
स्वरेण विन्दुना चैव दिव्यया माययाऽपि च ।
(इति महारामायणे)

× 'वर्णागमो वर्णविपर्ययश्च द्वौ चापरौ वर्णविकारनाशौ । (सारस्वते) વિપર્યય, આગમ, નાશ, અને વિકાર એ ચાર રીતો વ્યાકરણમાં પ્રસિદ્ધ છે.

+ ॐ सोऽहं, श्रीं, ह्रीं, क्लीं अं, यं, क्षौं, हुं ઇત્યાદિ.

શ્રીરામનામથી ઉત્પન્ન થયા છે.

**તુલસી શુભકારણ સમુઝિ, ગહત રામરસ નામ;**
**અશુભહરણ શુચિશુભકરણ, ભક્તિજ્ઞાન ગુણધામ. ૧૯**

જેમ પારદરસ ધાતુઓને શુભ કરવામાં કારણરૂપ છે, તેમ રામનામ માનવજીવિતને શુદ્ધિ અને શુભ કરવામાં કારણરૂપ છે. એ રામનામનું સેવન થતાં અશુભ (મેલ) વિકાર દૂર થાય છે. એ પવિત્ર અને શુભ કરનાર છે અને વળી એ ભક્તિ, જ્ઞાન તથા ગુણોનું ધામ છે. આ પ્રમાણે સમજીને તુલસીદાસજી શ્રીરામનામરૂપ રસ ગ્રહણ કરે છે.

**તુલસી રામસમાન વર, સપનેહુ અપર ન આન;**
**તાસુ ભજન રતિ હીન અતિ, ચાહસિ ગતિ પરમાન. ૨૦**

તુલસીદાસજી કહે છે કે 'રામ' જેવું બીજું કોઈ સ્વપ્નમાં પણ શ્રેષ્ઠ નથી. એ શ્રીરામના ભજનમાં પ્રીતિ રાખ્યા વિના ઉત્તમ ગતિની ઇચ્છા કરીએ તો તે ક્યાંથી મળે?

**અહિ રસનાથન ધેનુરસ, ગણપતિ દ્વિજ ગુરુવાર;**
**માધવસિત સિયજનમ તિથિ, સતસૈયા અવતાર. ૨૧**

સર્પની જીભ (૨), ગાયનાં થાન (૪), રસ (૬), ગણેશજીના દાંત (૧), તેને વામગતિથી* લખતાં ૧૬૪૨ વિક્રમ સંવતે, વૈશાખ સુદ નવમી ને ગુરુવારે એટલે કે સીતાજીની જન્મતિથિને દિવસે આ સતસૈયા(સતસઈ)નો આરંભ થયો છે.

**ભરણહરણ અતિ અમિત વિધિ, તત્ત્વ અર્થ કવિ રીતિ;**
**સંકેતિક સિદ્ધાંત મત, તુલસીબદન બિનીતિ. ૨૨**

કવિઓની રીતિમાં અનેક પ્રૌઢતા હોય છે. વર્ણમૈત્રી,

* अंकानां वामतो गतिः ।

શુદ્ધતા, ગણવિચાર, છંદપ્રબંધ, રસાંગ, પરાગ, ધ્વનિ, અલંકાર, ગુણચિત્ર ઇત્યાદિ મૌલિકતા કાવ્યમાં ગ્રહણ કરાય છે, એથી વિપરીત વસ્તુ ત્યજી દેવાય છે. તત્ત્વાર્થને યુક્તિથી દર્શાવાય છે, તેથી નીરસતા આવતી નથી. સાકેતિક પદો અને સિદ્ધાંતોનુ નિરૂપણ કરાય છે. આ બધી પ્રૌઢતા ત્યજીને તુલસીદાસજી પોતાની કવિરીતિ દીનતાપૂર્વક કહે છે.×

**વિમલ બોધકારણ સુમતિ, સતસૈયા સુખધામ;**
**ગુરુમુખપઢિગતિ પાઇ હૈ, વિરતિભક્તિ અભિરામ. ૨૩**

નિર્મળ જ્ઞાનના કારણરૂપ આ સતસૈયા સુંદર બુદ્ધિવાળા મનુજનો માટે સુખનુ ધામ છે. વળી જેઓ ગુરુમુખના શરણાગત છે, તેમને આથી આનંદમયી ભક્તિ, વૈરાગ્ય અને મુક્તિ પ્રાપ્ત થાય છે.

**મનભયજર સતલાગયુગ, પ્રકટ છંદ ચુતહોઇ;**
**સો ઘટના શુભદા સદા, કહત સુકવિ સબ કોઇ. ૨૪**

પિંગલની રીતિ પ્રમાણે લઘુ-ગુરુ તથા ગણાદિ ભેદ દર્શાવતાં શ્રીગોસાંઇજી કહે છે : લઘુની એક માત્રા અને ગુરુની બે માત્રા ગણી છે તેમ જ ત્રણ વર્ણનો ગણ કહ્યો છે. જે ગણમાં ત્રણે અક્ષરો ગુરુ હોય તે મગણ છે. તેની દેવતા ભૂમિ છે અને તે લક્ષ્મીની દાતા છે. જેમાં ત્રણે લઘુ અક્ષરો છે, તે નગણ છે. તેનો દેવતા શેષ છે અને તે સુખનો દાતા છે. જેમાં પ્રથમ ગુરુ અને બે લઘુ છે, તે ભગણ છે તેનો દેવતા ચંદ્ર છે અને તે કીર્તિનો દાતા છે. જેમાં પ્રથમ લઘુ અને બે ગુરુ છે, તે યગણ છે. તેનો દેવતા જળ છે અને તે યશનો દાતા છે. આ પ્રમાણે ચાર ગણોને શુભ ગણ્યા છે. હવે અશુભ ગણોનો નિર્દેશ કરવામાં આવે છે.

× કવિ ન હોં.

જગણુ (આદ્યંત લઘુ અને મધ્ય ગુરુ) તેનો દેવતા સૂર્ય છે અને તે રોગનો દાતા છે.

રગણુ (આદ્યંત ગુરુ અને મધ્ય લઘુ) તેનો દેવતા અગ્નિ છે અને તે દાહ કરનાર છે.

સગણુ (પ્રથમ બે લઘુ અને છેલ્લો ગુરુ) તેનો દેવતા કાળ છે અને તે મૃત્યુનો દાતા છે.

તગણુ (પ્રથમ બે ગુરુ અને છેલ્લો લઘુ) તેનો દેવતા પવન છે અને તે ભ્રમણુનો દાતા છે.

પ્રથમ અને દ્વિતીય ચરણુમા શુભ ગણુ મૂકવો યોગ્ય છે; અશુભ ગણુ ન આવવો જોઈએ. આ ને એવાં બીજાં લક્ષણોવાળું હોઈ જે કાવ્ય છંદ દ્વારા પ્રકટ થયુ હોય છે તેને સુકવિઓ સુખ આપનારુ કહે છે.

**જત સમાન તત જાન લઘુ, અપર વેદ ગુરુમાન;**
**સંયોગાદિ વિકલ્પ પુનિ, પદન અંતકહુ જાન. ૨૫**

યતતત ઇત્યાદિ જે વર્ણો છે તેમને અને સમાન (‘अइउऋऌसमानाः’) વર્ણોને લઘુ ગણ્યા છે તથા ચાર પ્રકારે ગુરુ ગણી શકાય છે, જેમકે, દીર્ઘ માત્રા વડે (सीता), અનુસ્વાર વડે (रामं), વિસર્ગ વડે (रामः) અને જોડાક્ષરથી જો પ્રથમ અક્ષર થડકે તો ગુરુ થાય છે! તેમજ પદને અંતે લઘુને ગુરુ માનવામા આવે છે.

**દીરઘ લઘુકરિ તહેં પઠવ, જહેં સુખ લહિ વિશ્રામ;**
**પ્રાકૃત પ્રકટ પ્રભાવ ઇહ, જનિત બુધાબુધ વામ. ૨૬**

જ્યાં વાંચનારના મુખને વિશ્રામ લેવો પડે ત્યાં દીર્ઘ વર્ણને પણ લઘુ કરીને વાંચવો. જેમકે ‘અવધેશકે દ્વાર સકાર ગઈ સુત ગોદકૈ ભૂપતિ લૈ નિકસે।’ આ દુર્મિલા

છંદમાં આઠ સગણ આવે છે અને 'અવધેશકે' એમાંનો 'કે' ગુરુ છે; પણ તે વિશ્રામ થતો હોવાથી લઘુ વાંચવો. આ પ્રભાવ પ્રાકૃત ભાષા વડે થયો છે અને તે વિદ્વાનો જાણે છે. માત્ર જે લોકો અબુધ છે તેઓ જાણતા નથી.

**દુઈ ગુરુ સીતા સારગણ, રામ સો ગુરુ લઘુ હોઈ;**
**લઘુ ગુરુ રમા પ્રતક્ષ ગન, યુગ લહુ (ઘુ) હર ગણુ સોઈ. ૨૭**

શ્રીસીતા સર્વમાં સારાંશ છે ત્યાં સીતા શબ્દમાં બંને ગુરુ છે; 'રામ'માં ગુરુલઘુ, 'રમા' શબ્દમાં પ્રત્યક્ષ લઘુગુરુ અને 'હર' શબ્દમાં બંને લઘુ છે.

**સહસ નામ મુનિ ભનિત મુનિ 'તુલસીવલ્લભ' નામ;**
**સકુચતિ હિય હઁસિ નિરખિ સિય ધરમધુરંધર રામ. ૨૮**

અનુકૂળ, દક્ષિણ, શઠ અને ધૃષ્ટ—એમ ચારે પ્રકારના નાયકત્વનું હૃદયંગમ અને વિનોદયુક્ત સૂચન આ દોહામાં કરેલું છે.

શ્રીજાનકીજી આજ સુધી શ્રીરઘુનાથજીને ધર્મધુરંધર અને અનુકૂળ સ્વામી સમજતાં હતાં, પણ જ્યારે મુનિજન દ્વારા વર્ણિત 'શ્રીરામસહસ્રનામ'માં 'તુલસીવલ્લભ' એવું નામ સાંભળ્યું, ત્યારે શ્રીજાનકીજીને વહેમ પડ્યો! 'એકી સાથે જાનકીવલ્લભ અને તુલસીવલ્લભ? તેથી દક્ષિણ લાગે છે!!' એમ વિચારીને મનમાં સંકોચ પામે છે. ફરીથી એ વહેમનું નિરાકરણ કરવાને ભગવાનના મુખારવિંદ તરફ જુએ છે તો શ્રીરઘુનાથજી એના એ જ મધુર બોલનારા અને અનુકૂળ જેવા જ લાગે છે, તેથી પેલો વહેમ કે જે ખોટો પડી શકે તેમ નથી, તે નવું સ્વરૂપ ધારણ કરે છે અર્થાત્ ચતુર સ્વામી બેઉ તરફ ફોસલાવતા હોય એવા શઠ લાગે છે;

એટલે છેવટે 'ધૃષ્ટ' હોવાની કલ્પના કરીને શ્રીજાનકીજી મનમાં ને મનમાં હસે છે કે 'એક તરફ તો પોતે ધર્મ-ધુરંધર કહાવે છે અને બીજી તરફ પોતાના અપરાધથી શરમાતા પણ નથી અથવા એ અપરાધ જૂઠો હોય તો મુનિઓને મના પણ કરતા નથી, કે જેથી તેઓ પોતાને તુલસીવલ્લભ ન કહે!

**દંપતિ રસ રસના દશન, પરિજન વદન સુગેહ;**
**તુલસી હરહિત બરણુ શિશુ સંપતિ સરલ સનેહ. ૨૯**

શ્રીગોસાંઈજી કહે છે કે, જે મુખરૂપી સુંદર ગૃહમાં સહજ અને સરલ સ્નેહરૂપી સંપત્તિ ભરી પૂરી છે અને જેમાં દાંતરૂપી પરિજનો સાથે રસરૂપ પુરુષ તથા જિહ્વારૂપી સ્ત્રી અર્થાત્ દંપતી આનંદથી વસેલાં છે, તે મુખમાં એ દંપતી દ્વારા મહાદેવજીનું પરમપ્રિય રકાર–મકાર–રામરૂપી બાળક ઉત્પન્ન થાય છે.

અહીં શ્રીગોસાંઈજી સૂક્ષ્મ રીતે રસોનું વર્ણન કરે છે. રસો આઠ છે, તેમાં શૃંગારરસ મુખ્ય છે. રસરૂપી પુરુષનો રસનારૂપી સ્ત્રીની સાથે, વદનરૂપી સુંદર ગૃહમાં ભગવદ્‌ભજન-રૂપી દિવ્ય વિહાર થાય છે, ત્યારે પ્રેમરૂપ ગર્ભધારણા થઈને રામનામના ઉચ્ચારરૂપી બાળક પ્રસવે છે, તે શ્રીમહાદેવ જીને પ્રિય છે. યથા—'રામાયણ શત કોટિ મહઁ, લિય મહેશ જીય જાન.'

**હિય નિર્ગુણ નૈનન સગુણ, રસના રામ સુનામ;**
**મનહું પુરટસંપુટ લસન, તુલસી લલિત લલામ. ૩૦**

'તુલસીદાસજી કહે છે કે, હૃદયમાં ભગવાનનું નિર્ગુણ રૂપ હોય અને નેત્રોમાં ઉજ્જવળ શ્યામ માધુરી મૂર્તિનું

દર્શન હોય એમ હૃદય અને નેત્રોની મધ્યમાં જિહ્વાથી ઉચ્ચારાતું શ્રીરામનામ જાણે સોનાના સંપુટમાં સુંદર રત્ન શોભી રહ્યું હોય એવું લાગે છે.

**પ્રભુ ગુણગણ ભૂપણ બસન, બચન વિશેષ સુદેશ;**
**રામ સુકીરતિ કામિની, તુલસી કરતબ કેશ. ૩૧**

શ્રીરઘુનાથજીની કીર્તિરૂપ કામિની પ્રભુના ગુણોરૂપી આભૂષણોથી, કાવ્યમાં ગૂંથેલા વચનોરૂપ વસ્ત્રથી અને તુલસીદાસજીની નવીન ઉક્તિ–કાવ્યકલારૂપ કેશથી શોભી રહી છે.

**રઘુબર કીરતિ તિયબદન, ઇવ કહૈ તુલસીદાસ;**
**શરદપ્રકાશ અકાશછવિ, ચારુ ચિબુક તિલ જાસ. ૩૨**

શરદઋતુની પ્રકાશમાન પૂર્ણિમા જેવી શ્રીરઘુનાથજીની કીર્તિરૂપી કામિનીના મુખ પર તુલસીદાસજીની ઉક્તિ ચિબુક પર શોભી રહેલા તલ જેવી શોભે છે.

**તુલસી શોભતનખતગણ, શરદસુધાકર સાથ;**
**મુક્તાઝાલરિ ઝલકજનુ, રામસુયશશિશુ હાથ. ૩૩**

શરદઋતુના ચંદ્ર સમા શ્રીરઘુનાથજીના યશની સાથે તુલસીદાસજીની ઉક્તિ નક્ષત્રોની પેઠે શોભે છે. તે જાણે શ્રીરઘુનાથજીના સુયશરૂપી બાળકના હાથમાં મોતીની ઝાલર ઝળકી રહી હોય એવી લાગે છે.

**આતમ મધ્ય વિવેક બિનુ, રામભજત અલસાત;**
**લોક સહિત પરલોકકી, અવશબિનાશી બાત. ૩૪**

જેનામાં આત્મજ્ઞાન ન હોય કે વિવેક ન હોય અને વળી જે શ્રીરઘુનાથજીના ભજનમાં પણ આળસુ બન્યો હોય, તે મનુષ્યની આ લોક અને પરલોકની બંને વાત ખરેખર બગડે છે.

**બરુ મરાલ માનસ તજૈ, ચંદ્ર શીત રવિ ઘામ;**
**મોર મદાદિક જો તજૈ, તુલસી તજૈ ન રામ. ૩૫**

હંસ ભલે માનસરોવર ત્યજી દે, ચંદ્રમા ભલે શીતળતા ત્યજી દે, સૂર્ય ભલે ઉષ્ણતા ત્યજી દે અને મોર ભલે મદ+ આદિ ત્યજી દે, પણ તુલસી શ્રીરઘુનાથજીને કદી ન ત્યજે.

**આસન દૃઢ આહાર દૃઢ, સુમતિ જ્ઞાન દૃઢ હોય;**
**તુલસી બિના ઉપાસના, બિન દુલહે કી જોય. ૩૬**

તુલસીદાસજી કહે છે કે, આસન, આહાર, બુદ્ધિ અને જ્ઞાન એ બધું ભલે દૃઢ કર્યું હોય, પણ ભગવાનની ભક્તિ ન હોય તો એ ગણિકાએ ઘર માંડ્યા જેવું છે! એટલે કે યોગાસનોની સિદ્ધિ, ઇંદ્રિયો ઉપરનો વિજય, ઉત્તમ બુદ્ધિ અને જ્ઞાનનો ભંડાર એ બધાનો ઉપયોગ ઈશ્વરનું જ ઠેકાણું ન હોય તો કોને માટે કરવો? તેથી વગરધણીની સ્ત્રી–ગણિકા જેવી દશા થઈ રહે છે.

**રામચરણ અવલંબ બિનુ, પરમાથકી આશ;**
**ચાહત બારિદબુંદ ગહિ, તુલસી ચઢન અકાશ. ૩૭**

તુલસીદાસજી કહે છે કે, શ્રીરઘુનાથજીના ચરણોના આધાર વિના જે કોઈ પરલોકની આશા રાખતું હોય, તો તે વરસાદનાં બુંદ પકડીને આકાશમાં ચઢી જવા તૈયાર થવા જેવું લાગે છે.

---

+ મોરને ધનનો, ચકોરને ચંદ્રમાનો, ચાતકને સ્વાતિનો, મૃગને સંગીતનો અને મીનને જળનો મદ હોય છે. તે પ્રમાણે મનુષ્યને શ્રીહરિનો અવલંબ હોવો જોઈએ, નહિ તો નાશવંત પદાર્થોના ગર્તમાં ફાંફાં મારી રહેવો માનવ કયા અમરતત્વ પર જીવે?

**રામનામ તરુમૂલ રસ, અષ્ટપત્ર ફલ એક;**
**યુગ લસંત શુભચારિ જગ, વરણુત નિગમ અનેક. ૩૮**

શ્રીરામચરિત એક સુંદર વૃક્ષ છે. તેમાં રામનામ મૂળ છે, ભગવાનનું સ્વરૂપ થડ છે અને વિવિધ લીલા શાખા સમાન છે. તેમાં આઠે રસ દ્વારા રઘુનાથજીની કીર્તિના વિસ્તાર-રૂપી પત્રો છે, જ્ઞાનરૂપ ફૂલ છે અને ભક્તિરૂપી એક ફળ છે. એવું એ દિવ્ય વૃક્ષ આ જગતમાં ચારે યુગો ભરીને શોભી રહ્યું છે. એ પ્રમાણે અનેક શાસ્ત્રો એનું વર્ણન કરે છે.

**રામકામતરુ પરિહરત, સેવત કલિતરુ× ઠૂંઠ;**
**સ્વારથ પરમારથ ચહત, સકલ મનોરથ ઝૂઠ. ૩૯**

શ્રીરામરૂપ કલ્પવૃક્ષને ત્યજીને જે કોઈ કલિયુગરૂપી બાવળના ઠૂંઠાને સેવે છે અને તે વડે સ્વાર્થ તથા પરમાર્થ ચાહે છે, તેના બધા મનોરથો જૂઠા છે.

**તુલસી કેવલ કામના, રામચરિત આરામ;**
**નિશિચર કલિ કરિ નિહતતરુ, મોહિ કહત બિધિ બામ. ૪૦**

શ્રીગોસાંઈજી કહે છે કે, શ્રીરામચરિત એ જીવને સુખ આપનારું એક માત્ર કલ્પવૃક્ષ છે. તેનાથી જે વિમુખ થાય છે, તે નિશાચર કલિયુગ ઉન્મત્ત હાથી બનીને તે કલ્પવૃક્ષને ઉખેડી નાખે છે; અર્થાત્ રઘુનાથજીના શરણથી દૂર થતાં જ કલિયુગ ભજન–સત્સંગનો વિરોધી થાય છે. પછી અનાથ જીવ ત્રિવિધ તાપોથી દુઃખી થાય છે. ત્યારે પોતે મોહવશ થઈને

---

× ‘नाक्षस्तुषः कर्षफलो भूतावासः कलिद्रुम इत्यमरः’

· તંત્રોમાં જ્યાંજ્યાં પ્રેતાદિ સિદ્ધ કરવાની વિધિ જણાવેલી છે, ત્યાં બાવળ કે બહેડાના ઝાડ નીચે સાધના કરવા કહ્યું છે. હવે એ ઝાડ જ મૂળે અભાગિયું છે, તો એ સિદ્ધિમાં કયું સુખ હોઈ શકે?

કહે છે કે, અમારો વિધાતા વાંકો છે !

**સ્વારથ પરમારથ સકલ, સુલભ એકહી ઓર;**
**દ્વાર દૂસરે દીનતા, ઉચિતન તુલસી તોર. ૪૧**

હે તુલસી ! તારાં સ્વાર્થ–પરમાર્થ સર્વ શ્રીરઘુનાથજીની સન્મુખ રહેવામાં જ સુલભ છે. બીજા કોઈને બારણે જઈને પોતાની ગરીબી ગાવી (અને ભોંઠા પડવું) એ તને યોગ્ય નથી.

**હિત સન હિત રતિ રામસન, રિપુસન વૈર વિહાવ;+**
**ઉદાસીન સંસારસન, તુલસી સહજ સુભાવ. ૪૨**

હે તુલસી! મિત્રની મિત્રતા અને શત્રુની શત્રુતા એવો રાગદ્વેષ ત્યજીને સહજ સ્વભાવે જ આખા સંસારની સાથે ઉદાસીનતા ધારણ કર અને શ્રીરઘુનાથજીમાં પ્રેમ કર– એમાં જ ભલાઈ છે.

**તિલ પર રાખૈ સકલ જગ, વિદિત વિલોકત લોગ;**
**તુલસી મહિમા રામકી, કો જગ જાનન યોગ. ૪૩**

શ્રીગોસાંઈજી કહે છે કે, જેણે પોતાની માયા વડે જગતને એક તલમાત્ર પર રાખ્યું છે; અથવા જેણે પોતાના નેત્રના એક કટાક્ષ વડે જગતની રચના કરી બતાવી છે અથવા જેણે મૂકેલી દેહધારીઓનાં નેત્રોમાંની પૂતળી વડે એ દેહધારીઓને આ જગત ભાસી રહ્યું છે, એવા શ્રીરઘુનાથજીના મહિમાને કોણ જાણી શકે તેમ છે ?

**જહાં રામ તહેઁ કામ નહિં, જહાં કામ નહિં રામ;**
**તુલસી કબહીં હોતનહિં, રવિરજની ઇક ઠામ. ૪૪**

+ વિહાવ શબ્દ હિતાહિત બન્નેમાં યોજાયેલો છે તેથી 'તુલ્ય-યોગ્યતાલંકાર' છે.

તુલસીદાસજી કહે છે કે, સૂર્ય અને રાત્રિ બન્ને એકી વખતે એકીસાથે હોઈ શકતા નથી. તે પ્રમાણે જ્યા રામ છે ત્યા કામક્રોધાદિ (અધકાર) હોઈ શકતા નથી અને જ્યા કામક્રોધાદિ રહેલાં છે ત્યા રામજી હોતા નથી.

**રામદૂર માયા પ્રબલ, ઘટતિ જાનિ મનમાહિં;**
**બઢતિ ભૂરિ રવિ દૂરિ લખિ, શિર પર પગુતર છાહિં. ૪૫**

રામજી હૃદયમાથી દૂર થયેલા જાણતા જ માયા પ્રબળ બની જાય છે, પણ શ્રીરામજીનુ રૂપ કિવા નામસ્મરણ હૃદયમા છે એવું જાણતા માયા ઘટી જાય છે, અર્થાત્ જેના મનમા શ્રીરામરૂપ સૂર્યનો પ્રકાશ છે, ત્યા માયાનો અધકાર આવી શકતો નથી જેમ સૂર્યથી દૂર (સવાર-સાજ) રહેતા, પોતાની છાયા વધેશ્રી (લાબી) જણાય છે પણ તે જ સૂર્ય માથા પર આવતા છાયા પગ નીચે સમાઈ જાય છે.

**સપતિ સકલ જગત્તકી, શ્વાસા સમ નહિં હોય;**
**શ્વાસ સોઈતજિરામપદ, તુલની અલગ ન ખોય. ૪૬**

આખા જગતની સપત્તિ ભલે હોય પણ તેની કિમત શ્વાસની બરાબર નથી, કારણકે શ્વાસ ઊડી ગયા પછી સપત્તિ નકામી છે તુલસીદાસજી કહે છે કે, એવો શ્વાસ શ્રીરઘુનાથજીના ચરણો સિવાય અન્યત્ર ન ગુમાવવો જોઈએ

**તુલસી સો અતિ ચતુરતા, રામચરણ લવલીન;**
**પરમન પરધન હરણકહઁ ગણિકા પરમ પ્રવીન. ૪૭**

તુલસીદાસજી કહે છે કે, શ્રીરઘુનાથજીના ચરણોની સેવામા લવલીન રહેવુ એ જ એક સૌથી ભલી ચતુરતા છે. બીજા નાના પ્રકારના આડબર દ્વારા પારકુ મન કે ધનહરણ કરવામા ચતુરાઈ શાની ? એ વાતમા તો ગણિકા ભારે

હોશિયાર છે.

**ચતુરાઈ ચૂલ્હે પરૈ, યમગહિ જ્ઞાનહિ ખાય;**
**તુલસી પ્રેમન રામપદ, સબ જર મૂલ નશાય. ૪૮**

કર્મકાંડની ચતુરાઈ જો ભગવાનને અર્થે કરાય તો તો ઠીક; નહિ તો વાસનારૂપી ચૂલામાં પડીને ખાખ થનારી છે તે પ્રમાણે વેદાંતના જ્ઞાન વડે જો શ્રીહરિના ચરણોમાં પ્રેમ ન પ્રાપ્ત થયો હોય, તો એ જ્ઞાનને એક દિવસ યમરાજ પકડીને ખાઈ જવાનો છે. તુલસીદાસજી કહે છે કે, જેને શ્રીરઘુનાથજીના ચરણોમાં પ્રેમ નથી તેનું બધું જડમૂળથી નાશ થનારું છે.

**પ્રેમશરીર પ્રપંચરુજ, ઉપજી બડી ઉપાધિ;**
**તુલસી ભલી સો બૈદઈ, બેગિ બાંધઈ વ્યાધિ. ૪૯**

પ્રેમરૂપી શરીરમાં પ્રપંચરૂપી રોગ થવાથી ભારે પીડા ઊપડી છે. ગોસાંઈજી કહે છે કે જે દવા રોગને તુરત જ દૂર કરે તે જ દવા સારી; અર્થાત્ પ્રપંચથી છોડાવનારો ઉપાય એ જ ખરો ઉપાય છે.

**રામ વિટપતર વિશદવર, મહિમા અગમ અપાર;**
**જાકહઁ જહઁ લગિ પહુઁચહૈ, તાકહઁ તહઁ લગિ ડાર. ૫૦**

શ્રીરામરૂપ કલ્પવૃક્ષનો મહિમા ઉજ્જ્વલ, શ્રેષ્ઠ, અગમ્ય અને અનંત છે. તેનો પાર કોઈ પામી શકતું નથી, પણ જેની જ્યાં લગી પહોંચવાની શક્તિ હોય છે, તેની ત્યાં લગી ડાળ છે; અર્થાત્ જે જેવા ભાવે ભગવાનને ભજે તેને તેવે સ્વરૂપે ઈશ્વરની પ્રાપ્તિ થાય છે.

**તુલસી કોશલરાજ ભજુ, જનિ ચિતવૈ કહુઁ ઓર;**
**પૂરણ રામ મયંક મુખ, કરુ નિજ નયન ચકોર. ૫૧**

હે તુલસી! કોશલપતિ શ્રીરઘુનાથજીને ભજ; બીજે

ક્યાય ન જો! શ્રીરામના પૂર્ણ મુખચદ્રને જોવાને તું તારાં નેત્રોને ચકોર બનાવ!

**ઊંચે નીચે કહૂઁ મિલૈ, હરિપદ પરમ પિયૂષ;**
**તુલસી કામ મયૂષતે, લાગૈ કીનેઉ રૂપ. ૫૨**

શ્રીહરિના ચરણારવિંદોનુ પ્રેમામૃત મેળવવામા ઊચેનીચે જોવાની જરૂર નથી. જેમ ચકોર જ્યારે ચદ્રમાને એકીટશે નિહાળતો હોય છે, ત્યારે માર્ગમા કોઈ આડ આવતું હોય છે, તો ચકોર તે આડ કયુ છે તેનો વિચાર કરતો નથી. તેને તો ચદ્રમાના કિરણોનુ કામ છે, આડનુ કામ નથી. તે પ્રમાણે ભગવાનના ચરણોમા પ્રેમ પામવા માટે ગમે તેનો સત્સંગ કરવો પડતો હોય તો તે કરવો, ત્યા ઊચનીચ વિચારવાનુ પ્રયોજન નથી. જેમકે 'यश्चाडालोऽपि रामेति वाचं वदेत् तेन सह संवसेत् तेन सह संवदेत् तेन सह संभुञ्जीत ।' इति श्रुतिः

**સ્વામી હોનો સહજ હૈ, દુર્લભ હોનો દાસ;**
**ગાડર લાયે ઊનકો, લાગી ચરૈં કપાસ. ૫૩**

માલિક બનીને હુકમ કરવા, એ સહેલુ છે, પણ દાસ થઈને સેવા કરવી એ કઠણ છે! ભગવાને પોતાની સેવાને માટે જીવો ઉત્પન્ન કર્યા છે, પરતુ જીવ સેવાની વાત ભૂલી ગયો છે. કોઈ રાજા બની ગયો છે, તો કોઈ ગુરુ બની બેઠો છે, તો વળી કોઈ બાપ બન્યો છે આમ સૌ કોઈ સ્વામી બનીને પોતાની જ સેવા કરાવવા લાગ્યા છે! કોઈકે ઊનને માટે ગાડર આણ્યા, પણ ઊન તો એક બાજુ રહી ગયુ. ઊલટુ પેલા ગાડરિયા ખેતરની અદર વાવેલો કપાસ ચરવા માડ્યા! તે જ પ્રમાણે જીવ હરિભક્તિ ભૂલીને પોતાની ભક્તિ કરાવવા લાગ્યો છે! (કદાચિત્ એટલા માટે જ ગાડરિયાને,

કાતરને અને જીવોને સુખદુઃખને હવાલે કરવામાં આવ્યાં છે.)

**ચલબ નીતિ મગ રામપદ, પ્રેમ નિબાહબ નીક;**
**તુલસી પહિરિય સો વસન, જો નય વારત ફીક. ૫૪**

નીતિને રસ્તે ચાલીને શ્રીરઘુનાથજીના ચરણોમાં પ્રેમ નિભાવવો, એમાં જ સેવકની ભલાઈ અને મૂલ્ય છે. તુલસીદાસજી કહે છે કે વસ્ત્ર એવું પહેરવુ કે તે ધોવાથી ફિક્કુ ન પડી જાય! તે પ્રમાણે સેવા એવી હોવી જોઈએ કે કસોટી પર ચઢતાં બનાવટી ન ઠરે!

**તુલસી રામ કૃપાલુ તે, કહિ સુનાવ ગુણદોષ;**
**હોઉ દૂબરી દીનતા, પરમ પીત સંતોષ. ૫૫**

હે તુલસી! કૃપાળુ શ્રીરઘુનાથજીની પાસે તારા ગુણદોષ કહી સભળાવ, તેથી મનની દીનતા ઘટી જશે અને સતોષની વૃદ્ધિ થશે; અર્થાત્ બીજે કયાય જઈને પોતાની ગરીબી ન ગાવી જોઈએ; કારણકે શ્રીરામ વિના બીજુ કોઈ કૃપાળુ નથી!

**સુમિરન સેવન રામપદ, રામચરણ પહિચાન;**
**ઐસેહુઁ લાભન લલક મન, તૌ તુલસી હિતહાન. ૫૬**

શ્રીરામનામના સ્મરણથી અને સેવનથી શ્રીરામરૂપની પ્રાપ્તિ થાય છે. જેનું મન એવો મોટો લાભ ઉઠાવવાને તત્પર નથી તેને બધા કલ્યાણની હાનિ છે.

**સબ સંગી બાધક ભયે, સાધક ભયે ન કોય;**
**તુલસીરામ કૃપાલુ તે, ભલી હોય સો હોય. ૫૭**

જાતિ, મોટાઈ, રૂપ અને યૌવન ઇત્યાદિ જીવિતનાં સંગાથી સૌ ભક્તિના બાધક થઈને પડ્યાં છે, કોઈ સાધક

ન થયો, અથવા કામ-ક્રોધાદિ જે ભક્તિના બાધકો છે તે જ જીવિતના જોડીદાર બન્યા અને વિવેક આદિ જે સાધકો છે તે કોઈ સંગાથી ન થયા! તુલસીદાસજી કહે છે કે હવે મારા તરફથી તો કાઈ બની શકે તેમ નથી. રામજી કરે તે ખરુ!

**તુલસી મિટે ન કલ્પના, ગયે કલ્પતરુ છાહ;**
**જબ લગિ દ્રવૈ ન કરિ કૃપા, જનકસુતાકો નાહ. ૫૮**

તુલસીદાસજી કહે છે કે જ્યા સુધી સીતાપતિ શ્રીરામ દયા કરીને દ્રવશે નહિ, ત્યા સુધી કલ્પવૃક્ષની છાયામા જઈને બેસતા પણ જીવના સુખદુઃખ ટળશે નહિ.

**વિમલ બિલગ સુખ નિકટ દુખ, જીવન સમય સુરીતિ;**
**રહિત રાખિયે રામકી, તજે તે ઉચિત અનીતિ. ૫૯**

જ્યારે જીવો શ્રીરામ વિષે પ્રીતિરહિત હોય છે, ત્યારે નિર્મળ સુખો તેમનાથી વેગળા જાય છે અને તેઓ દુઃખમા મુકાય છે, કારણકે એવા મનુષ્યોને અનીતિ જ સારી લાગે છે. પણ જે જીવો શ્રીરામજીમા પ્રીતિવાળા છે, તેમને અનીતિ દ્વારા દુખમા મુકાવાનુ કોઈ કારણ જ નથી.

**જાય કહબ કરતૂતિ બિનુ, જાય યોગ બિન છેમ;**
**તુલસી જાય ઉપાય સબ, બિના રામપદ પ્રેમ. ૬૦**

તુલસીદાસ કહે છે કે, કેવળ શબ્દો જેમ ક્રિયા વિના નકામા છે, ક્ષેમકુશળ વિના-જોગ યોગની સાધના નકામી છે, તેમ બીજા સર્વ મુક્તિના ઉપાયો શ્રીરઘુનાથજીના ચરણાર વિંદોમા પ્રેમ વિના નકામા છે.

**તુલસી રામહિં પરિહરે, નિપટ હાનિ સુનુમોદ;**
**જિમિ સુરસરિ ગત સલિલવર, સુરાસરિસ ગંગોદ. ૬૧**

તુલસીદાસજી કહે છે કે શ્રીરઘુનાથજીને તજી દેવાથી ભાગ્યમાં પ્રાપ્ત થયેલા બધા આનંદો પણ દુઃખદાયી બને છે. જેમકે, ગંગાજીને ત્યજતાં પવિત્ર ગંગાજળ પણ યથાસંભવ મદિરા બનીને અપવિત્ર બની જાય છે. હવે તેથી ઊલટું મદિરાનું અપવિત્ર જળ પણ ગગાજીમાં મળતાં ગંગાજળ કહેવાય છે. તે પ્રમાણે શ્રીરામપ્રેમના સંબંધ વડે જીવોનાં પ્રાપ્ત દુઃખો પણ સુખદાયી થાય છે.

**હરે ચરહિં તાપહિં બરે, ફરે પસારહિં હાથ;**
**તુલસી સ્વારથમીત જગ, પરમારથ રઘુનાથ. ૬૨**

વૃક્ષ, વેલી અને ઘાસ વગેરે વનસ્પતિ જ્યારે લીલાં હોય છે, ત્યારે મનુષ્યો અને પશુપક્ષીઓ ચરે છે; સુકાઈને તે લાકડું બને છે ત્યારે તેમને સળગાવીને તાપે છે. પછી એ વૃક્ષાદિને ફળો આવે છે, ત્યારે તેઓ તેમને ખાઈ જવાને માટે હાથ લાંબા કરે છે. તુલસીદાસજી કહે છે કે, આમ આ જગતમાં સૌ સ્વાર્થનાં સગાં છે–સ્વાર્થરહિત મિત્ર એક માત્ર શ્રીરઘુનાથજી છે.

**તુલસી ખોટે દાસ કર, રાખત રઘુબર માન;**
**જ્યોં મૂરખ પૂરોહિતહિ, દેત દાન યજમાન. ૬૩**

(ઉપરના દોહામા કહ્યું છે કે, 'શ્રી રઘુનાથજી સાચા મિત્ર છે'–પણ કોઈ શંકા કરે, કે 'બનાવટી ભગત'ને માટે રઘુનાથજી મિત્ર શા માટે હોય?) એટલા માટે ગોસાંઈજી કહે છે કે, ખોટા ભક્તોનું પણ શ્રીરઘુનાથજી માન રાખે છે. જેમ અભણ અને કર્મકાંડ નહિ જાણનારા પુરોહિતને

પણ તેનો યજમાન દક્ષિણા આપે છે, તેમ શ્રીરામજી બનાવટી શરણાગતિ કરનારાના પણ દોષ જોતા નથી–ઊલટું અભય* આપીને ખરો ભક્ત બનાવે છે.

**જ્યોં જગ બૈરી મીનકો, આપુ સહિત પરિવાર;**
**ત્યોં તુલસી રઘુનાથ બિન, આપનિ દશા બિચાર. ૬૪**

માછલીને શત્રુ ઘણા છે. દુનિયા એને ખાઈ જવા માટે પકડી લે છે. પોતે સ્વાદલોલુપ થઈને કાંટામાં ફસાઈ જાય છે. વળી મોટી માછલી નાની માછલીને ખાઈ જાય છે! તુલસીદાસજી કહે છે કે, તે પ્રમાણે તું તારી પોતાની દશાને સમજી લે! દુનિયા તને સ્વાર્થવશ ભવકૂપમાં જ રહેવાનો માર્ગ બતાવનારી છે. તું પોતે કામાદિ વિષયરૂપી કાંટામાં ફસાઈ જનારો છે અને પરિવાર, પેટને ખાતર ભક્તિનો વિરોધી છે જ!

**તુલસી રામભરોસ શિર, લિયે પાપ ધરિ મોટ;**
**જ્યોં વ્યભિચારી નારિ કહઁ, બડી ખસમકી ઓટ. ૬૫**

તુલસીદાસજી કહે છે કે, જેને શ્રી રઘુનાથજીના શરણનો ભરોસો છે, તે મનુષ્ય દુનિયામાં રહીને કદાચ પાપની ગાંસડી પણ પોતાના માથા પર બાંધી લે, તોપણ તેને ભગવાનના શરણનો આધાર છે તેથી તે નિર્ભય રહેવા ઇચ્છે છે. તેને ઉમેદ છે કે પતિતપાવન, અધમોદ્ધારણ અને દીનદયાળુ ભગવાન જરૂર લાજ રાખશે! દાખલા તરીકે વ્યભિ-

---

* सकृदेव प्रपन्नाय तवास्मीति च याचते ।
अभयं सर्वभूतेभ्यो ददाम्येतद् व्रतं मम ॥ (वाल्मिकी)

જે એકવાર પણ મારે શરણે આવીને એમ યાચના કરે છે કે, હું તારો છું તેને હું સર્વ ભૂતોથી અભય આપું છું–એ મારું વ્રત છે.

ચારિણી સ્ત્રીને પોતાના સ્વામીની ઓથમાં રહીને પોતાના કલંકને માટે બેફિકર રહેવાની ગુંજાશ રહે છે. તે માને છે કે, જો ગર્ભ રહી જશે તો ધણી જીવતો હોઈને મને કોણ દોષ દઈ શકશે ?

**સ્વામી સીતાનાથજી, તુમ લગ મેરી દૌર;**
**તુલસી કાક જહાજકો, સૂઝત ઔર ન ઠૌર. ૬૬**

હે સીતાપતિ! હે સ્વામિન્! મારી આશા અને ભરોસો એક માત્ર આપ છો. હું ભરદરિયામાં પડેલા જહાજ પર બેઠેલો કાગડો છું. મને બીજે ક્યાં યે ભાગવાનું ઠેકાણું નથી. આપની શરણાગતિ એ જ મારું જહાજ છે અને એ એક જ મારું ઠેકાણું છે.

**તુલસી સબ જલ છાંડિકે, કીજે રામસનેહ;**
**અંતર પતિસોં હૈ કહા, જિન દેખી સબ દેહ. ૬૭**

શ્રીગોસાંઈજી કહે છે કે બધાં છળકપટ તજીને શ્રીરઘુનાથજીમાં સ્નેહ રાખો. જેણે અંગેઅંગ આખું શરીર જોયુ છે, એવા પતિની સાથે સ્ત્રીને કયો પડદો રાખવાનો હોય?

**સબહીકો પરખે લખે, બહુત કહેકા હોય;**
**તુલસી તેરો રામ તજિ, હિત જગ ઔર ન કોય. ૬૮**

કલ્યાણ કરનારા દેવતાઓ કે સંસારનાં સગાંઓ બધાંને કસીને જોયાં! વધુ કહ્યે શો લાભ? તુલસીદાસજી કહે છે કે, આ જગતમાં શ્રીરામ વિના તારું કલ્યાણ કરનાર બીજું કોઈ નથી.

**તુલસી હમસોં રામસોં, ભલો મિલો હૈ સૂત;**
**છાંડે બનૈન સઁગરહ, જ્યોં ઘરમાહઁ કપૂત. ૬૯**

શ્રીગોસાંઈજી કહે છે કે, રઘુનાથજીની સાથેનો અમારો

સંબંધ ભારે અનિવાર્ય અને સળ સૂઝે નહિ એવો બન્યો છે! ઘરમાં જ કોઈ કપૂત પાકયો હોય તો તેને તજી શકાય નહિ, તેમ રાખી પણ શકાય નહિ, એટલે છેવટે એ કપૂતનાં દુરાચરણો દૂર કરીને એબ ઢાંકયે જ છૂટકો! તે જ પ્રમાણે શરણે આવેલા પણ કુસેવકને ત્યાગી દે તો શ્રીરઘુનાથજીની બિરુદાવલિમાં ધક્કો પહોંચે એટલે છેવટે તે માયાના કુસંગથી ઉત્પન્ન થયેલી, તે સેવકની કુટિલતા ને મોહપાશને દૂર કરીને તેને સુસેવક કર્યે જ છૂટકો છે!

**કોટિ વિઘન સંકટ બિકટ, કોટિ શત્રુ જો સાથ;**
**તુલસી બલ નહિ કરિ સકૈ, જો સુદૃષ્ટ રઘુનાથ. ૭૦**

તુલસીદાસજી કહે છે કે કરોડો વિઘ્નો, વિકટ સંકટો અને કરોડો શત્રુઓ ભલે ભેગાં થાય, પણ જો શ્રીરઘુનાથજીની કૃપાદૃષ્ટિ હોય તો કોઈનું ય કાંઈ ચાલી શકતું નથી.

**લગન મુહૂરત યોગબલ, તુલસી ગનત ન કાહિ;**
**રામભયે જેહિદાહિને, સબૈ દાહિને તાહિ. ૭૧**

મેષાદિ લગ્ન, સારાંનરસાં મુહૂર્ત, ગ્રહયોગ, ચંદ્રબળ અને તારાબળ ઇત્યાદિ કોઈને પણ તુલસીદાસજી ગણતા નથી. એક શ્રીરામ અનુકૂળ થાય તો ઉપરનાં બધાં પોતાની મેળે અનુકૂળ થઈ જાય છે.

**પ્રભુ પ્રભુતા જા કહૈંદઈ, બોલ સહિત ગહિ બાંહ;**
**તુલસી તે ગાજત ફિરહિં, રામક્ષત્રકી છાંહ. ૭૨**

તુલસીદાસજી કહે છે કે પ્રભુએ જેમને પ્રભુતા આપી છે અને બોલ સહિત (વચન આપી) જેમનો હાથ પકડ્યો છે, તેઓ શ્રીરઘુનાથજીના કૃપાછત્ર નીચે ગાજતા ફરે છે–નિર્ભય છે.

**સાધન સૉંસતિ સબ સહત, સુમન સુખદ ફલ લાહુ;**
**તુલસીચાતક જલદકી, રીઝિ બૂઝિ બુધ કાહુ. ૭૩**

સુક્તિ મેળવવાના ઉપાયોને ફૂલેલા-ફળેલા બનાવવાને માટે સૌ કોઈ વૈરાગ્યાદિ સાધનોની તકલીફ સહે છે, પણ તુલસીદાસજી કહે છે કે જેવી ચાતકની સ્વાતિના મેઘમા પ્રેમાસક્તિ અને રીત છે, તેવી તો કોઈકમા જ છે, અર્થાત્ જ્ઞાનરૂપ ફળલાભ ઉઠાવવાને ખાતર, જપ, તપ, વૈરાગ્ય, યોગ અને ખટપટ થાય છે, પણ પ્રેમ વિના બધુ વૃથા જવાથી એકલી તકલીફ હાથમા રહે છે

**ચાતકજીવન જલદ કહેઁ, જાનત સમય સુરીતિ;**
**લખત લખત લખિપરત હૈ, તુલસી પ્રેમપ્રતીતિ. ૭૪**

શ્રીગોસાઈજી કહે છે કે અનુભવી પ્રેમીજનોના સત્સગે રહેવાથી તેમની રીતિ જોતાજોતા શ્રીરઘુનાથજીના પ્રેમની પ્રતીતિ થાય છે, અર્થાત્ પોતાને કેવા પ્રકારનો પ્રેમ વિહિત-ઉપયુક્ત છે તથા કેવી રીતે પ્રેમ કરવો અને શા માટે કરવો એ બધી વાત પ્રેમીજનોના સત્સગમા સહેજે સિદ્ધ સમજાય છે જેમ કે નવા ચાતકો, અનુભવી ચાતકોને જોઈજોઈને મેઘનો સમય જળના બુદ ગ્રહણ કરવાની રીતિ અને પ્રેમની પ્રતીતિ (વિશ્વાસપૂર્વક જ્ઞાન) જાણી લે છે

**જીવ ચરાચર જહઁ લગે, હૈ સબકો પ્રિય મેહ;**
**તુલસી ચાતક મન બસો, ઘનસોં સહજ સનેહ. ૭૫**

ચરાચર ભૂતમાત્રને મેઘ બહુ પ્રિય છે, પણ ગોસાઈજી કહે છે કે ચાતકના મનમા તો મેઘનો સ્વાભાવિક સ્નેહ છે, એટલે કે સર્વ ત્યજીને એક માત્ર મેઘ જ ચાતકના જીવિતનો આધાર બનેલો છે એવો પ્રેમ બીજા કોઈમા નથી, કારણ કે

ક્યારેક દુકાળ પડે તો બીજા જીવો ભૂખ્યાતરસ્યા મરવાને તૈયાર નથી.

**ડોલત વિપુલ બિહંગબન, પિયત પોખરીબારિ;**
**સુયશ ધવલ ચાતક નવલ, તોર ભુવન દશચારિ. ૭૬**

વનમા અનેક પક્ષીઓ ડોલે છે અને ફરે છે, નદી–તળાવનાં પાણી પીને જીવે છે. એમાં કાંઈ નવીનતા નથી, પણ હે ચાતક! તારો નિત્યનવીન અને ઉજ્જવળ સુયશ તો ચૌદ લોકમાં પ્રખ્યાત છે.

**મુખમીઠે માનસ મલિન, કોકિલ મોર ચકોર;**
**સુયશ લલિત ચાતક બલિત, રહો ભુવનભરિ તોર. ૭૭**

કોકિલા, મોર અને ચકોર મુખથી મીઠું બોલનારાં છે, પણ મનનાં મલિન છે. કોયલ વસંતને, મોર વર્ષાને અને ચકોર ચંદ્રમાને જોઈને ખુશી થાય છે; છતાં તેમને તેની ખાસ દરકાર નથી. પણ હે ચાતક! તારો સુંદર અને નિર્મળ યશ તો ભુવનભરમાં ફેલાયેલો છે–એ અનન્ય પ્રેમ વડે તેં આખા જગતને જીવતું રાખ્યું છે.

**માંગત ડોલત હૈ નહીં, તજિઘર અનત ન જાત;**
**તુલસી ચાતક ભક્તકી, ઉપમા દેત લજાત. ૭૮**

ચાતક એવો દૃઢ પ્રેમી છે કે કોઈની પાસેથી કંઈ પણ માગતો નથી; ડોલતો ઊડતો પોતાનું ઘર તજીને ક્યાં ય જતો નથી. તુલસીદાસજી એવા પરમ ભક્ત ચાતકને બીજા કોઈની ઉપમા દેતાં લજાય છે.

**તુલસી તીનોં લોકમહઁ, ચાતકહી કો માથ;**
**સુનિયત જાસુ ન દીનતા, કિયે દૂસરે નાથ. ૭૯**

ગોસાઈજી કહે છે કે ત્રણે લોકમાં એક ચાતકનું જ

મસ્તક ઊંચું છે; કારણ સાંભળ્યુ છે કે તેણે સ્વાતિ સિવાય બીજા કોઈ સ્વામીની પાસે જઈને દીનતા દર્શાવી નથી કે મસ્તક નમાવ્યુ નથી.

**પ્રીતિ પપીહા પયદકી, પ્રકટ નઈ પહિચાન;**
**યાચક જગત અધીન ઈન, કિયે કનૌડો દાન. ૮૦**

ચાતક અને મેઘની પ્રીતિ વડે એક નવી રીત પ્રકટ થાય છે. જગતમાં યાચકો દાનીને અધીન રહે છે, પણ ચાતકે તો દાની( મેઘ )ને પોતાને અધીન બનાવ્યો છે.

**ઊંચી જાતિ પપીહરા, નીચો પિયત ન નીર;**
**કૈ યાંચૈ ઘનશ્યામસોં, કૈ દુઃખ સહૈ શરીર. ૮૧**

ચાતક ઊંચી જાતનો છે. તે નદીતળાવનૂ નીચે પડેલું પાણી પીતો નથી. કા તો સ્વાતિમાં મેઘને યાચે છે, કાં તો તરસ્યો રહીને શરીર પર દુઃખ સહે છે.

**કૈ વરષૈ ઘનસમય શિર, કૈ ભરિ જનમ નિરાશ;**
**તુલસી ચાતક યાચકહિં, તઊ તિહારી આશ. ૮૨**

મેઘ સમયસર વરસે કે ભલે જન્મભર ન વરસે; તોપણ ગોસાઈજી કહે છે, હે મેઘ! જાચક ચાતકને તો એક માત્ર તારી જ આશા છે

**ચઢત ન ચાતક ચિત કબહુઁ, પિયપયોદ કે દોપ;**
**યાતે પ્રેમ પયોધિબર, તુલસીયોગ ન દોપ. ૮૩**

યદિ મેઘ ન વરસે તોપણ ચાતકના મનમાં પ્રિય મેઘના દોષ વસતા નથી, તેથી ચાતક ખરેખર પ્રેમનો સમુદ્ર છે અને દોષ દેવા યોગ્ય નથી.

**તુલસી ચાતક માંગનો, એક એક ઘનદાનિ;**
**દેત સો ભૂભાજન ભરત, લેત ઘૂંટ ભરિ પાનિ. ૮૪**

ગોસાંઈજી કહે છે કે ચાતકના જેવો યાચક બીજો કોઈ નથી અને મેઘના જેવો દાની બીજો કોઈ નથી; કારણકે મેઘ જ્યારે દાન આપતાં આખી પૃથ્વીને પાત્ર બનાવીને તેને ભરી દે છે, ત્યારે ચાતક તો એવો સંતોષી રહે છે કે તે એક ઘૂંટડો માત્ર પાણી લે છે. બાકીનું તે જગતના કલ્યાણ માટે રહેવા દે છે. તે જ પ્રમાણે શ્રીરઘુનાથજીના ભક્તો સંસારનું કલ્યાણ સાધે છે. મનુ મહારાજની ભક્તિને અધીન થઈને ભગવાન પુત્રરૂપે પ્રકટ થયા અને આખા સંસારનું કલ્યાણ થયું, પણ મનુ મહારાજે તો કેવળ દર્શનમાં સુખ માન્યું.

**વ્હૈ અધીન યાચત નહીં, શીશનાય નહિં લેય;**
**ઐસે માની માંગ નહિ, કો બારિદ બિન દેય. ૮૫**

ચાતક ગરીબી ગાઈને ભીખ માગતો નથી, તેમ જ દાન મળ્યે નીચું માથું કરીને લેતો નથી. એવા સ્વાભિમાની યાચકને મેઘ વિના બીજો કોણ આપી શકે? શ્રીરઘુનાથજીના અનન્ય ભક્તો પ્રભુને પણ અધીન થઈને કંઈ જ માગતા નથી કે મસ્તક નમાવીને લેતા નથી.

**પવિપાહનદામિનિ ગરજ, અતિ ઝકોર ખરખીઝિ;**
**દોન ન પ્રીતમ રોષ લખિ, તુલસી રાગહિ રીઝિ. ૮૬**

દાન આપતાં મેઘ વજ્રપાત, બરફ-કરા, વીજળીના કડાકા અને ઝંઝાવાત ઈત્યાદિ દ્વારા જાણે પોતાનો રોષ વ્યક્ત કરે છે; પણ ચાતક પોતાના પ્રિયતમનો રોષ જોઈને તેને દોષ દેતો નથી. તે તો પોતાના જ પ્રેમની પૂર્ણતા પર નિર્ભર રહે છે. (જ્યાં પ્રેમની અપૂર્ણતા હોય છે ત્યાં જ દોષ જોવાનું સૂઝે છે, પૂર્ણ પ્રેમીઓને દોષ જોવાનો આવકાશ જ ક્યાં રહે છે?)

**કોન જિયાયે જગતમહઁ, જીવનદાયક પાનિ;**
**ભયો કનૌડો ચાતક હિં, પયદ પ્રેમપહિચાનિ. ૮૭**

જળ વરસીને મેઘ જગતમાં કોને નથી જિવાડતો ? કિંતુ ચાતકનો પ્રેમ પિછાનીને તો તેને અધીન થયો છે; બીજા કોઈનો અધીન થયો નથી. તે પ્રમાણે શ્રીરઘુનાથજી જગતના જીવનદાતા છે, પણ પ્રેમને અધીન થઈને પોતાના ભક્તોની સમીપ રહે છે; જેમ કે શ્રીહનુમાનજીના પ્રેમ પર વેચાઈ ગયા !

**માન રાખિબો માંગિબો, પ્રિયસોં સહજ સનેહ;**
**તુલસી તીનોં તબ ફબૈં, જબ ચાતક મન લેહ. ૮૮**

જ્યારે ચાતકના જેવી પ્રેમની ટેક હોય, ત્યારે જ માન રાખવું, માગવું અને પ્રિયતમની સાથે સ્નેહ જાળવી રાખવો, એ ત્રણે વાત એકીસાથે શોભે છે.

**તુલસી ચાતકહી ફબૈં, માન રાખિબો પ્રેમ;**
**વક્રબુંદ લખિ સ્વાતિકો, નિદરિ નિબાહત નેમ. ૮૯**

ગોસાંઈજી કહે છે કે માન રાખવું અને પ્રેમ નિભાવવો, એ બંને વસ્તુ ચાતકમાં શોભે છે. સ્વાતિનાં જે જળબુંદ સીધાં મુખમાં પડે છે, તે જ ચાતક પીએ છે; વાંકાંત્રાંસાં ફેરાં તે ત્યજી દે છે, એમ તે પોતાની ટેક (માન) રાખે છે. તે પ્રમાણે જે અનન્ય ભક્તો છે તે જે અનાયાસે પ્રાપ્ત થાય છે, તે જ ગ્રહણ કરે છે; એટલું જ નહિ, પણ પ્રયોજન પૂરતું જ ગ્રહે છે.

**ઉપલ બરપિ ગરજત તરજિ, ડારત કુલિશ કઠોર;**
**ચિતવકિ ચાતક જલદ તજિ કબહુઁ આનકી ઓર. ૯૦**

મેઘ ગાજવીજ કરીને, પથરા જેવા કરા વરસીને કે વજ્રપાત કરીને ગમે તેટલો માર મારે, પણ ચાતક મેઘને તજીને બીજા કોઈની તરફ કદી પણ જુએ ખરો કે ? તે જ

પ્રમાણે અનન્ય ભક્તો, ગમે તેવાં દુ:ખ પડે તોપણ ભગવાન ને તજીને વિમુખ થાય નહિ.

**બરષિ પરુષ પાહન જલદ, પક્ષકરૈ ટુકટૂક;**
**તુલસી તદપિ ન ચાહિયે, ચતુર ચાતકહિ ચૂક. ૯૧**

ગોસાંઈજી કહે છે, કે મેઘ બરફના કઠોર પથ્થરો વરસાવીને ભલે ચાતકની પાંખોના કટકેકટકા કરી નાખે, તોપણ ચતુર ચાતકે પોતાના નેમ–પ્રેમમા ચૂકવું ન જોઈએ. તે પ્રમાણે પ્રેમી ભક્તોએ પ્રારબ્ધવશ ગમે તેવા દુઃખ પડે તોપણ ભગવદ્ભજનમા ચૂક ન પડવા દેવી જોઈએ; કારણકે દુઃખસુખ દેહનો ભાવ છે: આત્માનો નહિ તેથી મન શ્રીરઘુનાથજીમા રાખી રહેવું જોઈએ.

**રટત રટત રસના લટી, તૃષા સૂખિગો અંગ;**
**તુલસી ચાતકકે હિયે, નિતનૂતન હિતરંગ. ૯૨**

રટીરટીને જીભ થાકી ગઈ અને તરસથી કંઠ સુકાયો તો પણ ગોસાંઈજી કહે છે કે ચાતકને પોતાના પ્રેમી મેઘને વિષે પ્રીતિનો નિત્ય નવીન રંગ સ્ફૂરતો રહે છે. તે પ્રમાણે અનન્ય પ્રેમી ભક્તો સુખદુ:ખની દરકાર રાખ્યા વિના શ્રી રઘુનાથજીના પ્રેમમાં મસ્ત રહે છે

**ગંગા યમુના સરસ્વતી, સાત સિન્ધુ ભરિપૂર;**
**તુલસી ચાતક કે મતે, બિન સ્વાતિ સબધૂર. ૯૩**

ગંગા, યમુના, સરસ્વતી અને સાતે સમુદ્રો જળથી ભરપૂર ભર્યા છે, પણ તુલસીદાસજી કહે છે કે ચાતકને મન એક સ્વાતિના જળ સિવાય એ બધું ધૂળ સમાન છે.

**તુલસી ચાતકકે મતે, સ્વાતિ પિયત ન પાનિ;**
**પ્રેમતૃષા બઢતી ભલી, ઘટે ઘટૈગી કાનિ. ૯૪**

શ્રીગોસાઈજી કહે છે કે ચાતક પોતાના મત પ્રમાણે તો સ્વાતિનુ જળ પણ પેટ ભરીને પીતો નથી. ઊંચું મુખ કરીને જે સીધા બુંદ મુખમા પડી જાય તે જ પીએ છે, કારણ કે પ્રેમની તૃષા વધતી જ સારી, તૃષા ઘટી જાય, તો પ્રેમીનો ભાર ( ગૌરવ ) ઘટી જાય છે. સંતોષી સેવકનો ભાર સ્વામી રાખે જ છે અને એકવાર પેટ ભરીને જો એ માગી લે તો સ્વામી તે સેવકના ભાગમાથી છૂટો થઈ જાય છે. વળી બીજી તરફ સેવક પણ સુખમા પડીને પ્રેમ વીસરી જાય છે.

**સરસરિતા ચાતક તજે, સ્વાતિ સુધિ નહિ લેઈ;**
**તુલસી સેવકવશ કહા, જો સાહબ નહિં દેઈ. ૯૫**

ગોસાઈજી કહે છે કે ચાતકે સરોવર અને નદી ઇત્યાદિ બધુ ત્યજવું અને હવે જો મેઘ પણ ચાતકની ભાળ ન લે તો બિચારા સેવકનુ શુ જોર? જો માલિક ન આપે તો?

**આશ પપીહા પયદકી, સુનુ હો તુલસીદાસ;**
**જો અઁચવૈ જલસ્વાતિકો, પરિહરિ બારહ માસ. ૯૬**

હે તુલસીદાસ! એક માત્ર મેઘમા રહેલી ચાતકની આશાને સાભળ અર્થાત્ ધારણ કર—જે બારે મહિના તજીને તે એક સ્વાતિનુ જ જળ પીએ છે.

**ચાતક ઘનતજિ દૂસરે, જિયત ન નાઈ નારિ;**
**મરત ન માંગે અર્દ્ધજલ, સુરસરિહૂ કો વારિ. ૯૭**

ચાતકે જીવનભર મેઘને ત્યજીને બીજે ક્યાંય મસ્તક ન નમાવ્યુ—મરતામરતા એક ચાથભર ગગાજળ સુદ્ધાં ન ઇચ્છ્યુ. ( કોઈ એક ચાતકને પારધીએ માર્યો, તે ભાગીને ગગાજીમા પડ્યો, કિંતુ ત્યાં પણ તેણે પાણીને માટે ચાંચ

ન ખોળી. )

**વ્યાધાબધો પપીહરા, પરો ગંગજલ જાય;**
**ચોંચ મૂંદિ પીવૈનહીં, ધિગ પિયન પ્રણ જાય. ૯૮**

પારધીએ કોઈ ચાતકને માર્યો. તે અધમૂઓ થઈને ગંગાજીમાં પડ્યો. પણ પડતાવેંત જ તેણે ચાંચ બંધ કરી લીધી–એટલા માટે કે જળ મુખમાં ન ચાલ્યુ જાય! ચાતક મનમા કહે છે કે, 'એવું જળ પીવાને ધિક્કાર છે, એ પીઉં તો મારી પ્રતિજ્ઞા તૂટે!'

**બધિક બધો પરિપુણ્યજલ, ઉપર ઉઠાઈ ચોંચ;**
**તુલસી ચાતક પ્રેમપટ, મરત ન લાયો ખોંચ. ૯૯**

આમ પારધીએ ચાતકને માર્યો અને તે પવિત્ર ગંગાજળમાં પડ્યો, તોપણ ચાતકે પોતાની ચાંચ ઉપર ઉઠાવી લીધી! તુલસીદાસજી કહે છે કે, ચાતકે મરતાંમરતાં પણ પ્રેમપટ(વસ્ત્ર)ને ખાંપો ન આવવા દીધો.

**ચાતક સુતહિ સિખાવનિત, આનનીર જનિલેહુ;**
**યે હમરે કુલકો ધરમ, એકસ્વાતિ સોં નેહુ. ૧૦૦**

ચાતક પોતાના બાળકને હમેશા શિખામણ દે છે કે– 'બીજું કોઈ જળ ન પીશો–એકમાત્ર સ્વાતિના જળ પર જ સ્નેહ રાખવો, એ આપણા કુળનો ધર્મ છે.'

**દરશન પરશન આનજલ બિનુસ્વાતિ સુનુતાત;**
**સુનત સે ચુવાચિતચુભો, સસુઝિ નીત બરબાત. ૧૦૧**

ચાતક પોતાના બાળકને શીખવે છે કે, સ્વાતિ વિના અન્ય જળનું દર્શન પણ ન કરવું; એનો સ્પર્શ ન કરવો! નીતિની એવી શ્રેષ્ઠ વાત સમજાતાં જ બાળકના મનમાં વસી ગઈ.

**તુલસી સુતસે કહત હૈં, ચાતક બારંબાર;**
**તાત ન તરપન કીજિયો, બિના બારિ ધરબાર. ૧૦૨**

ચાતક પોતાના બાળકને વારંવાર કહે છે કે, હે તાત! સ્વાતિના જળ વિના અન્ય કોઈ જળથી અમારું તર્પણ પણ કરશો નહિ,

**બાજ ચંગુગત ચાતકહિ, ભઈ પ્રેમકી પીર;**
**તુલસીપરબસ હાડ મમ, પરિહૈ પુહુમીનીર. ૧૦૩**

કોઈ એક ચાતકને બાજે પકડી લીધો, ત્યારે તેને મરતામરતાં પોતાના જીવની પીડા ન થઈ, પણ સ્વામીના પ્રેમની પીડા થઈ. તેને થયુ: 'અરેરે! હું પરાધીન થયો છુ. મારાં હાડકાં કોઈ નકામા જળમાં પડશે.'

**અણ્ડ ફોર કિય ચેચુવા, તુષાપરોની હાર;**
**ગહિ ચંગુલ ચાતક ચતુર, ડારો બાહિરબાર. ૧૦૪**

ચાતકે પોતાનું ઇંડું ફોડીને તેમાંથી બચ્ચું બહાર કાઢ્યું, ત્યારે તેનું ફોકું (કોટલુ) પાણીમાં પડી ગયું. તે જોઈને તે કોટલું બહાર કાઢવાને માટે તેણે પાણીમાં ચાંચ ન બોળી, પણ પગની ચપટીથી પકડીને તે બહાર કાઢી લીધું.

**હોય ન ચાતક પાતકી, જીવન દાનિન મૂઢ;**
**તુલસીગતિ પ્રહ્‌લાદકી, સમુઝિ પ્રેમપદ ગૂઢ. ૧૦૫**

ગંગાજળનો પણ નિરાદર કરનાર ચાતક પાતકી નથી; કારણ કે એમ હોય તો શું એની પ્રેમની ટેક માનીને જળનું દાન કરનારો મેઘ મૂર્ખ છે? ગોસાંઈજી કહે છે કે, તે

પ્રમાણે પ્રહ્લાદની ગત પણ વિદિત છે તેથી સમજી શકાય છે કે, પ્રેમનુ પદ જ ગૂઢ છે.

**તુલસીકે મત ચાતકહિ, કેવલ પ્રેમ પિયાસ;**
**પિયતસ્વાતિજલ જાન જગતાવત બારહમાસ. ૧૦૬**

તુલસીદાસજીના મત પ્રમાણે શુદ્ધ પ્રેમની પ્યાસ એકમાત્ર ચાતકને જ છે; કારણ કે ચાતક બાર મહિના તવાઈને એક સ્વાતિનુ જ જળ પીએ છે, એ વાત જગજાહેર છે.

**એક ભરોસો એકબલ, એક આસ વિશ્વાસ;**
**સ્વાતિ સલિલ રઘુનાથવર, ચાતક તુલસીદાસ. ૧૦૭**

તુલસીદાસજી માટે મુક્તા ઉત્પન્ન કરનારું સ્વાતિનું શ્રેષ્ઠ જળ શ્રીરઘુનાથજી છે અને તુલસીદાસજી એના ચાતક છે. તુલસીદાસજીને શ્રીરઘુનાથજી એ એક જ ભરોસો છે, એ જ એક બળ છે, એ જ એક આશા છે અને એ જ એક વિશ્વાસ છે.

**આલબાલ મુક્તાહલનિ, હિય સનેહ તરુમૂલ;**
**હેરુ હેરુચિત ચાતકહિ, સ્વાતિ સલિલ અનુકૂલ. ૧૦૮**

તુલસીદાસજી પોતાને સંબોધીને કહે છે કે, હે ચિત્ત! મોતી સમાન નિર્મળ અને સઘન (ઘેરા) હૃદયના થાળામાં શ્રીરામપ્રીતિરૂપ વૃક્ષના મૂળને–સ્વાતિના જળને અનુકૂળ થઈ, રહેનારા ચાતકની પેઠે જો–જો નિહાળી રહે! (કારણ કે મૂળને સંભાળવાથી જ વૃક્ષ લીલું રહે છે.)

**રામ પ્રેમ બિન દૂબરે, રામ પ્રેમ સહ પીન;**
**વિશદ સલિલ સરવરવરન, જન તુલસી મનમીન. ૧૦૯**

શ્રીરામજીના પ્રેમ વિના દૂબળું અને પ્રેમ હોવાથી પુષ્ટ રહેનારું તુલસીદાસજીનું મનરૂપી માછલું, પોતાના હૃદયરૂપ સરોવરમાં શ્રીરામપ્રેમરૂપી નિર્મળ જળ ભરપૂર રહેવાથી સદા મગ્ન રહે છે.

**આપ બધિક વરવેષધરિ, કુહૈ કુરંગમ રાગ;**
**તુલસી જ્યોં મૃગમનમુરૈ, પરૈપ્રેમપટદાગ. ૧૧૦**

પારધી પોતે સુંદર વેષ ધારણ કરીને હરણોને મોહાવનારો રાગ આલાપે છે;–(વેષ અને રાગમાં મગ્ન થયેલું હરણ ભાન ભૂલે છે) ત્યારે તેને પારધી બાણથી મારી દે છે એ જોઈને પણ બીજાં હરણ નાસી જતાં નથી! તુલસીદાસજી કહે છે કે, હરણાં પ્રેમી છે–જો હરણનું મન રાગથી વિમુખ થાય તો પ્રેમપટ(વસ્ત્ર)માં ડાઘ પડી જાય!

ઇતિ શ્રીમદ્ ગોસ્વામી તુલસીદાસે રચેલી
સપ્તશતિકા વિષે ૧લો સર્ગ સમાપ્ત

## બીજો સર્ગ

ખેલત બાલક બ્યાલસઁગ, પાવક મેલત હાથ;
તુલસી શિશુ પિતુમાતુ ઇવ, રાખત સિય રઘુનાથ. ૧

સાપ અને અગ્નિના વિકારનું જ્ઞાન ન હોવાથી બાળક સાપની સાથે ખેલવા માંડે છે અને અગ્નિને પકડવા જાય છે, તો માતાપિતા (તેને) બચાવી લે છે. તે જ પ્રમાણે માતા-પિતા શ્રીરામજાનકી પોતાના ભક્તની વિષયરૂપ સાપથી અને કામક્રોધાદિ અગ્નિથી સદા રક્ષા કરતાં રહે છે.

તુલસી કેવલ રામપદ, લાગૈ સરલ સનેહ;
તૌ ઘર ઘટ બન બાટ મહઁ, કતહુઁ રહૈ કિન દેહ. ૨

ગોસાંઈજી કહે છે કે બધી આશા ત્યજીને એક માત્ર શ્રીરઘુનાથજીના ચરણકમળમાં સરળતાથી પ્રેમ લાગી રહે છે, તો શરીર ભલે ઘરમાં રહે કે ઘાટમાં રહે, વનમાં રહે કે વાટમાં રહે–ગમે ત્યાં રહે–કોઈ જાતનો ભય નથી.

કૈ મમતા કરુ રામપદ, કૈ મમતા કરુ હેલ;
તુલસી દો મહઁ એક અબ, ખેલ છાંડિ છલખેલ. ૩

કાં તો શ્રીરઘુનાથજીમાં પ્રેમ કર અને કાં તો બધી મમતા ત્યાગીને જ્ઞાનાદિ સાધન વડે મનની શુદ્ધિ કર. તુલસીદાસજી કહે છે કે છળકપટ ત્યજીને બેમાંથી એક રસ્તો પકડ.

કૈ તોહિં લાગહિં રામપ્રિય, કૈ તુ રામપ્રિય હોહિ;
દુઇ મહઁ ઉચિત સુગમ સમુઝિ તુલસી કરતબ તોહિ. ૪

કાં તો અનન્ય પ્રેમ વડે તને રામજી પ્રિય લાગે એમ કર અને કાં તો જો સ્નેહ ન હોય તો જ્ઞાનાદિ સાધન વડે

મનને શુદ્ધ કરી તું શ્રીરામજીને પ્રિય લાગે એમ કર. બેમાંથી એક જે તને ઠીક લાગે તે કરવું ઘટે છે.

**રાવણારિકે દાસસંગ, કાયર ચલહિં કુચાલ;**
**ખર દૂષણ મારીચ સમ મૂઢ ભયે વશ કાલ. ૫**

શ્રીરઘુનાથજીના ભક્તોને હેરાન કરવા જે જે કાયર દુષ્ટો તૈયાર થાય છે તે બધા ખર, દૂષણ અને મારીચની પેઠે માર્યા ગયા જ સમજવા.

**તુલસી પતિ દરબાર મહઁ, કમી વસ્તુ કછુ નાહિં;**
**કર્મ્મહીન કલપત ફિરત, ચૂક ચાકરી માહિં. ૬**

ગોસાંઈજી કહે છે કે સાહેબના દરબારમાં તો કોઈ વસ્તુની કમી નથી; માત્ર ચાકરીમાં ચૂક કરી બેઠેલા કર્મહીનો જ કલ્પના કરતા ફરે છે કે અમને કાંઈ મળ્યું નહિ. અથવા શ્રીરઘુનાથજીના દરબારમાં પોતાના ભક્તોને માટે કાંઈ કમી નથી–બધી રિદ્ધિસિદ્ધિઓ ભરી છે, પણ દયાળુ રઘુનાથજી ભક્તોને એથી દૂર એટલા માટે રાખે છે કે કદાચિત્ સેવામાં ચૂક પડી જાય અને કર્મહીન–સેવાહીન થતાં દુઃખી થઈ જાય.

**રામ ગરીબનવાજ હૈં, રાજ દેત જન જાનિ;**
**તુલસી મન પરિહરત નહિં, ધુર બિનિયાં કી બાનિ. ૭**

શ્રીરઘુનાથજી તો ગરીબનવાજ છે. પોતાના ભક્તને તે માગે તો રાજ્ય પણ આપી દે છે. તુલસીદાસજી કહે છે કે એવા ઉદાર સ્વામીને શરણે ગયા પછી યે મન કંગાલિયત છોડતું નથી! તે તો સમજ્યા વિના સંસારની ધૂળ રાખ જેવી વસ્તુઓ માગીને છેતરાઈ બેસે છે. પણ ચતુર માલિક એ ભોળા સેવકને ખોટી વસ્તુઓ આપીને ઠગતા

નથી; કારણ કે ભગવાન જાણે છે કે માયા દ્વારા દેખાતાં સર્વ ઐશ્વર્ય અને સુખો જાદુગરના રૂપિયા જેવાં છે.

**ઘર કીન્હેં ઘરહોત હૈ, ઘર છાઁડે ઘર જાય;**
**તુલસી ઘર વન બીચહી, રહી પ્રેમપુરછાય. ૮**

ઘર કરતાં ઘર થાય છે અને ઘર છોડતાં ઘર છૂટે છે; અર્થાત વાસના સહિત સંસારમાં જ રચ્યાપચ્યા રહેવાથી આસક્તિ થાય છે અને તે જન્મમરણનું કારણ બને છે. પછી સંસાર સમૂળગો તજીએ અને બેકાર ભટકીએ, તો વાસના ગયેલી ન હોવાથી વેદની આજ્ઞાનો ભંગ થાય છે. તેથી ગોસાંઈજી કહે છે કે, આસક્તિ અને વૃથા ત્યાગ એ બેની વચમાં, કર્મફળનો ત્યાગ કરીને, ભગવાનના ચરણોમાં પ્રેમ સહિત વસવું જોઈએ.

**રામ નામ રટિબો ભલો, તુલસી ખતા ન ખાય;**
**લરિકાઁઈ તે પૈરિબો, ધોખે બૂડિ ન જાય. ૯**

જાણ્યે–અજાણ્યે પણ રામનામ રટવું સારું; તેથી ખત્તા ન ખાવા પડે; અર્થાત્ અકસ્માત્ મૃત્યુ આવીને ઊભું રહે ત્યારે જો રામનામનો અભ્યાસ હોય તો મુક્તિની આશા રહે; જેમકે બચપણમાં રમતાંરમતાં તરતાં આવડયું હોય તો તે કદાચિત્ ઊંડા પાણીમાં પડવાનું આવી બનતાં બચાવી લે છે.

**તુલસી બિલમ ન કીજિયે, ભજિ લીજૈ રઘુબીર;**
**તન તરકશતે જાતહૈ, શ્વાસ સારખે તીર. ૧૦**

કામક્રોધાદિ શત્રુઓએ ઘેરો ઘાલ્યો છે. ગોસાંઈજી કહે છે કે, હવે વિલંબ ન કરો–શ્રીરઘુનાથજીને ભજી લો! શરીર-રૂપી ભાથામાંથી એકએક શ્વાસરૂપ એકએક તીર ફેંકાઈ

રહ્યું છે! પણ તે રામનામ વડે અભિમંત્રિત થયેલું નથી તેથી ઠાલાં જાય છે. વળી મંત્ર વિના ફેંકાતાં ઠાલાં તીર પણ અમુક માપેલાં જ–ગણેલાં હોય છે તેથી તે તુરતમાં જ ખલાસ પણ થઈ જાય છે. આથી ભજનમાં વિલંબ ન કરવો જોઈએ.

**રામનામ સુમિરત સુયશ, ભાજન ભયે કુજાતિ;**
**કુતરુ કુસરુ પુરરાજબન, લહત ભુવન વિખ્યાતિ. ૧૧**

શ્રીરામનામનું સ્મરણ કરીને નિષાદ જેવા શૂદ્ર જાતિના મનુષ્યો પણ સુયશનું પાત્ર બન્યા; શાપિત દંડકારણ્યનાં અશુભ વૃક્ષો, અશુભ જળાશયો અને ગામડાંઓ ઇત્યાદિ સર્વ શ્રીરઘુનાથજીનાં ચરણારવિંદોના પ્રસાદથી ભુવનવિખ્યાત માંગલિક બન્યાં!

**નામ મહાતમ સાખિ સુનુ, નરકી કેતિક બાત;**
**સરવર પર ગિરિવર તરે, જ્યોં તરુવરકો પાત. ૧૨**

શ્રીરઘુનાથજીના નામનું માહાત્મ્ય પ્રસિદ્ધ છે. એના સાક્ષી ઘણા છે તે સાંભળો. વૃક્ષના પત્રની પેઠે સમુદ્રમાં પર્વતો તર્યા છે, તો માણસ તરે એમાં શું આશ્ચર્ય?

**જ્ઞાન ગરીબી ગુણ ધરમ, નરમ વચન નિરમોપ;**
**તુલસી કબહું ન છાંડિયે, શીલ સત્ય સંતોષ. ૧૩**

ગોસાંઈજી કહે છે કે–જ્ઞાન, ગરીબી, સતોગુણ, પ્રભુમાં પ્રીતિરૂપ–ધર્મ, નમ્રતા, અમાનિત્વ (ગર્વનો ત્યાગ), શીલ, સત્ય, અને સંતોષ–એટલાં વાનાં કદી ત્યજવાં નહિ; કારણ કે એ સહુ ભગવાનને પ્રિય છે.

**અશન બસનસુતનારિસુખ, પાપિહુકે ઘર હોઇ;**
**સંતસમાગમરામધન, તુલસી દુર્લભ દોઇ. ૧૪**

તુલસીદાસજી કહે છે કે ભોજન, વસ્ત્ર, પુત્ર અને સ્ત્રીનું સુખ એ બધું તો પાપીના ઘરમાં પણ હોય છે–કારણ કે તેઓ બધાં ઋણાનુબંધ પ્રમાણે સુખદુઃખ ભોગવવા આવે જાય છે, પણ સંતોનો સમાગમ અને શ્રીરઘુનાથજીની ભક્તિ એ બંને દુર્લભ છે. મહાભાગ્યનો ઉદય થાય તો જ તે પ્રાપ્ત થાય છે. એમાં દુઃખસુખના વારાફેરા નથી–એકલું સુખ જ છે, તેથી તે દુર્લભ છે.

**તુલસી તીરહિકે બસે, અવશિપાઈએ થાહ;**
**વેગહિ જાય ન પાઇયે, સરસુરિતા અવગાહ. ૧૫**

ગોસાંઈજી કહે છે કે ઊંડાં નદી–સરોવરને એકદમ તરી શકાય નહિ; કારણ કે ઊંડાણ જાણ્યા વિના સાહસ કરીએ તો ડૂબી જવાય. પણ જો કાંઠે બેસીને તેનું ઊંડાણ સમજી લેવાય તો જરૂર પાર પામી જઈએ. તે જ પ્રમાણે ભવસિંધુનો પાર પામવાને માટે ગાઢી જંજાળમાં પડ્યા વિના કાંઠે બેસીને ભજન કરવું જોઈએ. એટલે સંસારનો મિથ્યા વ્યવહાર સમજાય, મનની વાસના દૂર થાય અને ભક્તિમાં મન લાગી જાય.

**ડગઅતરમગઅગમજલ, જલનિધિ જલસંચાર;**
**તુલસી કરિયા–કર્મબશ, બૂડત તરત, ન વાર. ૧૬**

સમુદ્રમાં જેમ નદીઓનાં જળ સંચરે છે, તેમ અનેકાનેક જીવનસરિતાઓ સુખના આશા–મનોરથરૂપી–જળ ભરી ભરીને ભવસાગરમાં સંચરી રહી છે. એક પછી બીજું ડગલું ભરતાં જ એ ભવસાગરમાં અપાર ઊંડાણ છે. ત્યાં ગોસાંઈજી કહે છે કે સુકર્મ કુકર્મને યોગે તરતાં કે ડૂબતાં વાર લાગે તેમ નથી; અર્થાત્ એક ક્ષણની વાત છે–એક ક્ષણમાં જ નર-

દેહરૂપી નાવડું ડૂબી જાય છે અથવા એક ક્ષણમાં જ સત્કર્મને યોગે નદીને કાંઠે તરી જઈ આવાગમન ટાળી દે છે.

**તુલસી હરિ અપમાનતે, હોત અકાજ સમાજ;**
**રાજકરત રજ મિલિ ગયો, સદલ સકુલ કુરુરાજ. ૧૭**

ગોસાંઈજી કહે છે કે ભગવાનની આજ્ઞાનો ભંગ કરવાથી, ભગવાનનું અપમાન કરવાથી સર્વસ્વ સહિત નાશ થાય છે. જેમ કે ભગવાનની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને દુર્યોધન રાજ્ય કરતોકરતો પણ સેના અને કુળ સહિત ધૂળમાં મળી ગયો.

**તુલસી મીઠે વચન તે, સુખ ઉપજત ચહું ઓર;**
**વશીકરણ યહ મંત્ર હૈ, પરિહરુ વચન કઠોર. ૧૮**

સંસારમાં નિર્વાહ કરવો હોય તો ગોસાંઈજી કહે છે કે, મધુર વચન બોલવાથી સર્વત્ર સુખ થાય છે. મધુર વચન એ એક વશીકરણ મંત્ર છે, તેથી કઠોર વચન ત્યાગી દો તેથી સંસાર મિત્રરૂપ જણાશે.

**રામકૃપા તે હોત સુખ, રામકૃપા બિન જાત;**
**જાનત રઘુબર ભજન તે, તુલસી શઠ અલસાત. ૧૯**

શ્રીરામજીની કૃપાથી સુખ થાય છે અને શ્રીરામજીની કૃપા વિના સુખનો નાશ થાય છે. ભગવાનની કૃપા પ્રાપ્ત કરવાનો ઉપાય એકમાત્ર 'ભજન' છે. એવું જાણતાં છતાં પણ હે શઠ ! તું ભજનમાં આળસ કરે છે !

**સંમુખ હ્વૈ રઘુનાથકે, દેહુ સકલ જગ પીઠિ;**
**તજે કેચુરી ઉરગ કહૈં, હોત અધિક અતિ ડીઠિ. ૨૦**

શ્રીરઘુનાથજીની સન્મુખ થઈને આખા જગતને વાંસો દઈને બેસ; અર્થાત્ જગતના સુખની વાસના ત્યજી દે તેથી

દષ્ટિ નિર્મળ થશે. જેમકે કાંચળી તજવાથી સાપની દૃષ્ટિ અધિક સ્વચ્છ થાય છે.

**મરયાદા દૂરહિ રહે, તુલસી કિયે બિચાર;**
**નિકટ નિરાદર હોત હૈ, જિમિ સુરસરિવરવાર. ૨૧**

તુલસીદાસજી વિચાર કરીને કહે છે કે, માનમર્યાદા સંસારથી દૂર રહેવાથી જ રહે છે; નિકટ રહેવાથી નિરાદર થાય છે, જેમકે ગંગાજીનું શ્રેષ્ઠ જળ સમીપવાસી મનુષ્યો દ્વારા મળમૂત્રાદિ વડે નિરાદરને પામ્યું છે.

**રામ કૃપાનિધિ સ્વામિ મમ, સબવિધિ પૂરણકામ;**
**પરમારથ પરધામ વર, સંત સુખદ બલધામ. ૨૨**

(જો સંસારથી દૂર રહેવાય તો ભરણપોષણ કેમ થાય? એને માટે ગોસાંઈજી કહે છે.) મારા સ્વામી શ્રીરઘુનાથજી કૃપાનિધિ છે. સર્વ પ્રકારે તે પૂર્ણકામ છે, પરમાથ છે, તેનું સર્વોપરી ધામ છે. તે સંતોને સુખ આપનારા અને બળનિધાન છે. (ચિંતાનું કાંઈ કારણ નથી.)

**રામહિ જાનહિ રામરટ, ભજુ રામહિ તજુ કામ;**
**તુલસી રામ અજાન નર, કિમિ પાવહિં પરધામ. ૨૩**

એકમાત્ર શ્રીરામજીને જ જાણ, રામજીને જ રટ અને કામના ત્યજીને શ્રીરામજીને જ ભજ! ગોસાંઈજી કહે છે કે, શ્રીરામને જાણ્યા વિના મનુષ્ય પરમ ધામ શી રીતે પામી શકે?

**તુલસી પતિરતિ અંકસમ, સકલ સાધના સૂન;**
**અંકરહિત કછુ હાથ નહિ, સહિત અંક દશગૂન. ૨૪**

સ્વામી શ્રીરઘુનાથજીમાં પ્રીતિ હોવી તે એક અંક સમાન છે અને પ્રીતિ વિનાની બાકીની વૈરાગ્ય વગેરે સાધના

મીડાં જેવી છે; આંકડા વિનાનાં મીડાં ગમે તેટલાં ચઢાવે પણ હાથમાં કાંઈ જ ન આવે! પણ એ જ મીડાં આંકડા ઉપર ચઢાવાય તો દશગણી કિંમત વધે છે.

**તુલસી અપને રામકહુઁ, ભજન કરહુ ઈકિ અંક;**
**આદિ અંત નિરબાહિઓ, જૈસે નવકો અંક. ૨૫**

પોતાના સ્વામી શ્રીરઘુનાથજીનું ભજન, એકનો આંકડો બનીને કર અને એ ભજનને નવના આંકડાની પેઠે નિભાવી રાખ! જીવાત્મા પોતાના શુદ્ધ સ્વરૂપમાં એક[1]નો અંક હતો. તેમાં પ્રકૃતિ[2], બુદ્ધિ[3], અહંકાર[4], શબ્દ[5], સ્પર્શ[6], રૂપ[7], રસ[8], ગંધ[9]–એ પ્રમાણે મળ્યા એટલે જીવ વિમુખ અને વિષયી બન્યો. અર્થાત્ જીવ એકડાથી પૂરેપૂરો વિમુખ નવડો બન્યો! (આવરણની નવ ભૂમિકાનો ઉપાય નવધા ભક્તિ દ્વારા શોધાયો છે.

- ૯ ગંધ: સત્સંગ કરીને ભૂતત્વ 'ગંધ'–આવરણ જીતવું.
- ૮ રસ: હરિયશમાં પ્રીતિયુક્ત થઈને જલતત્ત્વ–રસ–આવરણને જીતવું.
- ૭ રૂપ: નિરહંકાર થઈને ગુરુની સેવા વડે અગ્નિ–તત્ત્વ–રૂપ–આવરણ જીતવું.
- ૬ સ્પર્શ: સરલભાવે હરિયશ ગાઈને પવનતત્ત્વ–સ્પર્શ–આવરણ જીતવું.
- ૫ શબ્દ: મંત્રજાપ, ભજન કરીને, આકાશતત્ત્વ–શબ્દ–આવરણ જીતવું.
- ૪ અહંકાર: વૈરાગ્ય, ઇંદ્રિયનિગ્રહ અને શુભ કર્મો વડે અહંકાર–આવરણ જીતવું.

૩ બુદ્ધિ : જગત, ઈશ્વરમય છે એમ જાણીને સર્વત્ર–અવિરોધ–સમતા ધારણ કરીને બુદ્ધિના આવરણને જીતવું.

૨ પ્રકૃતિ : 'યથાલાભ સંતોષ' માનીને પ્રકૃતિ–આવરણને જીતવુ.

૧ શુદ્ધ જીવ : હર્ષશોકરહિત, સૌની સાથે સરલ, છળરહિત આચરણ દ્વારા ઓળખાતો–ભગવદ્નિષ્ઠ–સત્ત્વગુણી શુદ્ધ જીવ સમજવો.)

ઉપર પ્રમાણે નવધા ભક્તિ વડે પોતાના શુદ્ધ સ્વરૂપને પિછાનવું। જેમ નવનો આંકડો આગળ વધીને દશ બને છે અને પોતાના મૂળ રૂપ એકડાને નિભાવે છે તેમ જીવાત્માએ પણ પ્રેમનો નિભાવ કરીને પોતાના શુદ્ધસ્વરૂપે પહોંચવું જોઈએ; કારણકે 'નવડો' નવડો જ બનીને ઊભો રહે. અર્થાત્ - જીવ આવરણો હઠાવીને ભગવાનને ન જ ઓળખે તો એ અનાડી નવડો જેમ આખુ ગણિતશાસ્ત્ર રોકી રાખે તેમ વિકારી જીવ મોક્ષની ગતિ જ રોકી રાખે અને એટલા માટે જ એવા જીવને મનુષ્યેતર યોનિમાં ધકેલાવું પડે.

**દુગુણે તિગુણે ચૌગુણે, પંચ પષ ઔ સાત;**
**આઠૌ તે પુનિ નવ ગુણે, નવ કે નવ રહિ જાત. ૨૬**

એકના જ બમણા, ત્રણ ગણા, ચાર ગણા, પાંચ ગણા, છ ગણા, સાત ગણા, આઠ ગણા અને નવ ગણા થઈને નવ થયા છે અને ,નવના નવ જ રહ્યા છે. ગણિતનો વિસ્તાર ૯ (નવ) આંકડાથી થયો છે.

**નવકે નવ રહિ જાત હૈં, તુલસી કિયે વિચાર;**
**રમો રામ ઇમિ જગતમેં, નાહીં દ્વૈત વિસ્તાર. ૨૭**

એકથી નવ સુધી અંકો બન્યા છે. ૧૦નો આંકડો, અંકોની કોઈ નવી આકૃતિ બનાવતો નથી, પણ શૂન્યનો ઉપયોગ કરે છે. એટલે કે શૂન્ય અને એકડો એ બન્નેનો જ પરિવાર વિસ્તારીને બધું ભાસી રહ્યું છે, તે પ્રમાણે શૂન્ય રૂપ પરબ્રહ્મ શ્રીરઘુનાથજી અને શુદ્ધ જીવરૂપ એકડો (કે જેમાં પ્રકૃતિ ઇત્યાદિ આવરણો પડીને નવડો બન્યો છે.) જગતના વિસ્તારમાં ભાસે છે. આમ છે તો પછી આમા દ્વૈત ભાવનાને અવકાશ જ ક્યાં છે?

**તુલસી રામ સનેહ કરુ, ત્યાગુ સકલ ઉપચારુ;**
**જૈસે ઘટત ન અંક નવ, નવકે લિખત પહારુ. ૨૮**

ગોસાંઈજી કહે છે કે શુદ્ધ સ્વરૂપ પર વણાયેલાં પેલાં આવરણો દૂર કરવા માટે એકમાત્ર શ્રીરઘુનાથજીમાં સ્નેહ કરો. બીજા બધા ઉપચારો ત્યજો; કારણકે તે નકામા બને છે. જેમ નવના અંકને ગમે તેટલાગણો કરો પણ નવનો નવ જ રહે છે. ઉદાહરણ: ૯×૨=૧૮ (૧+૮=૯), ૯×૩=૨૭ (૨+૭=૯), ૯×૪=૩૬ (૩+૬=૯) વગેરે અહીં વૈરાગ્યાદિ સાધન વડે કદાચિત્ ગંધ–આવરણ જિતાય અને નવના આઠ બને, પરંતુ જો હૃદયમાંથી વાસના ન ગઈ હોય તો ઓછો થયેલો એક કે જે આઠથી પૂર્વે ઊભો છે, તે પાછો આઠમાં મળીને નવ થઈ જાય છે; તે પ્રમાણે નવને ગુણીને ભલેને એક પહાડ ખડકો તોપણ નવનો નવ આગલા અંકો મેળવીને થઈ રહે છે.

**અંક અગુણ આખર સગુણ, સમુઉ ઉભય પ્રકાર;**
**ખોયે રાખે આપ ભલ, તુલસી ચારુ વિચાર. ૨૯**

ગોસાંઈજી સુંદર વિચાર કરીને કહે છે કે એકથી નવ

લગીના ચાંદો નિર્ગુણ બ્રહ્મની (પ્રણવ*) અને અક્ષરો (રામ) સગુણ બ્રહ્મની, એ પ્રમાણે બે પ્રકારની-જ્ઞાનમાર્ગની અને ઉપાસનાની દિશા દર્શાવે છે. ગમે તે ઉપાયે કાં ન હોય-વિષયરૂપી જળને દૂર કરીને પોતાનું શુદ્ધ સ્વરૂપ રાખી રહેવામાં જીવનું કલ્યાણ છે.

**યહિ વિધિ તે સબ રામમય, સમુઝહુ સુમતિ નિધાન;**
**યાતે સકલ વિરોધ તજુ, ભજુ સબ સમુઝુ ન આન. ૩૦**

આ પ્રમાણે સચરાચર બધું શ્રીરામમય છે, બીજું કોઈ નથી, એમ સમજીને હે સુમતિનિધાન ! તું શ્રીરઘુનાથજીને ભજ, કોઈની સાથે વિરોધ ન કર.

**રામ કામનાહીન મુનિ, સકલ કામ કરતાર;**
**યાહી તે પરમાતમા, અવ્યય અમલ ઉદાર. ૩૧**

શ્રીરઘુનાથજી ઈચ્છારહિત કામનાહીન છે. કોઈની પાસેથી કાંઈ ઈચ્છતા નથી. સર્વની કામના પૂર્ણ કરનારા છે અને તેથી જ પરમાત્મા છે; અવ્યય, નિર્મળ અને ઉદાર છે.

**જો કછુ ચાહત સો કરત, હરત ભરત ગત ભેદ;**
**કાહૂ સુખદ કાહૂ દુખદ, જાનત હૈં બુધવેદ. ૩૨**

ભગવાન સ્વતંત્ર છે, જે ચાહે તે કરી શકે તેમ છે. પ્રારબ્ધને યોગે જેનાં સુખસંપદ હરાઈ જાય છે તેને ભગવાન દુઃખદાયી ભાસે છે અને જેને સુખસંપદ પ્રાપ્ત થાય છે તેને

* મૂળ કારણ શ્રીરામનામ છે. તેમાં ષડ્ વસ્તુ છે 'રેફ' પરબ્રહ્મ[1], મકારનો અકાર જીવ[2], રકારનો આકાર મહાનાદ[3], રકારનો દીર્ઘ આકાર સ્વર[4], મકાર વ્યંજન દિવ્યમાયા[5] અને અનુસ્વાર બિંદુ[6] છે. વળી તેમાં ત્રણ ગુણો મળતાં નવ થયા ત્યારે ૐકાર ઉત્પન્ન થાય છે.

તે સુખદાયી ભાસે છે. પરંતુ વસ્તુતઃ જોતાં ભગવાન તો ભેદરહિત અને સમદૃષ્ટિ છે. જીવોને માત્ર પોતાનાં કર્મ અનુસાર સુખદુઃખ પ્રાપ્ત થાય છે, એ તત્ત્વ વેદો અને વિદ્વાનો સારી પેઠે જાણે છે.

**સંતકમલ મધુમાસ કર, તુલસી બરણુ વિચાર;**
**જગ સરવર તરભરણુ કર, જાનહુ જલદાતાર. ૩૩**

ગોસાંઈજી શ્રીરામનામનો અક્ષર વિચાર કરતાં કહે છે કે શ્રીરામ જગતરૂપી સરોવરમાં ખીલેલાં ચૈત્રમાસનાં સંતરૂપી કમળો માટે સુખરૂપી જળ વર્ષનારા મેઘ સમાન જાણો.

**એક સૃષ્ટિ મહઁ જાહિ વિધિ, પ્રકટ તીનિતર ભેદ;**
**સાત્વિક રાજસ તમ સહિત જાનત હૈં બુધ વેદ. ૩૪**
**તા વિધિ રઘુવર નામ કહઁ, વર્ત્તમાન ગુણતીન;**
**ચંદ્રભાન અપિ અનલ વિધિ, હરિહર કહહિં પ્રવીન. ૩૫**

વેદો અને પંડિતો એક સૃષ્ટિમાં જેમ સત્ત્વ, રજ અને તમ એમ ત્રણે ભેદ જાણે છે, તેમ શ્રીરઘુવરના રામનામમાં પણ ત્રણ ગુણ બ્રહ્મા, વિષ્ણુ અને શિવ છે, તેમ જ સાથે તેમનાં અગ્નિ, ભાનુ અને ચંદ્રમા, એમ ત્રણ કારણ પણ છે. એ પ્રમાણે શ્રીરામતત્ત્વને જાણનારાઓ કહે છે.

**અનલ રકાર અકાર રવિ, જાનુ મકાર મયંક;**
**હરિ અકાર રકાર વિધિ, મન મહેશ નિઃશંક. ૩૬**

કારણપરત્વે અગ્નિ રકાર છે; સૂર્ય અકાર છે અને ચંદ્રમા મકાર છે. ગુણ પરત્વે અકાર વિષ્ણુ છે, રકાર બ્રહ્મા છે અને મકાર મહાદેવ છે.

**બન નજ્ઞાન કહઁ દહનકર, અનલ પ્રચંડ રકાર;**
**હરિ અકાર હર મોહતમ, તુલસી કહહિં વિચાર. ૩૭**

ગોસાંઈજી વિચારીને કહે છે કે, અજ્ઞાનરૂપ વનને દહન કરવા માટે રકાર પ્રચંડ અગ્નિ છે અને મોહરૂપ અંધકારને દૂર કરવાને માટે અકાર સૂર્ય છે.

**ત્રિવિધ તાપ હર શશિ સતર, જાનહુ પરમ મકાર;**
**વિધિહરિહર ગુણ તીનિકો, તુલસી નામ અધાર. ૩૮**

દૈહિક, દૈવિક અને ભૌતિક ત્રણે તાપોને દૂર કરનાર મકાર ચંદ્રમા છે. આ પ્રમાણે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશના ત્રણે ગુણનો આધાર શ્રીરામનામ છે.

**ભાનુ કૃશાનુ મયંક કો, કારણ રઘુવર નામ;**
**વિધિ હરિ શંભુ શિરોમણિ, પ્રણત સકલ સુખધામ. ૩૯**

શ્રીરામનામ સૂર્ય, અગ્નિ અને ચંદ્રમાના કારણરૂપ છે, તેમ જ વળી તે શરણાગતજનોને સર્વ પ્રકારે સુખ આપનાર છે અને બ્રહ્મા, વિષ્ણુ, મહેશ વગેરે દેવોમાં શિરોમણિ છે.

**અગુણ અનુપમ સગુણનિધિ, તુલસી જાનત રામ;**
**કરતા સકલ જગતકો, ભરતા સબ મન કામ. ૪૦**

વળી શ્રીરામનામ ત્રણે ગુણથી પર, ઉપમારહિત એવું નિર્ગુણ છે તથા દિવ્ય ગુણોનુ ધામ પણ છે. એવા શ્રીરામનામનો મહિમા એક શ્રીરામજી જાણે છે કે તે શ્રીરામ સર્વ જગતના કર્તા અને પાલનહાર છે.

**છત્રમુકુટ સમ વિદ્ધિ અલ, તુલસીયુગલ હલન્ત;**
**સકલબરણ શિરપર રહત, મહિમા અમલઅનન્ત. ૪૧**

શ્રીરામનામના બેઉ અક્ષરો–રેફ અને અનુસ્વાર–સર્વ અક્ષરો પર છત્રમુકુટની પેઠે શોભે છે, સમર્થ છે અને તેનો વિમળ મહિમા અનંત છે.

**રામાનુજ સદ્‌ગુણ વિમલ, શ્યામ રામ અનુહાર;**
**ભરત્તા ભરત સો જગતકો, તુલસી લસત અકાર. ૪૨**

શ્રીરામ જેવા જ શ્યામ અને શ્રીરામના નાના ભાઈ એવા વિમળ સત્ત્વગુણવાળા શ્રીભરતજી જગતનું પોષણ કરનારા છે. ગોસાંઈજી તેમને અકાર કહે છે.

**રજત રાજસતાનુ જબ, વરધરણિ ધરધીર;**
**વિધિ વિહરંત અતિ આશુ કરિ, તુલસી જન ગણ પીર. ૪૩**

વરદાયક, પૃથ્વીને ધારણ કરનારા, ધીર, ભક્તજનોની પીડા દૂર કરનારા અને રજોગુણરૂપ શ્રીલક્ષ્મણજી જે ભરતજીના નાના ભાઈ છે, તે બ્રહ્મારૂપ છે; અર્થાત્ રામભક્તિના આચાર્ય છે.

**હરણ કરણ સંકટ સતર, સમર ધીર બલધામ;**
**મામહેશ અરિવદન વર, લષણ અનુજ અરિકામ. ૪૪**

તુરત જ સંકટો હરનારા, સમરધીર, બલધામ, શત્રુહંતા અને લક્ષ્મણજીના નાના ભાઈ જે શત્રુઘ્ન તે કામદેવના શત્રુ શ્રીમહેશ છે. (તે મકાર છે.)

**રામસદા સમ શીલધર, સુખસાગર પર ધામ;**
**અજકારણ અદ્વૈત નિત, સમતર પદ અભિરામ. ૪૫**

અને સદા સમાનશીલ ધારણ કરેલા, સુખસાગર, શ્રેષ્ઠધામવાળા, અજ, અદ્વૈત, નિત્ય, સર્વના કારણરૂપ અને જેનાં પદકમળની સેવા સુગમ છે એવા શ્રીરામ જગતને આનંદ આપનારા છે.

**હોનહાર સહજાન સબ, વિભવ બીચ નહિં હોત;**
**ગગન ગિરહ કરિઓ કબૈ, તુલસી પઢત કપોત. ૪૬**

ઇહલોકના સુખદુઃખ કે હાનિલાભ જે કાંઈ ભાવિ છે તે જીવોની સાથે જન્મથી જ નિર્માણ થયેલાં છે. કોઈ પણ વૈભવ એ નિર્માણને દૂર કરીને વચમા આવી પડતા નથી. દારિદ્રયયોગ કે ધનયોગ પૂર્વકર્માનુસાર નિર્માણ થયો હોય છે. ગોસાઈજી કહે છે કે કબૂતર આકાશમા ઊડતી વખતે સીધું ન ચડી જતા ચક્કર ખાઈ ને ઊડે છે અને ઊતરે છે પણ ચક્કર ખાઈ ને જ. આમ ચક્કર ખાવાની કળા કબૂતરને કોણે શીખવી ? અર્થાત્ એ એનો જન્મસ્વભાવ છે

**તુલસી હોત સિખે નહીં, તન ગુણ દૂષન ધામ;**
**ભપણુ શિખિનકવને કહ્યો, પ્રકટ બિલોકહુ કામ. ૪૭**

શરીર, ગુણ અને દોષનુ ધામ છે, પણ તે ગુણો કે દોષો શીખ્યા શિખાતા નથી–પૂર્વના સચિત પ્રમાણે રહેલા છે. મયૂરીને *કામભક્ષણ કરવાનુ કોણુ શીખવ્યુ છે ? તે રીને ગુણી કે દુર્ગુણી થવાનુ સ્વભાવસિદ્ધ છે.

**ગિરત અંડ સંપુટ અરુણ, જલજ પક્ષ અનયાસ;**
**અલલ સુવન ઉપદેશ કેહિ, જાત સુઉલટિઅ કાસ. ૪૮**

અલલ નામનુ પક્ષી હમેશા આકાશમા જ ઊડતું જ રહે છે, ક્યા યે બેસતું નથી. તે ઇડુ પણ ઊડતાઊડતા જ પડતું મૂકે છે, પરતુ મૂકેલુ ઇડુ અધવચમા જ ફૂટી જાય છે અને તેનુ લાલ રગનુ ફોફલુ પૃથ્વી પર પડે છે. પછી ઇડામાનુ બચ્ચુ સેવાયા વિના જ પાખોવાળુ બનીને પાછું આકાશમાં ઊડી જાય છે ! ગોસાઈજી કહે છે કે, આ અલલ પક્ષીને કોણે ઉપદેશ કર્યો હતો કે તુ આકાશમા ઊડી જા ? તે જ

* જ્યારે કામાતુર મયૂર નાચે છે ત્યાર તેનું પતિત થતુ વીર્ય મયૂરી ભક્ષણ કરે છે અને ગર્ભ ધારણ કરે છે.

પ્રમાણે સંસારનાં બંધનોમાંથી છૂટીને શ્રીહરિની ભક્તિ તરફ જનારા જીવો સ્વભાવથી જ ભક્તો હોય છે.

**વિવિધ ચિત્ર જલપત્ર બિચ, અધિક ન્યૂન સમસૂર;**
**કબકૌને તુલસી રચૈ, કેહિવિધિ પક્ષ મયૂર. ૪૯**

જળપાત્રમાં વાયુના યોગે કરીને સૂર્યનાં અધિક, ન્યૂન કે સમાન એવાં ભાતભાતનાં ચિત્રો દેખાય છે. વળી મોરનાં પીછાંમાં અનેક રંગોનાં ચિત્ર હોય છે. એ બધાં કોણે શી-રીતે બનાવ્યાં ?

**કાકસુતા ગ્રહના કરે, યહ અચરજ બડ વાય;**
**તુલસી કહિ ઉપદેશ સુનિ, જનિત પિતા ઘર જાય. ૫૦**

કોયલ પોતાનાં ઇંડાં સેવતી નથી, પણ કાગડીના માળામાં મૂકી દે છે. કાગડી એને પોતાનાં સમજીને સેવે છે. બચ્ચાં નીકળીને ઊડતા થાય છે, ત્યારે તે પાછાં પોતાનાં માબાપ પાસે જ ચાલ્યાં જાય છે. ગોસાઈજી કહે છે કે કેવું આશ્ચર્ય ! એ બચ્ચાંને માબાપ શોધી કાઢવાનો ઉપદેશ કોણે કર્યો ?

**સુપથ કુપથ લીન્હે જનિત, સ્વસ્વભાવ અનુસાર;**
**તુલસી સિખવત નાહિં શિશુ, મૂષકે હનન મજાર. ૫૧**

જાતિસ્વભાવ પ્રમાણે સહુ કોઈ સુમાર્ગ કે કુમાર્ગ પર જાય છે. ગોસાંઈજી કહે છે કે બિલાડીનાં બચ્ચાંને ઉંદર મારવાનું શીખવવું પડતું નથી !

**તુલસી જાનત હૈ સકલ, ચેતંન મિલત અચેત;**
**કીટ જાત ઉડિ તિય નિકટ, બિનહિં પઢે રતિ દેત. ૫૨**

ગોસાંઈજી કહે છે કે સકલ જીવ પોતપોતાના કુળની રીત સ્વભાવથી જ જાણે છે, વાસનાથી પ્રેરાયેલું ચેતન

જ્યારે અચેતનને મળે છે, ત્યારે મનનો ભાવ જાણીને અચેત પણ એને અનાયાસે મળી જાય છે. જેમકે કીટ, પતંગાદિ પોતાની માદાને કામવાસનાથી પ્રેરાઈને મળે છે, ત્યારે માદા પણ વિના કહ્યે અને વિના શીખ્યે જ તેને રતિદાન દે છે.

**હોનહાર સબ આપતે, વૃથા શોચકર જૈન;**
**કંજ શૃંગ તુલસી મૃગન, કહહુ ઉમેકત કૈન. ૫૩**

જે થવાનુ છે તે તો એની મેળે જ થયા કરે છે, એમાં શોક કરવો વૃથા છે. કમળ ઊગે છે અને હરણને શિંગડાં આવે છે. એને કોણ વાવે છે?

**સુખ ચાહત સુખમેં બસત, હૈ સુખરૂપ બિશાલ;**
**સંતત જા વિધિ માનસર, કબહુઁ ન તજત મરાલ. ૫૪**

સુખનું રૂપ વિશાળ છે—આંખથી ન દેખી શકાય એવું એ નાનું નથી. તેથી જેઓ સુખ ચાહે છે, તેઓ સન્માર્ગ પર ચાલીને સુખના સ્થાનમાં જઈ ને રહે છે—સન્માર્ગ તજતા નથી. જેમકે હંસ કદી માનસરોવર તજતા નથી.

**નીતિપ્રીતિ યશ અયશ ગતિ, સબકહુઁ શુભ પહિંચાન;**
**બસ્તી હસ્તી હસ્તિની, દેત ન પતિ રતિદાન. ૫૫**

નીતિ, પ્રીતિ, યશ કે અપયશની ગતિને સૌ સારી પેઠે જાણે છે. પોતાનો અપયશ ન થાય એટલા માટે હાથણી હાથીખાનામાં રહીને એના પતિને રતિદાન આપતી નથી.

**તુલસી અપને દુઃખદ તે, કો કહુ રહત અજાન;**
**કીશ કુંત અંકુર બનહિં, ઉપજત કરત નિદાન. ૫૬**

તુલસીદાસજી કહે છે કે પોતાનાં દુઃખોથી કોણ અજાણ્યુ રહે છે? વાંદરાઓ પણ પોતાના વનમાં ઊગી નીકળતાં

કાંટાવાળા ઝાંખરાંને ઊગતાં જ ઉખેડી નાખે છે.

**યથા ધરણિ સબબીજમેં, નખત અકાશ નિવાસ;**
**તથા રામ સબ ધર્મમય, જાનત તુલસીદાસ. ૫૭**

જેમ આખી પૃથ્વી બીજમય છે અને આકાશ નક્ષત્રમય છે, તેમ ભગવાનના ભક્તો શ્રીરઘુનાથજીને સર્વ ધર્મોમાં રહેલા જાણે છે.

**પુહુમી . પાની પાવકહુ, પવનહું માહું સમાત;**
**તાકહું જાનત રામ અપિ, બિનુ ગુરુ કિમિલખિ જાત. ૫૮**

પૃથ્વી, પાણી, અગ્નિ અને પવન ઇત્યાદિ જડ પંચભૂતો એકબીજાનાં વિરોધી છે. તેમાં પ્રવેશ કરીને તેઓને જાણનાર ચૈતન્ય–આત્મા શ્રીરામ પોતે જ છે. માત્ર ગુરુના ઉપદેશ વિના એ તત્ત્વ સમજાતું નથી. (પંચભૂતોના મિશ્રણથીબનેલા શરીરમાં–પરસ્પર વિરોધી ધર્મવાળાં તત્ત્વો છે.તેમા પ્રવેશીને તેની જડતા અને વિરોધભાવ દૂર કરનાર તથા તેને કાર્યક્ષમ કરનાર ચૈતન્ય સર્વસમર્થ શ્રીરામ વિના બીજુ કોઈ ન હોઈ શકે!)

**અગુણ બ્રહ્મ તુલસી સોઈ, સગુણ બિલોકત સોઈ;**
**દુઃખસુખ નાના ભાંતિકો, તેહિ વિરોધ તે હોઈ. ૫૯**

ગોસાંઈજી કહે છે કે ત્રણે ગુણોથી રહિત નિર્ગુણ બ્રહ્મ–એ જ શ્રીરઘુનાથજી છે અને સગુણ બ્રહ્મ પણ એ જ છે. જીવોને જે નાના પ્રકારનાં દુઃખસુખ થાય છે તે કેવળ પ્રભુથી વિમુખ થવાથી થાય છે.

**શૂર યથા ગણુ જીતિ અરિ, પલટિ આવ ચલિ ગેહ;**
**તિમિ ગતિ જાનહિં રામકી, તુલસી સંત સનેહ. ૬૦**

ગોસાંઈજી કહે છે કે જેમ શૂરવીર પુરુષ શત્રુઓને

જીતીને પોતાના નગરમાં પાછો આવે છે, તેમ સંતજન કામાદિ શત્રુઓને જીતીને હરિસ્નેહરૂપ જય પામીને શ્રીરામની ગતિ જાણી લે છે.

**પરમાતમ પદ રામ પુનિ, તીજે સંત સુજાન;**
**જે જગમહઁ વિચરહિં ધરે, દેહ વિગત અભિમાન. ૬૧**

નિર્ગુણરૂપ પરમાત્મપદ, દિવ્યગુણધામ શ્રીરામ અને ત્રીજા સંતો અભિમાનરહિત નરદેહ ધારણ કરીને જગતમાં આનંદથી વિચરે છે.

**ચૌથી સંજ્ઞા જીવકી, સદા રહત રત કામ;**
**બ્રાહ્મણ સે તનરામ પદ, નિશિવાસર બશ વામ. ૬૨**

ચોથી સંજ્ઞા જીવની છે. તે સદા કામવશ રહે છે. તેને રામપદ સમાન શ્રેષ્ઠ બ્રાહ્મણનું શરીર કાં ન હોય, પણ તે હમેશાં સ્ત્રીને અધીન રહ્યા કરે છે.

**સુખ પાયે હર્ષત હઁસત, ખીઝત લહે બિષાદ;**
**પ્રકટત દુરત નિરય પરત, કેવલ રત વિષ ખાદ. ૬૩**

જીવ સુખ પામે છે ત્યારે આનંદથી હસે છે અને દુ:ખી થાય છે ત્યારે ગુસ્સે થઈને રડે છે. આમ હસતો અને રોતો તે સંસારમાં જન્મે છે, મરે છે અને નરકમાં પડે છે.

**નાનાવિધિકી કલ્પના, નાનાવિધિ કો શોગ;**
**સૂક્ષ્મ ઔ અસ્થૂલતન, કબહુઁ તજત નહિ રોગ. ૬૪**

જીવનાં સૂક્ષ્મ અને સ્થૂળ એ બન્ને શરીરો સદા રોગી રહે છે. સૂક્ષ્મ શરીર એટલે મન, પ્રાણ, બુદ્ધિ અને ઇંદ્રિયો તેમાં કામક્રોધાદિની અનેક કલ્પનાઓ ઊઠે છે, સ્થૂળ શરીરમાં અનેક પ્રકારના રોગો થયા કરે છે.

**જૈસે કુષ્ટીકી સદા ગલિત, રહત દોઉ દેહ;**
**બિન્દહુકી ગતિ તૈ સિયે, અન્તરહૂ ગતિ યેહ. ૬૫**

જુઓ, કોઢિયા મનુષ્યનાં બેઉ શરીરો ગળી જાય છે. કોઢીની સંતતિ પણ કોઢી થાય છે અને પૂર્વજન્મનાં પાપના યોગે સૂક્ષ્મ શરીર પણ કોઢિયું જ ભોગવવું પડે છે.

**ત્રિધા દેહગતિ એકવિધિ, કબહૂં નાગતિ આન;**
**વિવિધ કષ્ટ પાવત સદા, નિરખહિં સંત સુજાન. ૬૬**

એકસરખી જ રહેનારી શરીરની ત્રિધા ગતિ—ત્રેખડ કદી ટળતી નથી, એટલે કે પૂર્વજન્મમાં કરેલાં વર્તમાનમાં ભોગવવાં પડે છે અને વર્તમાનનાં ભાવિમાં! બીજી કોઈ શુભ ગતિ પણ થઈ શકતી નથી; અર્થાત્ ગતજન્મનો પાપી, વર્તમાનમાં પુણ્ય આચરી પણ શકતો નથી—પાપો જ કરતો રહે છે. તેથી ભાવિમાં પણ તે પાપભાજન શરીરનો જ ધણી બને છે.

**રામહિં જાને સંતવર, સંતહિં રામ પ્રમાન;**
**સંતન કેવળ રામપ્રભુ, રામહિં સંત ન આન. ૬૭**

પૂર્વે કહેલી જીવની દુર્ગતિ જોઈને સંતજનો બધું ત્યજીને શ્રીરામને જ જાણે છે અને શ્રીરામ સંતોને જાણે છે. સંતોને એકમાત્ર શ્રીરામજી જ માલિક છે અને રામજીને એકમાત્ર સંતો જ વહાલા છે.

**તાતે સંત દયાલુવર, દેહિ રામ ધન રીતિ;**
**તુલસી યહ જિયજાનિ કૈ, કરિયત હઠિ અતિ પ્રીતિ. ૬૮**

શ્રીરામજીના પ્રિય હોવાથી સંતો પણ દયાળુ છે અને તેથી જ તેઓ શ્રેષ્ઠ છે. જેનાં પર તેઓ દયા કરે છે તેને

તે શ્રીરઘુનાથજીની ભક્તિરૂપી પરમ ધન આપી દે છે. ગોસાંઈજી કહે છે, આ જાણીને સંતોની સાથે આગ્રહપૂર્વક પ્રીતિ કરવી; અર્થાત્ કદાચિત સંતો અનાદર કરે તોપણ તેઓને વળગી રહેવું; કારણકે કોઈ ને કોઈ દિવસ તો સંતો દયા કરનારા જ છે.

**તુલસી સંત સુઅબતરુ, ફૂલિ ફરહિં પરહેતુ;**
**ઈતતે વે પાહન હનૈં, ઉતતે વૈ ફલદેત. ૬૯**

ગોસાંઈજી કહે છે કે સંતો સુંદર આમ્રવૃક્ષ જેવા છે. તેઓ બીજાને માટે ફૂલે છે અને ફળે છે. લોકો નીચે ઊભા રહીને આંબા પર પથ્થર મારે છે, ત્યારે આંબો ઊલટું મધુર ફળ આપે છે. તે પ્રમાણે નીચ માણસો સંતોને દુર્વચનરૂપ પથ્થર મારે છે, પણ સંતો તો તેને ભક્તિરૂપી ફળ આપે જ છે.

**દુખસુખ દોનોં એક સમ, સંતન કે મનમાંહિ;**
**મેરુ ઉદધિગતિ ઝકુર જિમિ, ભાર ભિજિબો નાહિ. ૭૦**

સંત પુરુષોને મન દુઃખસુખ એકસરખાં છે; અર્થાત તેઓ દુઃખથી વ્યાકુળ થતા નથી કે સુખથી હરખાતા નથી. જુઓ, દર્પણમાં મેરુ પર્વતનું પ્રતિબિંબ દર્પણને ભાર કરતું નથી અને સમુદ્રનું પ્રતિબિંબ ભિંજાવતું નથી.

**સો ગુરુ રામ સુજાસુ સમ, નહીં વિષમતા લેશ;**
**તાકી કૃપા કટાક્ષ તે, રહે ન કઠિન કલેશ. ૭૨**

જેમાં વિષમતા-ભેદભાવ નથી તે ગુરુ પણ શ્રીરઘુનાથજી ના જેવા સુજાન છે. તેના કૃપાકટાક્ષથી જન્મમરણનાં કઠણ દુઃખો રહેતાં નથી.

**ગુરુ કહૈંતબ સમઝૈ સુનૈ, નિજ કરતબ કર ભોગ;**
**કહતબ ગુરુ કરતબ કરે, મિટૈ સકલ ભવશોગ. ૭૩**

ગુરુ કહે ત્યારે તે ઉપદેશને બરાબર સાંભળે અને સમજે. પછી પોતાનાં શુભાશુભ કર્મનાં ફળનો ઉપાય કરવા માટે ગુરુના ઉપદેશ પ્રમાણે ભગવાનનું આરાધન કરે, તો ભવનો શોક બધો ટળી જાય.

**શરણાગત તેહિ રામકે, જિન્હ દિય ધી સિયરૂપ;**
**જાપદની ઘર ઉદય ભય, નાશૈ ભ્રમ તમ કૂપ. ૭૪**

ગુરુના ઉપદેશથી શ્રીરઘુનાથજીના શરણાગત થઈ એ તો બુદ્ધિ સીતારૂપ થઈ જાય છે. શ્રીરઘુનાથજીની એ પ્રિય પત્ની છે અને એના ઉદયથી હૃદયરૂપ ઘરમાં ભ્રમનો અધકાર નાશ પામે છે.

**જાપદ પાયે પાઈએ, આનંદ યહ ઉપદેશ;**
**સંશય સમન નશાય સબ, પાવૈ પુનિ ન કલેશ. ૭૫**

શ્રીહરિના પદકમળ પામવાથી આનંદપદનો ઉપદેશ સેમજાય છે, મનના બધા સંશયો નાશ પામે છે અને ફરીથી જન્મમરણનો કલેશ રહેતો નથી.

**મેધા સીતા સમ સમુઝ, ગુરુ વિવેક સમ રામ;**
**તુલસી સિય સમ સો સદા, ભયો વિગત મગવામ. ૭૬**

ધારણાત્મક બુદ્ધિ એ સીતા સમાન છે અને વિવેકરૂપ ગુરુ એ રામ સમાન છે. એ ભક્તજન સીતા સમાન હોવાથી હરિવિમુખ માર્ગ ત્યજીને હરિસ્નેહમાં મગ્ન રહે છે.

**આદિ મધ્ય અવસાન ગતિ, તુલસી એક સમાન;**
**તેઈ સંત સ્વરૂપ શુભ, જે અનીત ગતિ આન. ७७**

બાલ્યાવસ્થામાં, યુવામાં અને વૃદ્ધાવસ્થામાં જેઓ એક સમાન રહે છે; અર્થાત્ ત્રણે અવસ્થામાં જેઓ શ્રીહરિની ભક્તિમાં જ રાચે છે અને ભક્તિવિરોધી માર્ગથી દૂર રહે છે, તે સંતો જ મંગલમૂર્તિ છે.

**યેઈ શુદ્ધ ઉપાસના, પરા ભક્તિકી રીતિ;**
**તુલસી યહિ મગુપગુ ધરે, રહે રામપદ પ્રીતિ. ७८**

ગોસાંઈજી કહે છે કે એ જ શુદ્ધ ઉપાસના છે અને એ જ પરાભક્તિની રીત છે. એ જ માર્ગ પર ચાલવાથી શ્રીરામના પદકમળમાં પ્રીતિ બની રહે છે.

**તુલસી બિન ગુરુદેવ કે, કિમિ જાને કહુ કોય;**
**જહઁ તે જો આયો સો હૈ, જાય જહાં હૈ સોય. ७૯**

જે જ્યાંથી આવ્યો હોય છે, ત્યાં જ તે જાય છે; એટલે કે તે મૂળ રૂપથી બદલાઈ જતો નથી. મેઘ દ્વારા વરસેલું જળ નદી, તળાવ અને કૂવા ઇત્યાદિમાં પડીને ભિન્નભિન્ન વિકૃતિ પામેલું દેખાય છે, પણ છેવટે તો તે જળનું જળ છે. તે જ પ્રમાણે જીવ જે પૂર્ણ પરમાનંદરૂપ છે, તે પ્રકૃતિ દેહરૂપનો કુસંગ કરીને અલ્પજ્ઞ જેવો દેખાય છે, પણ અંતે તો તે પરમાનંદસ્વરૂપ જ છે. ગોસાંઈજી કહે છે કે, શ્રીગુરુદેવની કૃપા વિના એ વાત સમજાતી નથી.

**અપગત યે સોઈ અવનિ, સો પુનિ પ્રકટ પતાલ;**
**કહાં જન્મ અપિ મરણમપિ, સમુઝહિં સુમતિરસાલ. ૮૦**

આકાશથી જે જળ છૂટું થયેલુ હતું, તેજ પૃથ્વી પર દેખાય છે અને તેજ પાછુ પાતાળમાં છે. તે પ્રમાણે પૂર્ણ પરમાનંદપદ પ્રકૃતિરૂપી ભૂમિમા છે અને તેજ પાછું અંતરાત્મા સૂક્ષ્મભૂત પાતાળમા છે. એટલે જે સુમતિવાળા છે તેઓ સમજી શકે છે કે જન્મમરણ માત્ર દેખવા પૂરતાં છે, યથાર્થ નથી

**સંગદોષ તે ભેદ અસ, મધુમદિરા મકરંદ;**
**ગુરુ ગમને દેખહિં પ્રકટ, પૂરણ પરમાનંદ. ૮૧**

આમ જન્મમરણ યથાર્થ નથી, તથાપિ તે સંગદોષથી દેખાય છે, જેમકે ફૂલોનો મકરંદ મધમાખીની સગતથી મધ બને છે અને શેરડી વગેરેનો રસ અગ્નિની સગતથી મીઠાઈ બને છે, વળી પાણીની સગતમાં સોડવવાથી મદિરા બને છે, તો એ જ મદિરા ફરીથી મોટા જળસમૂહમા પડવાથી પાવન થઈ જાય છે. તેજ પ્રમાણે પ્રકૃતિનાં આવરણો વડે ગુપ્ત જણાતું આત્મતત્ત્વ ગુરુના ઉપદેશથી જ્ઞાનગમ્ય પરમાનંદરૂપ દેખાય છે.

**ડાબર સાગર કૂપગત, ભેદ દિખાઈ દેત;**
**હૈ એકૈ દૂજૈ નહિં, દ્વૈત આન કે હેત. ૮૨**

તળાવ, સરોવર કે કૂવામા રહેલુ જળ જુદાંજુદાંરૂપે ભાસે છે, પણ જળ તો એક જ છે, તે પ્રમાણે અતરાત્મા પણ એક જ છે.

**ગુણગત નાના ભાંતિ તેહિ, પ્રકટત કાલહિ પાય;**
**જાન જાય ગુરુજ્ઞાનને, બિન જાને ભરમાય. ૮૩**

સત્વ, રજ અને તમમાં પડેલું આત્મતત્ત્વ સમય પર પ્રકટ થાય છે, પણ તે ગુરુકૃપા વડે ગમ્ય છે એટલે કે જાણી લેવાય છે. માત્ર ન જાણ્યું હોય ત્યાં લગી ભ્રમથી ભેદભાવ દેખાય છે.

**તુલસી તરુ ફૂલત–ફલત, જાવિધિ કાલહિ પાય;**
**તૈસે હિ ગુણદોષ તે, પ્રકટત સમય સુભાય. ૮૪**

ગોસાંઈજી કહે છે: જેમ સમય આવ્યે વૃક્ષને ફૂલો અને ફળો આવે છે, તેમ દોષોમાંથી ગુણો પ્રકટ થાય છે; અર્થાત્ સત્સંગનો સમય પામીને એ ગુણો જ આત્માનું શુદ્ધ રૂપ પ્રકટે છે.

**દોષહુ ગુણકી રીતિ યહ, જાનુ અનલગતિ દેખિ;**
**તુલસી જાનત સો સદા, જેહિ વિવેક સુવિશેખિ. ૮૫**

દોષોમાં ગુણોની રીતિ અગ્નિના જેવી છે. અગ્નિ બાળીને ભસ્મ કરે છે તેમ અનાજને પકાવે છે, પ્રકાશ કરે છે અને ઠંડી દૂર કરે છે. તે પ્રમાણે દોષોમાં રહેલા ગુણો વિવેકી મનુષ્યો જાણે છે.

**ગુરુ તે આવત જ્ઞાન ઉર, નાશત સકલ વિકાર;**
**યથા નિલયગતિ દીપકે, મિટત સકલ અઁધિયાર. ૮૬**

ગુરુની કૃપાથી હૃદયમાં જ્ઞાનરૂપ પ્રકાશ આવે છે અને મોહાદિ અંધકાર દૂર થાય છે, ત્યારે આત્મતત્ત્વ જડે છે. જેમકે ઘરમાં દીવો કરવાથી અંધકાર દૂર થાય છે અને બધી વસ્તુઓ દેખાય છે.

**યદપિ અવનિ અનેક સુખ, તોય તાસુ રસતાલ;**
**સંતત તુલસી માનસર, તદપિ ન તજાહિં મરાલ. ૮૭**

યદ્યપિ પૃથ્વીમાં અનેક સુખો છે; જળથી ભરેલાં તળાવ છે અને તેમાં કમળો પણ ખીલેલાં છે, તથાપિ ગોસાંઈજી કહે છે કે હંસ માનસરને ત્યજતા નથી.

**તુલસી તોરત તીર તરુ, માનસ જહૅં વિકાર;**
**બિગત નલિનિ અલિમલિન, જાન સરસરિ હૂ બડિઆર.**

ગોસાંઈજી કહે છે કે ભગવત્સ્થાનમાં વાસ કરતાં વિઘ્ન આવે તોપણ તેને ત્યજવું ન જોઈએ. જેમ કે માનસરના કાંઠા પરનાં વૃક્ષાદિને વાંદરાઓ તોડફોડ કરીને હંસોને ઉડાડે છે, પણ હંસો તેથી માનસરને ત્યજી જતાં નથી. વળી ભમરાને કમળ વિનાનુ ગંગાજીનું જળ સુદ્ધાં મલિન લાગે છે, કારણ કે ભમરાને કમળનુ કામ હોય છે–જળનું નહિ.

**જો જલજીવન જગતકો, પરસત પાવન જૌન;**
**તુલસી સો નીચે ઢરત, તાહિ નેવારત કૌન. ૮૯**

જે જળ જગતનું જીવન છે અને જેને સ્પર્શ કરવાથી પવિત્ર થવાય છે, તે જળ નીચે પડીને વહે અને મલિન થાય છે–તેને કોણ મના કરી શકે તેમ છે? અર્થાત્ જે પ્રાણીમાત્રનુ જીવન છે અને જેના નામથી પાવન થવાય છે તે પરમાનંદરૂપ પોતે સ્વસ્વરૂપ ભૂલીને, માયાવશ થઈને જીવ કહાવે છે તો તેને કોણ મના કરે?

**જો કરતા હૈ કરમકો, સો ભોગત નહિ આન;**
**બવનહાર લુનિ હૈ સોઈ, દેની લહૈ નિદાન. ૯૦**

જે કર્મ કરે છે, તેને તે ભોગવ્યે જ છૂટકો છે. ખારાપાટમાં વાવણી કરીએ, તો લણણી એવી જ થશે.

**રાવણુ રાવણકો હન્યો, દોષ રામ કહું નાહિ;**
**નિજહિત અનહિત દેખુકિન,તુલસી આપહિ માંહિ. ૯૧**

રાવણને રાવણના કર્મે જ માર્યો; એમાં રામનો દોષ ન ગણાય. ગોસાંઈજી કહે છે કે પોતાનું હિત–અહિત પોતાનામા જ છે.

**સુમિરુ રામ ભજુરામપદ, દેખુ રામ સુનુ રામ;**
**તુલસી સમુઝહુ રામકહૈં, અહનિશિ ઇહિ તવ કામ. ૯૨**

ગોસાંઈજી પોતાને ઉદ્દેશીને કહે છે: રામનું સ્મરણ કર, રામને ભજ, રામનું જ દર્શન કર, રામના જ ગુણો સાંભળ અને એકમાત્ર રામને જ સમજ. તારે માટે અહર્નિશ આ એક જ કામ છે.

**રજ અપ અનલ અનિલ નભ, જડ જાનત સબ કોઈ;**
**ઇહ ચૈતન્ય સદા સમુઝ, કારજ રત દુખ હોઈ. ૯૩**

પૃથ્વી, પાણી, આકાશ, તેજ અને વાયુ એ પાંચે તત્ત્વો જડ છે; કારણ કે તેઓ તમોગુણથી થયેલાં છે, તેમાં વ્યાપ્ત રહેલો જીવાત્મા ચૈતન્ય છે, પણ તે પોતાનું સ્વરૂપ ભૂલીને જડ તત્ત્વોની સંગે કાર્યરૂપ થયો છે, તેથી જ તે સુખદુઃખનો ભોગી બન્યો છે. દાખલા તરીકે સોનું પોતાનું શુદ્ધ રૂપ તજીને શોભાયમાન થવાની ખાતર અલંકારરૂપ કાર્યમાં પરિણામ પામે છે, તો તે અગ્નિમાં ગળાય છે અને ટિપાય છે.

**નિજ કૃત વિલસત સો સદા, બિન પાયે ઉપદેશ;**
**ગુરુ પગુપાય સુમગ ધરૈ, તુલસી હરૈ કલેશ. ૯૪**

ગુરુના ઉપદેશ વિના જીવાત્મા પોતાનાં શુભાશુભ કર્મો ભોગવતો રહે છે; પણ જ્યારે ગુરુના ઉપદેશથી તે હરિશરણ-

માર્ગ પર પગ મૂકે છે, ત્યારે તેના જન્મમરણાદિ ક્લેશો દૂર થાય છે.

**સલિલ શુક્રશોણિત સમુઝ, પલ અરુ અસ્થિસમેત;**
**બાલકુમાર યુવા જરા, હૈ સુસમુઝ કર ચેત. ૯૫**

શરીરપિંડ કેવી રીતે બન્યો છે તે સમજો અને અંતે તેની શી ગતિ થાય છે તે સમજીને ચેતો; અર્થાત્ ભગવાનનું શરણુ ગ્રહીને જન્મમરણનાં દુઃખોથી મુક્ત થાઓ.

પાણી વીર્યરૂપ બનીને રતિસમયે સ્ત્રીના લોહીમાં મળીને સાત ધાતુમય પિંડ બને છે; જેમાં માંસ, રુધિર, ચામડી અને વાળ એ ચાર સ્ત્રીનાં શોણિતથી બને છે અને હાડકાં, નસો અને મજ્જાતંતુ એ ત્રણ વીર્યથી બને છે. આવો સાત ધાતુનો ગર્ભ જ્યારે પ્રકટ થયો ત્યારે થોડા દિન બાળક રહ્યો, પછી કુમાર, યુવાન અને છેલ્લે ઘરડો થઈને મૂઓ.

(ખરેખર આવા કમનસીબ પિંડને ભોગે જો રઘુનાથજીનું શરણુ મળી શકતું હોય, તો એ વગર મૂડીનો વેપાર છે. પરંતુ માનવ મહા કંગાળ છે, તે એવા દેહનું સમર્પણુ કરતાં ય હાન્ના કરે છે.)

**ઐસિહિ ગતિ અવસાનકી, તુલસી જાનત હેત;**
**તાતે યહ ગતિ જાનિ જિય, અબિરલ હરિ ચિત ચેત. ૯૬**

પ્રાણીમાત્રની અને પોતાની પણુ મરણની ગતિ આવા જ પ્રકારની છે, એમ જાણીને તુલસીદાસજી નિરંતર શ્રીરઘુનાથજીનું ચિંતવન કરે છે.

**જાનૈ રામસ્વરૂપ જબ, તબ પાવૈ પદ સંત;**
**જન્મમરણ પદ તે રહિત, સુખમા અમલ અનંત. ૯૭**

જ્યારે શ્રીરઘુનાથજીનું સ્વરૂપ હૃદયથી અનુભવાય છે ત્યારે સંતપદ પ્રાપ્ત થાય છે, તે પદ જન્મમરણથી રહિત, અનંત અને નિર્મળ શોભાવાળું છે.

**દુખદાયક જાને ભલે, સુખદાયક ભજિ રામ;**
**અબ હમકો સંસારકો, સબવિધિ પૂરણકામ. ૯૮**

દુઃખ દેનારા સસારના સુખોને અમે સારી પેઠે જાણ્યાં છે અને સાચુ સુખ આપનારા શ્રીરામને અમે ભજીએ છીએ. હવે અમારે અને સમારને કાઈ લેવાદેવા રહી નથી. અમે સમારથી ધરાઈ ગયા છીએ અને સંસાર અમારાથી ધરાઈ ગયો છે.

**આપુહિ મદકો પાન કરિ, આપુહિ હોત અચેત;**
**તુલસી વિવિધ પ્રકારકો, દુઃખ ઉતપતિ યહિ હેત. ૯૯**

ગોમાઈજી કહે છે કે મનુષ્ય પોતાને હાથે કરીને જ વિષયરૂપી મદિરાનુ પાન કરીને મહામોહરૂપ નશામાં ગાંડો બને છે અને એમ અનેક પ્રકારના જન્મમરણાદિ દુઃખો ઊભાં કરે છે.

**જાસોં કરત વિરોધ હઠિ, કહુ તુલસી કો આન;**
**સો તૈં રામનન આન તવ, નાહક હોસિ મલાન. ૧૦૦**

મોહવશ થઈને તું જેની માથે અકારણ વેર કરે છે, તે કોણ પરાયો છે તે કહે તું અને તે એક જ છે એટલે તું નાહક દુ઼ખી થાય છે.

**ચાહસિ સુખ જયહિ મારિ કે, સો તો મારિ ન જાય;**
**કૌન લાભ વિષતેં બદલિ, તે તુલસી વિષ ખાય. ૧૦૧**

તું જેને મારીને સુખ મેળવવા ચાહે છે તે તારા વડે મરવાનો નથી, તે તો એક શરીર તજીને બીજું ધારણ કરશે અને ફરીથી તારા પર બદલો લેવા ઊઠશે, તો ઝેરને બદલે ઝેર ખાવામાં શો લાભ?

**કોહ દ્રોહ અઘમૂલ હૈ, જાનત કો કહુ નાહિ;**
**દયા ધર્મ કારણ સમુઝિ, કો દુખ પાવત તાહિ. ૧૦૨**

ક્રોધ અને દ્રોહ બેઉ પાપનાં મૂળ છે, એ વાત કોણ જાણતું નથી? તે પ્રમાણે દયા ધર્મનું મૂળ છે, એ તત્ત્વ બરાબર સમજીને કોઈ દયાવાન દુઃખી થતા નથી.

**બનો બનાયો હૈ સદા, સમુઝ રહિત નહિં શૂલ;**
**અરૂણ બરણ કેહિ કામકો, બાસ વિના કો ફૂલ. ૧૦૩**

જીવનું શુદ્ધ સ્વરૂપ તો બન્યુ–બનાવેલું તૈયાર છે જ–માત્ર અજ્ઞાનીઓને દુઃખ સહેવાનું લખ્યુ છે; અર્થાત જ્યાં સુધી જીવને હરિભક્તિની સૂઝ ન પડે, ત્યાં લગી દુઃખ ભોગવવાનું રહે છે; કારણ કે સંસારનાં સુખો વૃથા હોવાથી વહેલાંમોડાં દુઃખદાયી જ છે. રંગે લાલભડક હોય, પણ વાસવિનાનું હોય એવું ફૂલ શા કામનું? તે પ્રમાણે અહીંનાં સુખોનું નિર્માણ છે.

ઇતિ શ્રીમદ્ ગોસ્વામી તુલસીદાસે રચેલી
સતસઈતિકા વિષે રજો સર્ગ સમાપ્ત

# ત્રીજો સર્ગ

જનકસુતા[1] દશયાન સુત[2], ઉરગ[3] ઇશિ[4] અમ[5] જોરિ;
તુલસિદાસ દશ પદ પરખિ, ભવસાગર ગયો પૌરિ. ૧

૧ શ્રીજાનકીજી, ૨ શ્રીરઘુનાથજી, ૩ શ્રીલક્ષ્મણજી, ૪ અકાર–શ્રીભરતજી અને ૫ મકાર–શ્રીશત્રુઘ્નજી, એ પ્રમાણે પાંચ-રૂપોને બમણાં કરતાં દશ પદ થયાં. તેને ઓળખીને શ્રીગો-સાંઈજી ભવસાગર તરી ગયા; જન્મમરણથી મુક્ત થયા. સર્વ-પ્રથમ વિષયબદ્ધ જીવને શ્રીજાનકીજીની કૃપા* મુક્ત કરે છે, ત્યારે જ તેને શ્રીરામરૂપ સમજવાનો અવકાશ મળે છે. શેષજી આચાર્ય છે, એની કૃપાથી હૃદયગ્રંથિ છૂટે છે. ભરતજીના નામસ્મરણ માત્રથી હૃદયમાં પ્રેમભક્તિ ઉદય પામે છે. શ્રી-શત્રુઘ્નના નામસ્મરણ વડે કામાદિ શત્રુઓ નાશ પામે છે અને ભક્તિનો માર્ગ નિષ્કંટક બને છે.

તુલસી તેરો રોગ ખર, તાત માત ગુરુદેવ;
તાત જિતોહીં ઉચિત અબ, રુચિત આનપદ સેવ. ૨

(રાગરાગિણીમાં એક નામ સારંગ છે. સારંગ, શ્રીરઘુ-નાથજીનું ધનુષ્ય છે; શાર્ઙ્ગધર સારંગને ધારણ કરનાર શ્રીરામ) હે તુલસી! તારાં માતા, પિતા, ગુરુ, દેવ સર્વ કાંઈ શ્રીરઘુ-

* યાવન્નતે સરસિજદ્યુતિ હારિપાદે ન સ્યાદ્રતિસ્તરુનવાંકુરખંડિતાશે ।
તાવત્કથં તરુણિમૌલિમણે જનાનાં જ્ઞાને દૃઢં ભવતિ ભામિનિ રામરૂપે ॥

વૃક્ષના નવીન અંકુરોથી ખંડિત આશાવાળાં, કમળની કાંતિને હરતાં ચરણકમળવાળાં, તરુણીઓના મુકુટરૂપ રામથી અભિન્ન સીતાજી વિષે જ્યાં સુધી મનુષ્યને પ્રીતિ થાય નહિ, ત્યાં સુધી દૃઢ આત્મજ્ઞાન ક્યાંથી સંભવે?

(इति अगस्त्यसंहितायां शंकरवाक्यम्)

નાથજી છે, તેથી હવે બીજા કોઈની સેવામાં રુચિ કરવી, એ તને ઉચિત નથી.

**તર્ક વિશેષિ નિષેધપતિ, ઉર માનસુ સુપુનીત;**
**બસત મરાલ કલરહિત કરિ, તેહિ ભજુ પલટિ વિનીત. ૩**

તર્ક–વિશેષના પર્યાયમાં ઉ–વિતર્કમાં રહેલો ઉપસર્ગ उ, નિષેધપતિ નિષેધ*માં मा, उ અને मा મળીને उमा, તેના પતિ શ્રીમહાદેવજીના પવિત્ર હૃદયરૂપ માનસરોવરમાં જે શ્રી-રામરૂપ મરાલ વસે છે, તે 'મરાલ'નો લકાર કાઢી નાખતાં मरा રહ્યો, તેને સવળો કરીને राम બને છે; તેને નમ્રતાથી ભજો; અર્થાત્ કાર્પણ્ય શરણાગતિ ધારીને શ્રીરામને ભજો.

**શુકલાદિ હિ કલદેહુ ઇકિ, અન્ત સહિત સુખધામ;**
**દે કમલાકલ અન્તકો, મધ્ય સકલ સુખદામ. ૪**

શુકલના પર્યાય 'સિત'ના આદિ વર્ણમાં એક કલા ઇકાર મેળવતાં सी થાય અને અંત तકારમાં એક કલા આકાર મેળવતાં ता બંને મળીને सीता–શ્રીજાનકીજી સુખધામ છે. અર્થાત્ ભક્તિરૂપી શ્રીજાનકી મુક્તિનું એકમાત્ર કારણ છે. કમલાનો પર્યાય रमा; જેનો અંત્ય રહેલો આકાર પ્રથમના रમાં આપતાં राम થાય છે. તે શ્રીરામ જીવને આનંદ આપનારા છે.

**બીજ ધનંજય રવિ સહિત, તુલસી તથા મયંક;**
**પ્રકટ તહાં નહિં તમતમી, સમચિત રહત અશંક. ૫**

ધનંજય એટલે અગ્નિ, તેનું બીજ रકાર, રવિ એટલે સૂર્ય, તેનું બીજ अકાર; બેઉ મળીને रा. મયંક એટલે ચંદ્રમા તેનું બીજ मકાર. અગ્નિ, સૂર્ય અને ચંદ્રમા–એ ત્રણે બીજ राम નામમાં છે. શ્રીરઘુનાથજી જેના હૃદયમાં પ્રકટ રહીને

* 'अमानोना प्रतिषेधे'

વાસ કરે છે તેને મોહાદિ અંધકાર અને વિષયરૂપી રાત્રિ હોઈ શકતાં નથી, તેથી +રામનામ જપનારાને કોઈ જાતનો ભય રહેતો નથી. તે સદાકાળ હર્ષશોકરહિત થઈ સમચિત્ત રહે છે.

**રંજન કાનન કોકનદ, બંશ વિમલ અવતંસ;**
**ગંજન પુરુહૂત અરિ સદલ, જગહિત માનસ હંસ. ૬**

શ્રીરઘુનાથજી કમળના વનને આનંદ આપનારા સૂર્યના નિર્મળ વંશના શિરોમણિ છે; તે ઇંદ્રના શત્રુ રાવણનો નાશ કરનારા છે, તે શ્રીરઘુનાથજીએ એ જગતના કલ્યાણને માટે જ શરીર ધારણ કરેલું છે. એવા સમભાવ હરિભક્તોના હૃદયરૂપી માનસસરમાં હંસની પેઠે વસે છે; અર્થાત્ શ્રીરઘુનાથજીને જો કોઈ પોતાના હૃદયમાં પ્રકટ કરવા માટે ઇચ્છે તો તેણે નિર્મળ મનવાળા હરિભક્તોને સેવવા જોઈએ, તેમણે પોતે મનને નિર્મળ કરવું જોઈએ.

**જગતે રહુ છત્તીસ હ્વૈ, રામચરણ છત્તીન;**
**તુલસી દેખુ વિચારિ હિય, હૈ યહ મતો પ્રબીન. ૭**

સંસાર પ્રતિ ૩૬નો અંક બનીને રહેવું જોઈએ; એટલે છત્રીસમાં રહેલો ૬ એ સંસારના ષડ્રિપુ (કામક્રોધાદિ) સમજવો અને મન, વચન, કર્મ એ ત્રણે પ્રકારે તેથી વિમુખ થવું. હવે શ્રીરામચરણ પ્રતિ ૬૩ની પેઠે રહેવું. એટલે ત્રેસઠના ૬–છની પ્રકારની શરણાગતિ સમજવી અને તેની સન્મુખ પોતે મન,

\+ पातालभूतलव्योमचारिणश्छद्मचारिणः ।
न द्रष्टुमपि शक्तास्ते रक्षितं रामनामभिः ।।

કપટ કરવાની ઇચ્છા રાખતા પૃથ્વી, પાતાળ અને આકાશચારીઓ રામનામથી રક્ષાયેલા મનુષ્યને આંખોથી જોવા માટે પણ સમર્થ થતા નથી.

(रामरक्षायाम्)

વચન, કર્મ, એ ત્રણે પ્રકારે શરણ થવું. ગોસાંઈજી કહે છે કે જેઓ ભક્તિમાં પ્રવીણ છે તેમનો એ મત છે. આ મતને હૃદયમાં વિચારીને ધારણ કરો એટલે મન નિર્મળ થશે.

**કેન્દિક દૂન નક્ષત્રહનિ, ગની અનુજતેહિ કીન્હ;**
**જેહિ હરિકર મનિ માનહનિ, તુલસી તેહિ પદ લીન્હ. ૮**

કં એટલે મસ્તક; દિક એટલે દશ અર્થાત્ દશ મસ્તકવાળો અને તેથી દૂન=બમણાં, નક્ષત્ર=હાથ અર્થાત્ વીસ હાથવાળો એવો રાવણ, તેનો નાશ કરનારા, તેના ભાઈ વિભીષણને શરણમાં રાખીને રાજા બનાવનારા તથા વાનરો દ્વારા મહામોઘાં રાવણના મણિરત્નોને પણ તુચ્છ+ બનાવનારા, એવા સમર્થ શ્રીરઘુનાથજીનાં ચરણારવિંદોમાં હે તુલસી! તન્મય થઈને રહો.

**શિલા આયુમોચક વરણુ, હરણુ સકલ જંજાલ;**
**ભરણુ કરન સુખસિદ્ધિતર, તુલસી પરમ કૃપાલ. ૯**

ગોસાંઈજી કહે છે કે શ્રીરઘુનાથજીના ચરણો અહલ્યાનો શાપ છોડાવનારાં, જગતની જંજાળ હરનારાં, સુખ અને સિદ્ધિને ભરનારાં અને પરમ કૃપાળુ છે.

**મરણુ વિપતિ હરધર ધરમ, ધરાધરણુ બલધામ;**
**શરણુ તાસુ તુલસી ચહત, બરણુ અખિલ અભિરામ.૧૦**

જે જન્મમરણની વિપત્તિને હરનારા છે, જે ધર્મની ધુરાને ધારણ કરનારા છે, જે પૃથ્વીનું પાલન કરનારા છે, જે બલધામ છે અને જેનું નામ ભૂતમાત્રને આનંદ આપનારું છે, તે શ્રીરઘુનાથજીનું શરણ તુલસીદાસજી ચાહે છે.

---

+ મણિ મુખ મેલિ ડારિ કપિ દેહી।

**બિહગ બીચ રૈયત ત્રિતય, પતિપતિ તુલસી તોર;**
**તાસુ વિમુખ સુખ અતિ વિષમ, સપનેહુ હોત ન ભોર.૧૧**

વિહંગનો પર્યાય શકુન, તેનો મધ્યવર્ણ કુ; રૈયત એટલે પ્રજા તેનો ત્રીજો વર્ણ જા. બેઉ મળીને કુજા એટલે ભૂમિની પુત્રી શ્રીજાનકીજી. તેના પતિ રઘુનાથજી, હે તુલસી! તારા પણ પતિ છે. અર્થાત્ શ્રીજાનકીજી સહિત શ્રીરઘુનાથજીનું ધ્યાન-સ્મરણ કર; કારણ કે એ જ એક સ્મરણ કરવા યોગ્ય છે એમ સંતજનો કહે છે:

आधयो व्याधयो यस्य स्मरणान्नामकीर्तनात् ।
शीघ्रं वैनाशमायान्ति तं वन्दे जानकीपतिम् ॥

(જેના નામનું સ્મરણ અને કીર્તન કરવાથી જે મનુષ્યનાં આધિ અને વ્યાધિઓ જલદી નાશ પામે છે, એવા જાનકીપતિ-રામને હું વંદન કરું છું.)

—બ્રહ્મવૈવર્ત

વળી,

श्रद्धया हेलया नाम वदन्ति मनुजा भुवि ।
तेषां नास्ति भयं पार्थ रामनामप्रसादतः ॥

(હે અર્જુન! આ પૃથ્વી ઉપર જે મનુષ્યો શ્રદ્ધાથી અથવા તો અશ્રદ્ધાથી રામનું નામ બોલે છે તેમને રામના નામની કૃપાથી કોઈ પણ જાતનો ભય હોતો નથી.

—આદિપુરાણે-શ્રીકૃષ્ણ

એવા શ્રીરઘુનાથજીને સ્વપ્નામાં પણ ભૂલીશ નહિ; કારણ કે જેનાથી વિમુખ જતાં જે બધાં સુખો છે તે બધાં ઊલટાં દુઃખરૂપ થઈ જાય છે.

**દ્વિતિય કોલ રાજિવ પ્રથમ, બાહુન નિશ્ચય સાહિ;**
**આદિ એક કલદે ભજહુ, વેદવિદિત ગુણ નાહિ. ૧૨**

કોલ એટલે વારાહ, તેનો બીજો અક્ષર રા; રાજિવનો પર્યાય કમલ–મકરંદ, તેનો પહેલો અક્ષર મ; બેઉ મળીને રામ, વાહન એટલે જાન, નિશ્ચયનો પર્યાય કિલ, તેના પ્રથમ વર્ણ કિમાં એક માત્રા જોડતાં કી; અર્થાત્ જાનકી. જેના દિવ્ય ગુણો વેદવિહિત છે એવાં શ્રીરામજાનકીને ભજો.

**બસત જહાં રાઘવ જલજ, તેહિમિતિ ગો જહિ સંગ;**
**ભજુ તુલસી તે હિ અરિ સુપદ, કરિ ઉર પ્રેમ અલંગ. ૧૩**

જેમાં જલજ–જળજંતુ અને મચ્છ વગેરે વસે છે તે સમુદ્રની મર્યાદા, રાવણને પાપે પુલ (સેતુ) બાંધવાથી ચાલી ગઈ. તે રાવણના શત્રુ શ્રીરઘુનાથજીનાં સુંદર પદકમળને હ્રદયમાં અખંડ સરિતાપ્રવાહ જેવો પ્રેમ આણીને ભજો.

**ભજહુ તરણિ અરિ આદિ કહુઁ, તુલસી આત્મજ અંત;**
**પંચાનન લહિ પદમ મથિ, ગહે વિમલ મન સંત. ૧૪**

તરણિ એટલે સૂર્ય, તેનો શત્રુ રાહુ–તેનો પહેલો અક્ષર રા. આત્મજ એટલે કામ, તેનો અંત્યક્ષર મ. એ બેઉ મળીને રામ. એ રામનામ, સેંકડો કરોડ વેદોના સારાંશરૂપ રામાયણ મથીને શ્રીમહાદેવજીએ ગ્રહણ કરેલું છે તેને ભજવાથી મનુષ્ય નિર્મળ મનવાળો સંત બને છે. તે રામનામને હે તુલસી ! તું ભજ.

**વનિતા શૈલ સુતાસકી, તાસુ જનમ, કો ઠામ;**
**તેહિ ભજુ તુલસીદાસહિત, પ્રણત સકલ સુખધામ. ૧૫**

શૈલ–હિમાલય, તેનો પુત્ર મૈનાક–મૈનાકનું શરણસ્થાન સમુદ્ર અને તેની વનિતા શ્રીગંગાજી. એ ગંગાજી જે ચરણારવિંદોમાંથી પ્રકટ થયેલાં છે, તે શ્રીરામપદને હે તુલસીદાસ, ભજો. એ રામપદ શરણે આવેલાને સર્વ પ્રકારે સુખ

આપનાર છે.

**ભજુ પતંગ સુત આદિકહૈં, મૃત્યુંજય અરિ અન્તુ;**
**તુલસી પુહકર યજ્ઞકર, વરણ પાઁસુમિચ્છન્તુ. ૧૬**

પતંગસુત-સૂર્યપુત્ર (કર્ણ) રાધેય, તેનો પહેલો અક્ષર રા; મૃત્યુંજય-શિવજી, તેનો શત્રુ કામ, તેનો અંત અક્ષર મ, એ બેઉ મળીને રામ. પુષ્કરતીર્થમાં યજ્ઞ કરનાર બ્રહ્મા પણ જે ચરણોની રજ મેળવવાની ઇચ્છા રાખે છે તે શ્રીરામને, હે તુલસી! ભજો.

**ઉલટે તામીતાસુપતિ, સૌ હજાર મનસત્થ;**
**એક શૂનરથ તનયકહૈં, ભજસિ ન મન સમરત્થ. ૧૭**

'તામી' શબ્દ ઉલટાવતાં સીતા, શ્રીસીતાજીના સ્વામી શ્રીરઘુનાથજી; સૌહજાર એટલે લક્ષ, મન લગાડતાં લક્ષ્મણ; લક્ષ્મણ સહિત શ્રીરામ; એક પર શૂન્ય મૂકતાં દશ; તેમાં રથ શબ્દ જોડતાં દશરથ. દશરથના પુત્ર શ્રીરામ, અર્થાત્ સીતા અને લક્ષ્મણ સહિત શ્રીરામને હે સમર્થ મન! તું કાં ભજતું નથી? મન સમર્થ છે-પંચભૂતો અને દશે ઇંદ્રિયો જો મન ધારે તો પોતાને વશ કરી શકે છે.

**દ્વિતિય તૃતિય હરકાસનહિં ભજુ તેહિ તુલસીદાસ;**
**કાકાસન આસન કિયે સાસન લહે ઉપાસ. ૧૮**

હર-શ્રીમહાદેવજી, તેનું આસન કાશી પર્યાયથી વારાણસી, તેનો બીજો વર્ણ રા; વળી હરનું આસન ચર્મ, તેનો ત્રીજો વર્ણ મ બેઉ મેળવતાં રામ. હે તુલસીદાસ! એ શ્રીરામને ભજ! નહિ તો કુશના આસન પર વૃથા પડી રહેવાથી શો લાભ! તેમ જ વ્રતાદિ ઉપવાસ કરવાથી કેવળ કષ્ટ સિવાય બીજું શું મળવાનું હતું? અર્થાત્ શ્રીરામના ભજન વિના આસન, વ્રત,

યોગ વગેરે નકામાં છે.

**આદિ દ્વિતિય અવતાર કહુઁ ભજુ તુલસીનૃપ અંત;**
**કમલ પ્રથમ અરુ મધ્ય સહ વેદવિદિત મત સંત. ૧૯**

ભગવાનનો દ્વિતીય અવતાર કૂર્મ, તેનો પહેલો વર્ણ કૂ; નૃપ એટલે રાજા, તેનો અંતવર્ણ જા બેઉ મળી કૂજા. અર્થાત શ્રીજાનકીજી. કમળના પર્યાયથી રાજિવ, તેનો પહેલો વર્ણ રા અને 'કમળ'નો મધ્ય વર્ણ મ બેઉ મળીને રામ. જેનું ભજન કરવું વેદવિદિત સંતોના મતને અનુસરીને છે એવાં શ્રીરામજાનકીને હે તુલસી ભજ !*

**જેહિન ગન્યો કછુ માનસહુ સુરપતિ અરિમૌઆસ;**
**તેહિ પદ શુચિતા અવધિભવ તેહિ ભજુ તુલસીદાસ. ૨૦**

જેણે ઇંદ્રના શત્રુ રાવણનું નિવાસસ્થાન લંકા કંઈજ હિસાબમાં ન ગણ્યું; અર્થાત જેણે અભેદ્ય લંકાગઢ જીતવામાં તથા જીતીને તરણા સમાન ગણીને વિભીષણને તેનું દાન કરવામાં જરા પણ શંકા ન કરી, તેમ જ જેના ચરણારવિંદથી પવિત્રતાની સીમારૂપ શ્રીગંગાજી પ્રકટ્યાં, એવા શ્રીરઘુનાથજીને હે તુલસીદાસ ! ભજો.

**નૈનકરણ ગુણ ધરન વર તાવર વરણ વિચાર;**
**વરણ સતર તુલસી ચહસિ ઉબરન શરણઅધાર. ૨૧**

---

* कृष्णेति वासुदेवेति सन्ति नामान्यनेकशः
तेभ्यो रामेति यन्नाम प्राहुर्वेदा पर मुने ।
रामनाम्नः परं किंचित्तत्व वेदे स्मृतिष्वपि
संहितासु पुराणेषु नैव तंत्रेषु विद्यते ॥

હે મુનિ ! ભગવાનનાં કૃષ્ણ, વાસુદેવ વગેરે અનેક નામો છે, તેમાંથી 'રામ' નામને વેદો શ્રેષ્ઠ કહે છે. વળી સ્મૃતિ, વેદ, પુરાણો સંહિતાઓ અને તંત્રોમાં રામનામથી કોઈ શ્રેષ્ઠ નથી.

શ્રવણેંદ્રિયનું કામ જે નેત્રથી કરે છે, એટલે કે જે નેત્રથી સાંભળે છે, તે સર્પ-તેમાં શ્રેષ્ઠ શેષનાગ-શ્રીલક્ષ્મણજી અને તેથી શ્રેષ્ઠ શ્રીરામ એ બેઉ વર્ણનો સત્સંગ કરીને યથાર્થ જાણી લે. અર્થાત વેદો અને પુરાણોમાં રામનામ શું છે, તે સમજી લે. હે તુલસી, જો સત્વર ભવસાગર તરવાની ઇચ્છા હોય તો શ્રીરઘુનાથજીના ચરણોનું શરણ લે; કારણકે શીઘ્ર ઉદ્ધાર કરનાર એ એક જ દયાળુ છે.

**ભજુ હરિ આદિહિ બાટિકા, ભરિતા રાજિવ અન્ત;**
**કરિતા પદ વિશ્વાસ ભવ સરિતા તરસિ તુરન્ત. ૨૨**

વાટિકાનો પર્યાય આરામ તેનો પ્રથમ આકાર કાઢી લેતાં રામ; રાજિવનો પર્યાય, સસી( શશી )માં તા ભેળવતાં સસીતા અર્થાત શ્રીસીતારામના પાદારવિંદમાં વિશ્વાસ રાખી ભજો તો તુરત જ ભવસરિતા તરી જશો. શ્રીજાનકીજી પરમદયાળુ છે.

प्रणिपातप्रसन्ना हि मैथिली जनकात्मजा।
अलमेषा परित्रातुं राक्षस्यो महतो भयात् ॥

**જડમોહન વરણાદિ કહૈં સહચંચલ ચિત ચેત;**
**ભજુ તુલસી સંસાર અહિ નહિં ગહિ કરત અચેત. ૨૩**

( માલકોશ રાગથી પથ્થર પીગળે છે, પશુ પણ લોભાય છે. ) જડને મોહાવનાર રાગ, તેનો પ્રથમ વર્ણ रा; ચંચલ મન તેનો આદિ વર્ણ म; બેઉ મળી राम. હે તુલસી, એ રામને ભજ. મોહરૂપી મદિરાપાન કરીને ઉન્મત્ત થતાં ચિત્તની સાવચેતી રહેતી નથી; સંસારરૂપી સાપે કરડીને અચેત કરી મૂક્યા જેવું થયું. અર્થાત્ વિષયસુખ એકેએક પશ્ચાત્તાપ કરાવનારાં છે, તેથી સાવચેત રહીને રામને ભજ.

**મરણ અધિપ વારણ વરણ દૂસર અન્ત અગાર;**
**તુલસી ઇષુ સહ રાગધર તારણ તરણ અધાર. ૨૪**

દેવોનો અધિપતિ ઇંદ્ર; તેનું વાહન ઐરાવત. તેનો બીજો અક્ષર रा. અગાર એટલે ધામ, તેનો બીજો અક્ષર म. બેઉ મળી राम. ઇષુ એટલે બાણ; બાણ સહિત સારંગધર શ્રીરઘુનાથજીનો આધાર, ભક્તોને માટે તારણતરણ છે.

**જ્યોં ઉરવિજ ચાહસિ અટિત, તૌ કરિ ઘટિત ઉપાય;**
**સુમનસ વરબર અરિચરણ, સેવન સરલ સુભાય. ૨૫**

જો-સંસારનાં દુઃખોથી તુરત છુટકારો કરવા ચાહે તો દેવતાનો-શત્રુ રાવણ-તેના શત્રુ શ્રીરઘુનાજીના સર્વશ્રેષ્ઠ ચરણોનું સરલ સ્વભાવથી સેવન કર.

**દ્વિતિય પયોધર પરમધન, બાગ અન્ત યુત સોય;**
**ભજુ તુલસી સંસાર હિત, યાતે અધિક ન કોય. ૨૬**

પયોધરનો પર્યાય ધરાધર, તેનો બીજો વર્ણ रा; બાગનો પર્યાય આરામ, તેનો અંતવર્ણ म; બેઉ મળીને राम. એ શ્રીરામનામ પરમ ધન છે અને તેથી અધિક બીજો કોઈ પદાર્થ નથી. તે શ્રીરામનામને સાંસારિક કલ્યાણ માટે ભજો.

**પતિપયોધિ પાવન પવન, તુલસી કરહુ વિચાર;**
**આદિ દ્વિતિય અરુ અન્ત યુત, તામત તવ નિરધાર. ૨૭**

પતિનો પર્યાય ભર્તા. તેનો પ્રથમ અક્ષર भ; પયોધિનો પર્યાય-ક્ષીરસાગર તેનો બીજો અક્ષર र; પવનનો પર્યાય મરુત, તેનો અંત્ય અક્ષર त; ત્રણે મળીને भरत. ભરતજીનો મત શ્રીરઘુનાથજીમાં-પ્રેમભક્તિનો છે. હે તુલસી! તારે માટે પણ એ જ મત નિર્ણય કરવાનો છે, બીજો કોઈ નિરધાર કરવો ઉચિત નથી.

હંસ કપટ રસ સહિત ગુણ, અન્ત આદિ પ્રથમન્ત;
ભજુ તુલસી તજિ બામગતિ, જેહિ પદરત ભગવન્ત. ૨૮

હંસનો પર્યાય મરાલ, તેનો અંત લ કાર;
કપટનો પર્યાય છલ, તેનો આદિ છ કાર;
રસનો પર્યાય મકરંદ, તેનો પ્રથમ મ કાર;
ગુણનો પર્યાય તીન (ત્રણ), તેનો અંત ન કાર.

ચારે વર્ણ મેળવતાં લછમન જેના પાદરવિંદોમાં શેષરૂપ ભગવંત શ્રીલક્ષ્મણજી લવલીન રહે છે, એવા શ્રીરઘુનાથજીને હે તુલસી! છળકપટ તજીને સરલ ભાવે ભજો.

કના સમુઝિ કવરણ હરહુ, અન્ત આદિ સુતતાર;
શ્રીકર તમ હર વરણવર, તુલસી સરસ ઉબાર. ૨૯

કનાનો પર્યાય મકરા, તેની વચ્ચેનો ક દૂર કરતાં મરા રહે છે, તેને સવળો કરતાં રામ. ગોસાંઈજી કહે છે કે એ બે અક્ષરો વેદોનો સાર છે, સાધકોને સિદ્ધિ આપનારા છે, અર્થાર્થી ભક્તોને ઐશ્વર્ય દેનારા છે, શરણે આવેલાનું રક્ષણ કરનારા છે અને જ્ઞાનીના હૃદયમાં, મોહાદિ અંધકારને દૂર કરનારા પ્રકાશરૂપ છે.

અકેકૂદશા રસ આદિ સુત, પાણ્ડુસૂનુ સહ અંત;
જાનિ સુવન સેવક સુતર, કરિ હૈ કૃપા પરંત. ૩૦

૧૦ અંકનો અક્ષરો દશ, રસનો આદિ વર્ણ ૨, પાંડુસૂનુ–પારથ; તેનો અંતિમ વર્ણ થ. ચારેને જોડતાં દશરથ. મહારાજ દશરથ–પોતાના પુત્રના સેવક પર તુરત અને વિશેષ કરીને કૃપા કરશે જ; કારણ કે એવી રીત છેઃ પુત્રના સેવકો પણ પિતાને પુત્ર જેવા જ પ્રિય હોય છે.

**અટિત સખાહિ વિચારિ, હિય આદિ વરણ હર એક;**
**અંત પ્રથમ સ્વર દેભજહુ, જાઉર તત્ત્વ વિવેક. ૩૧**

અટિતનો પર્યાય આસુ, સખાનો પર્યાય મિત્ર; બેઉ મળીને–આસુમિત્ર; તેમાંથી આદિ આકાર લઈને અંતમાં જોડતાં સુમિત્રા (થાય) જેના હૃદયમાં શ્રીરામતત્ત્વનો વિવેક છે એવાં સુમિત્રાજી*ને ભજો.

**આદિ ચન્દ્ર ચંચલ સહિત, ભજુ તુલસી તજુકામ;**
**અઘગંજન રંજન સુજન, ભવભંજન સુખધામ. ૩૨**

ચંદ્રનો પર્યાય રાજિવ, તેનો પહેલો અક્ષર રા; ચંચલ મન તેનો પ્રથમાક્ષર મ; બેઉ મળીને રામ હે તુલસી! જે રામનામ પાપનો નાશ કરનારું છે, સજ્જનોને સુખ આપનારું છે અને ભવજાળને તોડનારું છે, તેને બધી કામના ત્યજીને ભજો.

**બિગતિ દેહતનુ જાસુ પતિ, પદરતિ સહિત સનેમ;**
**યદિ અતિમતિ ચાહસિ સુગતિ, તદ્દિ તુલસીકરુપ્રેમ. ૩૩**

હે તુલસી! જો નિર્મલ બુદ્ધિ અને શુભગતિ મેળવવાની ઇચ્છા હોય, તો વિગતદેહ–વિદેહ, તેની પુત્રી શ્રીજાનકીજી સહિત, પતિ શ્રીરામનાં ચરણારવિંદોમાં નિયમ સહિત પ્રીતિ કર.

---

* तासां क्रिया तु कैकेयी सुमित्रोपासनात्मिका ।
ज्ञानशक्तिश्च कौशल्या वेदो दशरथो नृपः ॥

તેઓમાં કૈકેયી એ સુમિત્રાની ઉપાસના માટેની ક્રિયારૂપ છે, કૌશલ્યા એ જ્ઞાનશક્તિ છે અને દશરથ રાજા એ વેદરૂપ છે

(શિવસંહિતા)

**કરતા શુચિ સુરસરિસુતા, શશિ સારંગમહિ જાન;**
**આદિ અન્તસહ પ્રથમયુત, તુલસી સસુઝુ ન આન. ૩૪**

દેવતાનું સરોવર માનસર, તેની પુત્રી સરયૂ; શશીનો પર્યાય રાકાપતિ, તેમાંનો આદિ અક્ષર રા. સારંગનો પર્યાય વિહંગમ, તેમાંનો મ બેઉ મળીને રામ. મહી એટલે પૃથ્વીની પુત્રી શ્રીજાનકીજી. સરયૂ, રામ અને જાનકી-એ ત્રણેને એકરૂપ સમજીને હૃદયમાં ધારણ કરો. તેનું સ્મરણ કરતાં મનુષ્ય તુરત જ પવિત્ર થાય છે; પછી ભલેને એ ગમે તેવો પતિત કાં ન હોય.

**ગિરિજાપતિ કલ આદિ દિ, હરિનક્ષત્ર યુધિજાન;**
**આદિ અન્ત ભજુ અંત પુનિ, તુલસી શુચિ મનમાન. ૩૫**

પાર્વતીના પતિ શિવ, તેના આદિ વર્ણમાં એક માત્રા દેતાં દીર્ઘ સી; હરિ એટલે સૂર્ય-પર્યાય-સવિતા; અંત્યવર્ણ તા; બેઉ મળીને સીતા. નક્ષત્ર એટલે તારા, તેનો અંત્યવર્ણ રા; યુધિ એટલે સંગ્રામ, તેનો અંત્યવર્ણ મ; બેઉ મળીને રામ. એ સીતારામને ભજો તો જ મનને પવિત્ર માનવું, નહિ તો તે અપાવન છે એમ સમજવું.

**ઋતુપતિ પદપુનિ પહિકયુત, પ્રથમ આદિ પુરલેહુ;**
**અન્ત હરણ પદ દ્વિતિયમહઁ, મધ્ય વરણ સહનેહુ. ૩૬**

ઋતુપતિ-વસંત, તેમાંથી પ્રથમ વર્ણ વ દૂર કરતાં સંત-તેમાં પદ જોડતાં સંતપદ; પહિકનો પર્યાય રજત, તેમાંથી અન્તવર્ણ દૂર કરતાં રજ. બેઉને સાંધતાં સંતપદરજ. સંતોની ચરણરજમાં પ્રેમ કરો તો તુરત જ શ્રીરામભક્તિની પ્રાપ્તિ થશે.

**વાહન શેષ સુમધુપ રવ, ભરત નગર યુત જાન;**
**હરિ ભરિ સહિત વિપર્ય કરિ, આદિ મધ્ય અવસાન. ૩૭**

શેષજી કચ્છપની ઉપર હોવાથી તેનું વાહન કૂર્મ છે; તેમાંનો કૂ; ભમરાનો અવાજ ગુંજાર, તેમાંથી જા; બેઉ મળીને કૂજા એટલે શ્રીજાનકીજી.

ભરતનગર–મથુરા તેને ઊલટું કરે તો રામથુ–તેમાંથી થુકાર દૂર કરતાં राम. એ પ્રમાણે પોતાના હિતને માટે શ્રીરામજાનકીજીને જાણો; કારણ કે ગર્ભવાસમાં, જીવિતના મધ્યકાળમાં અને અંતસમયમાં રક્ષા કરનારાં એ એક જ છે; અર્થાત્ અખંડભાવે શરણાગત બની રહો.

**તુલસી ઉડુગણ કો વરણ, બનજ સહિત દોઉ અન્ત;**
**તાકહૅં ભજુ સંશયશમન, રહિત એક કલ અન્ત. ૩૮**

ઉડુગણ–તારા, તેનો અંતવર્ણ रा; વનજ એટલે ચંદ્રમા તેનો અંતવર્ણ मा–બેઉ મળીને रामा થાય, તેમાંથી અંતિમ એક માત્રા બાદ કરતાં राम. હે તુલસી, જન્મમરણની શંકાને દૂર કરનાર શ્રીરામનામને ભજો.

**વારિજ વારિજ વરણવર, વરણત તુલસીદાસ;**
**આદિ આદિ ભજુ આદિપદ, પાયે પરમપ્રકાસ. ૩૯**

વારિજ–રાજિવ, તેનો પહેલો વર્ણ रा, તથા વારિજ એટલે મકરંદ–તેનો આદિ વર્ણ म, બેઉ મળીને राम. તુલસીદાસજી શ્રીરામનામને સૌથી શ્રેષ્ઠ વર્ણવે છે; કારણકે જે જે બીજમંત્રો છે તે બધાનું મૂળ કારણ राम છે. એ રામનામને ભજતાં જીવને શુદ્ધ રૂપની પ્રાપ્તિ થાય છે; અર્થાત શ્રીરઘુનાથજીનું સ્વરૂપ સમજાય છે.

**ભજુ તુલસી કુલિશાન્ત કહૂઁ, સહ અગાર તજિ કામ;**
**સુખસાગર નાગર લલિત, બલી અલી પરધામ. ૪૦**

કુલિશનો પર્યાય હીરા, તેનો અંત્યવર્ણ रा; અગાર એટલે ધામ, તેનો અંત્યવર્ણ म. હે તુલસી! બધી કામના તજીને સુખસાગર, ચતુર, સુંદર–બળવાન અને ઉદાર દાની તથા શ્રેષ્ઠ ધામવાળા શ્રીરામને ભજો.

**ચંચલ સહિતરુ ચંચલા, અન્ત અન્ત યુત જ્ઞાન;**
**સંતશાસ્ત્ર સંમત સમુઝિ, તુલસી કરુ પરમાન. ૪૧**

ચંચલ–પારા, તેનો અંત્યવર્ણ रा, ચંચલા–વામ, તેનો અંત્યવર્ણ म. હે તુલસી! એ શ્રીરામનામ, સંતોએ તથા શાસ્ત્રોએ પ્રમાણભૂત માનેલું છે એમ સમજીને તેને ભજો. અર્થાત્ જેને ભજીને સંતોએ તથા શાસ્ત્રપ્રણેતા–વિજ્ઞાની મુનીશ્વરોએ પોતાનું પરમ કલ્યાણ સાધ્યું છે તે શ્રીરામનામને તમે પ્રમાણરૂપ માનો.

**આદિ વસંત ઇકાર દૈ, આશૈ તાસુ વિચાર;**
**તુલસીતાસુ શરણપરે, કાસુન ભયો ઉબાર. ૪૨**

'વસંત' શબ્દના આદિ વમાં ઈ મૂકતાં વિસંત થાય છે; તેનો આશય વિચારતાં વિશેષ સંત–અર્થાત્ જેને ભજન સિવાય બીજું કંઈ જ કાર્ય નથી એવા, એ સંતોના શરણમાં જતાં કોનો ઉદ્ધાર થયો નથી? એટલે કે ભવસાગરમાંથી છૂટવાનો એક માત્ર ઉપાય સંતજનોનું શરણ છે.

**ધરા ધરાધર વરણ જુગ, શરણ હરણ ભવભાર;**
**કરન સતરતર પરમપદ, તુલસી પરમાધાર. ૪૩**

ધરા શબ્દનો અંત્યાક્ષર रा, ધરાધરનો પર્યાય મહીધર, તેનો આદિવર્ણ म બેઉ મળીને राम;–એ બેઉ વર્ણ, શરણા-

ગતનો ભવભાર દૂર કરનારા છે, અતિશીઘ્ર મુક્તિ આપનારા છે અને ધર્મનો આધાર-બીજ છે.

**વરણ ધનંજય સૂનુપતિ, ચરણશરણ રતિનાહિ;**
**તુલસી જગવંચક બિહઠિ, કિયે વિધાતા તાહિ. ૪૪**

ધનંજયવરણ-મારુત, તેના પુત્ર શ્રીહનુમાનજી, તેના સ્વામી શ્રીરામનાં ચરણારવિંદોનું જેને શરણ નથી, તેમ જ જેને તેમાં પ્રીતિ નથી; એવા મનુષ્યોને વિધાતાએ હાથથી જગવંચક સમજ્યા છે; અર્થાત્ જગતને ઠગનારા તેઓ પોતે જ ઠગાઈ ગયા છે.

**તુલસી રજની પૂર્ણિમા, હાર સહિત લખિ લેહુ;**
**આદિ અંત યુત જાનિ કહિ, તુલસીરસનલ સનેહુ. ૪૫**

પૂર્ણિમાની રાત્રિનો પર્યાય રાકા, તેમાંનો પ્રથમ અક્ષર રા; હારનો પર્યાય દામ, તેનો અંત્યાક્ષર મ; બેઉ મળીને રામ. એ શ્રીરામમાં સરળભાવે સ્નેહ કરો.

**ભાનુગૌગ્ર તિમિતાસુપતિ, કારણ અતિહિત જાહિ;**
**જ્ઞાનસુગતિ યુત સુખસદન, તુલસી આનત તાહિ. ૪૬**

જેમાં સૂર્ય, અગ્નિ અને ચંદ્ર એ ત્રણેના કારણરૂપ તત્ત્વ છે તે શ્રીરામનામ જ્ઞાન અને સુગતિ સહિત સુખનું ધામ છે. શ્રીગોસાંઈજી તેને અત્યંત હિતકર સમજીને માને છે.

**ભજ તુલસી ઔઘાદિ કહૅ, સહિત તત્ત્વ યુત અન્ત;**
**ભવ આયુર્જય જાસુબલ, મનચલ અચલ કરન્ત. ૪૭**

ઓઘનો પર્યાય રાશિ, તેનો આદિવર્ણ રા; તત્ત્વનો પર્યાય આકાશ કિંવા વ્યોમ, તેનો અંતવર્ણ મ; બેઉ મળીને રામ. એ રામના બળ વડે શ્રીમહાદેવજી આયુષ્ય જીતીને અમર છે. તેમ જ એ નામ વડે તે કાશીમાં મરનારાં ચંચળ

મન જીવને મોક્ષ દઈને અચળ કરે છે. એ રામનામને હે તુલસી ભજો!

**દેત કહા નૃપ કાજ પર, લેત કહા ઈતિરાજ;**
**અન્તઆદિયુત સહિત ભજુ, જો ચાહસિ શુભ કાજ. ૪૮**

(કામ પડ્યે) કામના બદલામાં રાજા, સેવકને બીરા (બીડું) આપે છે. (બીરાનો અંતવર્ણ રા) અને નારાજ થતાં મર્યાદા ઓછી કરી નાખે છે (મર્યાદાનો પ્રથમ વર્ણ મ) એ બંને મળીને રામ. જો કલ્યાણની આકાંક્ષા હોય તો એ રામને ભજો.

**ચંદ્રરવણિ ભજુ ગુણ સહિત, સમુઝિ અંત અનુરાગ;**
**તુલસી જો યહ બન પરૈ, તૌ તબ પૂરણ ભાગ. ૪૯**

ચંદ્રની સ્ત્રી અનુરાધા, તેનો ગુણવર્ણ અર્થાત્ ત્રીજો વર્ણ રા, તથા અનુરાગનો પર્યાય પ્રેમ તેમાંથી મ જોડતાં 'રામ'. હે તુલસી! એ રામને ભજી શકાય તો તારા ભાગ્યનો પૂર્ણ ઉદય થયો જાણવો.

**જિનકે હરિવાહન નહીં, દધિસુત સુત જેહિ નાહિં;**
**તુલસી તે નર તુચ્છ હૈં, બિના સમીર ઉડાહિં. ૫૦**

જેને હરિવાહન અર્થાત્ ગુરુતા નથી, તેમ જ જેને સમુદ્રનો પુત્ર ચંદ્ર અને તેનો પુત્ર બુધ અર્થાત્ બુદ્ધિ પણ નથી, એવો માણસ તુચ્છ છે. તે હલકો હોવાથી વાયુ વિના જ ઊડી જાય છે; જ્યાં ત્યાં માર્યોમાર્યો ફરે છે.

**રવિ ચંચલ અરુ બ્રહ્મદ્રવ, બીચ સુબાસ વિચારી;**
**તુલસીદાસ આસન કરે, અવનિસુતા ઉરધારિ. ૫૧**

ચંચળનો પર્યાય લોલ, રવિનો પર્યાય અર્ક; બેઉ મળીને

લોલાર્ક. લોલાર્કઘાટ કાશીમાં છે. ત્યાં બ્રહ્મદ્રવ એટલે ગંગાજી. લોલાર્કઘાટ. અને ગંગાજીની વચ્ચે, શ્રીજાનકીજીને હૃદયમાં ધારણ કરીને તુલસીદાસજીએ આસન કર્યું છે, માતા શ્રીજાનકીજી પોતાના ગમે તેવા અબુધ બાળકનું પણ પાલન કરનારી છે, એમ સમજીને ગોસાંઈજીને શ્રીજાનકીજીનો ભરોસો છે.*

**બન બનિતા દગકોપમા, સુતકરુ સહિત વિવેક;**
**અન્ત આદિ તુલસી ભજહુ, પરિહરિ મનકર ટેક. ૫૨**

વનનો પર્યાય જળ અથવા નારા (નાણું), તેનો અંતવર્ણ रा, વનિતાનાં નેત્રોની ઉપમા મત્સ્ય, તેનો આદિવર્ણ म, બેઉ મળીને राम. એ શ્રીરામને હે તુલસી! વિવેક સહિત અને મનની ખોટી હઠ ત્યજીને ભજ.

**ઉર્વી અન્તહુ આદિયુત, કુલશોભી કમલાદિ;**
**કૈ વિપર્યય ઐસે હિ ભજહુ, તુલસીશમન બિષાદ. ૫૩**

ઉર્વીનો પર્યાય ધરા, તેનો અંતવર્ણ रा, તેમજ ઉર્વીનો બીજો પર્યાય મહી, તેનો આદિવર્ણ म; બેઉ મળીને राम. કુલની શોભા શીલ, તેનો આદિવર્ણ सी, કમલનો પર્યાય તામરસ, તેનો આદિવર્ણ ता; બેઉ મળીને सीता તથા બેઉ નામ ભેગાં કરતાં સીતારામ–('રામસીતા' ને વિપર્યય કરીને મૂકતાં) થાય. ગોસાંઈજી કહે છે કે, એને કયાંય પણ ગયા વિના સહજ ભાવે ઘરમાં રહીને જ ભજો તો બધાં દુઃખો શમી જશે.

---

* प्रणिपातप्रसन्ना हि, मैथिली जनकात्मजा ।
अलमेषा परित्रातुं, राक्षस्यो महतो भयात् ॥
(ત્રિજટારામાયણ)

**તૌ તોહિકહૈં સબકોઉ સુખદ, કરહિ કહાતવ પાંચ;**
**હરબ તૃતિય બારિજ વરણુ, તજબ બીન સુનુ સાંચ. ૫૪**

વારિજનો પર્યાય તામરસ, એમાંથી ત્રીજો વર્ણ રકાર કાઢી નાખતાં બાકી તામસ અર્થાત્ તમોગુણ રહે. એ તામસથી પાંચ ઇંદ્રિયોના સ્વાદો-રૂપ, રસ, શબ્દ, સ્પર્શ અને ગંધ ઉત્પન્ન થયા છે, પણ તેનો ત્યાગ કરી દે તો સંસારના પાંચ ખળો-કામ, ક્રોધ, લોભ, મોહ અને મદ-તારું શું બગાડી શકવાના છે?

**તજહુ સદા શુભ આશ અરિ, ભજુ સુમનસ અરિકાલ;**
**સજુ મત ઇશિ અવન્તિકા, તુલસી વિમલ વિશાલ. ૫૫**

કામક્રોધાદિ કલ્યાણની આશાના શત્રુ છે, તેમને તજો. ને સુમનસ અર્થાત્ દેવો, તેમનો શત્રુ રાવણ; એ રાવણના શત્રુ શ્રીરઘુનાથજી છે. એ શ્રીરઘુનાથજીને ભજો, એવો મત ઉજ્જયિનીના સ્વામી શ્રીમહાદેવજીનો છે, તે મતને તમે ધારણ કરો, તે મત સર્વથી શ્રેષ્ઠ અને વિમળ છે.

**એતવંત વરવરણ યુગ, સેત જગત સબજાન;**
**ચેતસહિત સુમિરણ કરત, હરત સકલ અઘખાન. ૫૬**

એત એટલે સૂર્ય-સૂર્યવંશમાં શ્રેષ્ઠ શ્રીરામ; રામનામમાં બન્ને વર્ણ, ભવસરિતા તરવાને સેતુ છે, એમ જાણીને આળસ તજીને હોશિયાર થઈને સ્નેહ સહિત ભજ; તો બધાં પાપોનો નાશ થશે અને જીવ શુદ્ધ થશે.

**મૈત્રીવરણ યકારકો, સહસવર આદિ બિચારિ;**
**પંચ પવર્ગગહિ સુત સહિત, તુલસી તાહિ સંભારિ. ૫૭**

'ય ર લ વ'માં યનો મૈત્રીવરણ ર તેમાં અકાર મૂકતાં રા થયો અને 'પ ફ બ ભ મ' એ પ વર્ગમાંનો પાંચમો

વર્ણ મ જોડતાં राम થયો. હે તુલસી, એ રામને સંભાર. બીજો બધો ભરોસો તજી દે.

**હલયમ મધ્ય સમાનયુત, યાતે અધિક ન આન;**
**તુલસીતાહિ બિસારી શઠે, ભરમત ફિરત ભુલાન. ૫૮**

ह ल 'હ ય વ ર લ'માંથી રકાર; ञम 'ઞણનઙમ' માંથી મકાર, બંને મળીને रम તેમાં સમાન+ અર્થાત્ अ મધ્યમાં લગાડતાં राम. રામનામથી અધિક ભુક્તિમુક્તિદાયક બીજો કોઈ પદાર્થ નથી. એટલે કે લોકપરલોક બન્નેમાં જો સુખ ચાહો તો પ્રીતિ સહિત શ્રીરામનામ જપો. જે લોકો એવું શ્રીરામનામ ભૂલીને વિવિધ મતોમાં અથડાય છે, તેઓ અનેક યોનિમાં ભટક્યા કરે છે.

**કૌન જાતિ સીતા સતી, કો દુખદાયક બામ;**
**કો કહિયે શશિકર દુખદ, સુખદાયક કો રામ. ૫૯**

આ ચિત્રોત્તર કાવ્ય છે :

**(જેઈ અક્ષર પ્રશ્ન કે ઉત્તર તાહી માહઁ;**
**ચિત્રોત્તર તાસોં કહે સકલ કવિન કે નાહઁ.)**

સીતા કઈ જાતિ? સતી. કડવું બોલીને દુઃખ આપનારી કોણ? વામા—સ્ત્રી. ચંદ્રકિરણો કોને દુઃખ આપનારાં છે? ચકવાકને. પરશુરામ, બલરામ ઇત્યાદિ રામમાં કયા રામ સુખ આપનારા છે? શ્રીરઘુવંશનાયક શ્રીરામ.

**કો શઙ્કરગુરુ બાગવર, શિવહર કો અભિમાન;**
**કરતા કો અજ જગતકો, ભરતાકો હરિ જાન. ૬૦**

કલ્યાણ કરનાર કોણ છે? ગુરુનાં શ્રેષ્ઠ વચનો. કલ્યાણ

+ 'अइउऋऌसमानाः'

હરનાર કોણ છે? અભિમાન. સ્રષ્ટા કોણ છે? બ્રહ્મા. જગતનું પાલન કરનાર કોણ છે? શ્રીહરિ.

**સર ત્રેયસ રાજીવ ગુણ, કરુતેહિ દઢ પહિચાન;**
**પંચપવર્ગહિ સુતસહિત, તુલસી તાહિ સમાન. ૬૧**

રાજિવનો પર્યાય તામરસ, તેનો ત્રીજો વર્ણ र, તેમાં કલ્યાણકર્તા સ્વર અકાર મેળવતાં रा થયો; પવર્ગ–प फ ब भ म, તેમાંથી અંતિમ વર્ણ म જોડતાં राम. હે તુલસી, એ રામની પિછાન કર. એ એક જ જીવનો હિતકર્તા છે. બાકી બધું તજો.

**હોત હરષકા પાયધન, બિપતિ તજે કા ધામ;**
**દુખદાકુમતિ કુનારિતર, અતિસુખદાયક રામ. ૬૨**

શું પામવાથી હર્ષ થાય છે? ધન. શું તજવાથી વિપત્તિ પડે છે? ઘર. વળી અતિ દુઃખદાયક કોણ છે? કુમાર્ગી નારી. જીવને અત્યંત સુખદાયક કોણ છે? શ્રીરામ, બીજું કોઈ નહિ.

**બીર કવન સહ મદનશર, ધીર કવન રતરામ;**
**કવન ક્રૂર હરિપદ બિમુખ, કો કામી બશ બામ. ૬૩**

વીર કોણ છે? જે કામનાં બાણ સહી શકે છે. ધીર કોણ છે? જે શ્રીરામમાં રાચેલો છે. ક્રૂર–કુટિલ કોણ છે? જે ભગવાનનાં ચરણારવિંદોથી વિમુખ છે અને કામી કોણ છે? જે નારીને વશ છે તે.

**કારણ કો કંજીવકો, અંગુણ કહ સબ કોય;**
**જાનત કો તુલસી કહત, સો પુનિઆવન હોય. ૬૪**

જીવ થવાનું કારણ શું? कं–અર્થાત્ કામ–કામના. જીવ કામના કરીને વિષયમાં બંધાયો અને આકાશના વ્યાપક ગુણની પેઠે તેમાં લેપાયો, એ પ્રમાણે સહુ કોઈ બોલે છે

પણ જે તત્ત્વતઃ એ વાતને સમજે છે તે ફરીને જીવ રહેતો નથી—ભગવત્સ્વરૂપ થઈ જાય છે.

**તુલસી વરણુ વિકલ્પકો, ચૌચપ ત્રિતિય સમેત;**
**અબસમુઝે જડસરિત નર, સમુઝે સાધુ સચેત. ૬૫**

વિકલ્પનો વરણુ वा, ચપ–ચટતકપ–માંથી ત્રીજો त; બન્ને મળીને વાત. જે મનુષ્ય વેદપુરાણસંમત ગુરુમુખની વાત સમજતો નથી, તે પશુ જેવો છે, પણ ગુરુવચનમાં જેને યથાર્થ બોધ થાય છે તે સચેત સાધુ પુરુષ છે.

જગતની આશા જૂઠી છે એ વાત અજ્ઞાની માણસો સમજી શકતા નથી.

**જાસુ આસુ સરદેવકો, અરુ આસન હરિ બામ;**
**સકલ દુખદ તુલસી તજહુ, મધ્યતાસુ સુખધામ. ૬૬**

દેવોના માનસરમાં રહેનારો મરાલ, તેનો મધ્યવર્ણ रा, હરિની વામા–લક્ષ્મીનું આસન કમલ, તેનો મધ્યવર્ણ म. બેઉ મળીને રામ. મધ્યવર્ણવાળા અને જીવોને માટે એ સુખધામ છે. મરાલમાંથી रा જતાં મલ અને 'કમલ'માંથી म જતાં કલ અર્થાત્ સુંદરતા; એ અભિપ્રાય લેતાં રજોગુણ, મલનો અભિપ્રાય તમોગુણ–બેઉ દુઃખદ અને તજવા યોગ્ય છે.

**ચંચલ તિય ભજુ પ્રથમ હરિ, જો ચાહસિ પરધામ;**
**તુલસી કહહિ સુજન સુનહુ, યહી સયાનપ કામ. ૬૭**

ચંચલ–પારા, તેનો પ્રથમ વર્ણ છોડી દેતાં બાકી रा; તિયનો પર્યાય વામ, તેનો પ્રથમ વર્ણ છોડી દેતાં म. બેઉ મળીને રામ. ગોસાંઈજી કહે છે, કે હે સુજન! જો સાકેતધામ પ્રાપ્ત કરવું હોય તો રામને ભજો, એ જ એક ડહાપણનું કામ છે.

**કુલિશ ધર્મ્મ યુગ અન્તયુત, ભજુ તુલસી તજુ કામ;**
**અશુભહરન સંશયશમન, સકલ કલાગુણ ધામ. ૬૮**

કુલિશ-વજ્રનો પર્યાય હીરા-તેનો અંતવર્ણ રા; ધર્મનો અંતવર્ણ મ. બેઉ મળીને રામ. હે તુલસી! અશુભ દૂર કરનારા, શંકાઓ નિવારનારા અને સર્વ કળા તથા ગુણોના ધામ એવા શ્રીરામને ભજ.

**શ્રીકરકો રઘુનાથહર, અનયશ કહ સબ કોય;**
**સુખદાકો જાનત સુમતિ, તુલસી સમતા હોય. ૬૯**

લક્ષ્મી કરનાર અને વિપત્તિ હરનાર કોણ છે? શ્રીરઘુનાથજી એક જ છે. સુખ આપનાર કોણ છે? સૌની સાથે સમતા-સમાન દૃષ્ટિ રાખવી. તેથી એ બેઉ શુભ તત્ત્વોને ધારણ કરી રાખો.

**વૈરમૂલ હિત હરવચન, પ્રેમમૂલ ઉપકાર;**
**દોહા સરલ સનેહમેં, તુલસી કરૈ વિચાર. ૭૦**

બીજાના હિતમાં નુકસાન થાય એવાં વચન બોલવાં તે વેરનું મૂળ છે અને બીજાના ઉપર ઉપકાર કરવો તે પ્રેમનું મૂળ છે. જો સરળતા હોય તો વેરનું મૂળ-કુવચન એની મેળે દૂર થાય છે અને સ્નેહ હોય તો પ્રેમનું મૂળ (પરોપકાર) એની મેળે સાધી શકાય છે. તુલસીદાસજી પ્રસ્તુત દોહામાં સરળતા અને સ્નેહનો વિચાર કરે છે.

**પ્રાગકવન ગુરુ લઘુજગત, તુલસી ઔર ન આન;**
**શ્રેષ્ઠાકો હરિભક્તિ સમ, કો લઘુ લોભ સમાન. ૭૧**

ગુરુથી મોટું કોણ છે? કોઈ નથી. કારણ કે શ્રીગુરુદેવની કૃપાથી સર્વશ્રેષ્ઠ એવી હરિભક્તિ પ્રાપ્ત થાય છે. જગતથી હલકું કોણ છે? કોઈ નથી; કારણ કે સંસાર વડે

જ અત્યંત નીચ એવો લોભ પેદા થયો છે.

**વરણુ દ્વિતિય નાશક નિરય, તુલસી અંતર સાર;**
**ભજહુ સકલ શ્રીકરસદન, જનપાલકખલસાર. ૭૨**

નિરય અર્થાત્ નરકનો નાશ કરનાર નારાયણ; તેનો બીજો વર્ણ रा. રસાલ અર્થાત્ આમ, તેનો અંત્યવર્ણ म; એઉ મળીને राम. ભક્તોનું પાલન કરનારા, દુષ્ટોના નાશક અને સર્વ પ્રકારના ઐશ્વર્યના ધામ એવા શ્રીરામને ભજો.

**ચપ શ્રેયસસ્વર સહિત ગુણિ, યમયુત દુખદનઆન:**
**તુલસી હલયુત તે કુશલ, અંતકાર સહજાન. ૭૩**

'ચપ'–'ચટતકપ' માંનો क, તેમાં શ્રેયસ્ સ્વર अ-કાર મેળવતાં કા અને યમ–'ઙઞણનમ' માંથી म મેળવતાં 'કામ' થયો; કામના જેવું બીજું કોઈ દુઃખદાયક નથી.

'रलयोस्सावर्ण्यं वा वक्तव्यम्'–રકાર, લકારની સાવર્ણ્યતા કરતાં हल શબ્દનો हर થાય છે. તેના અંત્ય રકારમાં ઇકાર મેળવતાં 'હરિ' થયો. એવા શ્રીહરિમાં સ્નેહ સહિત રહેવાથી જ જીવનું કુશળ છે અન્યથા નહિ; એમ જાણીને હરિભક્તિ કરવી ઉચિત છે.

**તુલસી યમ ગણુ બોધબિન, કહુ કિમિ મિટૈ કલેશ;**

બોધ કરાવે તો હરિસ્વરૂપ ગ્રમજાય છે અને ક્લેશ મટે છે.

**ભગણુ જગણુ કાસોં કરસિ, રામ અપર નહિંકોય;**
**તુલસીપતિ પહિચાન બિન, કોઉ તુલ કબહુઁલ હોય. ૭૫**

ભગણુ અર્થાત્ તામસ, તમોગુણ; જગણુ અર્થાત્ વિરોધ. હે જીવ! તું તમોગુણી થઈને કોની સાથે વેરવિરોધ કરે છે? શ્રીરામજી તો જગતમાં વ્યાપેલા છે. ગોસાંઈજી કહે છે કે જીવના પતિ શ્રીરઘુપતિની પિછાન થયા વિના કદી કોઈ શુદ્ધ થઈ શકતું નથી.

**તુલસી તગણુ વિહીન નર, સદા નગણકે બીચ;**
**તિનહિં જગણુ કૈસે લહે, પરે મગણુ કે કીચ. ૭૬**

તગણનું ફળ ઉદાસીનતા છે; નગણનું ફળ સુખ–ઐહિક સુખ. જે મનુષ્ય સંસારમાં ઉદાસીનતા વિનાનો છે એટલે કે સંસારમાં નિરંતર રચ્યોપચ્યો રહીને ઐહિક સુખોની વચ્ચે ગમારની પેઠે પડ્યો છે, તે મનુષ્ય 'યગણુ'નું ફળ જે બુદ્ધિ અને વૃદ્ધિ તે ક્યાંથી પામે? તે તો 'સગણુ'ના ફળરૂપ મૃત્યુના કીચડમાં પડેલો છે એમ જાણવું જોઈએ.

**ઇન્દરમણિ સુરદેવ ઋષિ, રુકિમણિપતિ શુભજાન;**
**લોજન દુહિતા કાક અલિ, આનઁદઅશુભ સમાન. ૭૭**

ઉપરના દોહામાંની પહેલી પંક્તિમાંથી ચાર શુભગણો 'મનભય'–બતાવ્યા છે કે જે કાવ્યમાં મૂકવા યોગ્ય છે. ઇંદ્રાણી–મગણ, સુર અર્થાત્ અમર–નગણ, ઋષિ નારદ–ભગણ, રુકિમણીપતિ–વિહારીનો યગણ–એ ચારે ગણતત્ત્વો સંગ્રાહ્ય છે.

બીજી પંક્તિમાં તજવા યોગ્ય અશુભ ગણો રસતજ દર્શાવ્યા છે કે જેને કાવ્યમાં મૂકવા યોગ્ય ગણવા નથી.

ભોજન—આહારનો જગણુ, દુહિતા—પુત્રિકાનો રગણુ,' કાક એટલે બલિભુક્‌નો 'સગણુ' અને અલિ અર્થાત્ સારંગનો તગણુ.

શુભગણો 'મનભય'ના દેવતાઓ અનુક્રમે ભૂમિ, શેષજી, ચંદ્ર અને જળ છે : એ પ્રમાણે દેવતાઓ પણુ શુભ છે.

અશુભગણો 'રસતજ'ના દેવતાઓ અનુક્રમે—અગ્નિ, કાળ, આકાશ અને સૂર્ય છે. એ પ્રમાણે દેવતાઓ અશુભ છે તથા રોગ, દાહ, મૃત્યુ અને ઉદાસ ફળો આપનારા છે.

**કો હિત સંત અહિત કુટિલ, નાશક કો હિત લોભ;**
**પોપક તોપક દુખદ અરિ, શોપક તુલસી ક્ષોભ. ૭૮**

હિત કરનાર કોણુ છે? સંત. અહિત કરનાર કુટિલ માણુસ છે, લોભ હિતનો નાશ કરનાર છે; પોષણુ કરનાર સંતોષ છે; દુઃખ દેનાર શત્રુ છે અને મનનો ક્ષોભ શોષણુ કરનારો છે.

**સદા ન ગુણુપદ પ્રીતિ જેહિ, જાનુ નગણુ સમ તાહિ;**
**જગણુ તાહિ જયચુત રહત, તુલસી સંશય નાહિ. ૭૯**

જેનામાં ગુણુવાળી પ્રીતિ નથી, તેને નગણુ જેવો સમજો; પણુ જે હમેશ વિજયી રહે છે, તેને જગણુ સમજો. તુલસીદાસને આમાં શંકા નથી.

**ભગણુ ભક્તિકરુ ભરમતજિ, તગણુસગણુ વિધિ હોય;**
**સગણુ સુભાય સમુઝિ તજો, ભજે ન દૂપણુ કોય. ૮૦**

દાસ સંજ્ઞાયુક્ત ભગણુ યશદાયક છે. તગણુ તથા સગણુ અશુભ છે. અશુભને તજીને શુભગણો 'મનભય'ને ભજો તો દૂષણ નહિ લાગે.

**શ્રીગજ આસન જૂતજૂ, બિહરત તીર સુધીર;**
**યજ્ઞપાય મે ત્રાણપદ, રાજત શ્રીરઘુબીર. ૮૧**

શૃંગજ એટલે ધનુષ, તેનું ભોજન શર; તેમાં યૂ મેળવતાં શરયૂ. યજ્ઞનો પર્યાય મખ, પાપનો પર્યાય મલ; બેઉ મળીને મખમલ. અર્થાત્ શરયૂના તીર પર મખમલનાં કોમલ પદત્રાણ પહેરેલા સુધીર શ્રીરઘુનાથજી વિહાર કરે છે. યજ્ઞકર્તા અને પાપકર્તા અર્થાત પુણ્યવાન કે પાપી ભગવાનના ચરણોના શરણમાં આવતાં સમાનપદ પામે છે.

**બાણ ઘુ તજૂ તટ નિકટ, બિહરત રામ સુજાન;**
**તુલસી કરકમલન લલિત, લસત શરાસન બાન. ૮૨**
**મૃદુમેચક શિરરુહરુચિર, શીશતિલક ભ્રૂબંક;**
**ધનુશરગહિ જનુતહિતયુત, તુલસી લસત મયંક. ૮૩**

બાણનો પર્યાય શર, તેમાં યૂ જોડતાં શરયૂ; શરયૂના કિનારા પર સુજ્ઞ શ્રીરામ વિહરી રહ્યા છે. ગોસાંઈજી કહે છે કે, એમનાં કરકમળોમાં સુંદર ધનુષ્યબાણ શોભી રહ્યાં છે.

કોમળ અને શ્યામ કેશ શિર પર શોભે છે; સુંદર તિલક અને વાંકી ભ્રૂકુટિની શોભા જાણે ધનુષ્યબાણ ધારણ કરીને વીજળી સહિત ચંદ્રમા વિરાજે છે. ભ્રૂકુટિ ધનુષ્ય; બાણ તિલક; કેશની ચમક વીજળી; શ્યામતા મેઘ અને મુખ ચંદ્રમા બનેલાં છે (ઉત્પ્રેક્ષાલંકાર).

**હંસકમલ બિચ વરણયુત, તુલસી અતિપ્રિય જાહિ;**
**તીન લોક મહઁ જો ભજે, લહે તાસુ ફલતાહિ. ૮૪**

હંસનો પર્યાય મરાલ અને કમલ, એ બન્ને શબ્દોના મધ્યાક્ષરો रा અને म જોડતાં 'राम' થાય છે. ગોસાંઈજી કહે છે કે, એ શ્રીરામનામ જેને અત્યંત પ્રિય છે તેને ત્રણે

લોકનાં જે કાંઈ મંત્રતંત્રાદિ પુરશ્ચરણો છે અને તેની જે કાંઈ ફલપ્રાપ્તિ થાય છે તે બધું શ્રીરામનામના સ્મરણમાત્રથી સહેજમાં પ્રાપ્ત થાય છે. અર્થાત્ રામનામમાં પ્રીતિવાળાને બીજાં કોઈ પુરશ્ચરણ કરવાની જરૂર રહેતી નથી. યથા–

ये ये प्रयोगास्तंत्रेषु तैस्तैर्यत्साध्यते फलम् ।
तत्सर्वं सिध्यति क्षिप्रं रामनाम्नैव कीर्तनात् ॥

(તંત્રોમાં કહેલા જે જે પ્રયોગો કરવાથી જે જે ફળ મળે છે, તે સર્વ ફળ કેવળ રામનામનું કીર્તન કરવાથી જલદી મળે છે.)

—પદ્મપુરાણ

**આદિમહે અન્તહુમહે, મધ્ય રહે તેહિ જાન;**
**અનજાને જડજીવ સબ, સમુઝે સંત સુજાન. ૮૫**
**આદિ રહે મધ્યે રહે, અન્તદહે સો બાત;**
**રામ બિમુખકે હોત હૈ, રામ ભજન તે જાત. ૮૬**

આદિ મ, મધ્યે ર અને અંતે મ લગાડતાં મરમ થાય. શ્રીરામનામનો મરમ સંતજનો સમજે છે. એ નહિ જાણનારા બધા જીવો જડ છે.

આદિ દ, મધ્યે ર અને અંતે દ લગાડતાં દરદ થાય, તે દરદ અર્થાત્ રોગ કિંવા દળદર તે શ્રીરામથી વિમુખ રહેતાં થાય છે અને રામભજનથી ટળી જાય છે.

**લલિત વરણ કટિકર લલિત, લસત લલિત બનમાલ;**
**લલિત ચિબુક દ્વિજ અધર સહ, લોચન લલિત વિશાલ. ૮૭**

અરુણકમળના જેવાં સુંદર ચરણારવિંદોમાં દિવ્યપદત્રાણ, સિંહના જેવી સુંદર કટિમાં પીતાંબર અને દિવ્ય ભાથો, સુંદર કરકમળોમાં ધનુષ્યબાણ, ગળામાં સુંદર વનમાળા, સુંદર

હડપચી તથા કુંદકલી જેવા દાંત, પરવાળાં જેવા લાલ ઓષ્ઠ અને સુંદર વિશાળ નેત્રો–એ વડે શોભાયમાન શ્રીરઘુનાથજીનું ધ્યાન ધરો.

**ભરણુ હરણુ અર્પં અમલ, સહિત વિકલ્પ વિચાર;**
**કહ તુલસી મતિ અનુહરત, દોહાર્થ અપાર. ૮૮**
**વશિષ્ઠાદિ લંકાર મહઁ, સંકેતાદિ સુરીતિ;**
**કહે બહુરિ આગે કહબ, સમુઝબ સુમતિ વિનીતિ. ૮૯**
**કોપ અલંકૃત સન્ધિ ગતિ, મૈત્રીવરણુ વિચાર;**
**હરણુભરણુ સુવિભક્તિ ભલ, કવિહિ અર્થ નિરધાર. ૯૦**

ભરણુ અર્થાત્ ગ્રહણુ કરવા યોગ્ય. વરણુમૈત્રી, શુદ્ધ ગણુ, વિચાર છંદપ્રબંધ, પદાર્થભૂષણુ મૂળ, રસાંગ, પરાંગ, ધ્વનિ-વાકયાદિ અલંકાર ગુણુ, ચિત્ર, અનુપ્રાસ ઇત્યાદિ શુભ લક્ષણો કાવ્યમાં મૂકવા યોગ્ય છે. એથી ઊલટાં હોય તે તજવા યોગ્ય છે તથા નિર્મળ એવાં અવ્યય જેવાં કે ચ, વા હ, એવ, એવમ્ તેમ જ વિકલ્પે લઘુનો ગુરુ, ગુરુનો લઘુ–આ પ્રમાણે દોહાના અર્થ અપાર છે.

વશિષ્ઠાલંકારમાં સંકેતની સુંદર રીત દર્શાવી છે, હજુ આગળ પણુ કહેવાશે. સુમતિવાળા વિવેકીજનો એ બધું સમજશે.

કોપ, અલંકૃત, શબ્દોની સંધિ, વર્ણમૈત્રી, હરણુભરણુ લક્ષણો તથા વિભક્તિબળ ઇત્યાદિ વડે કવિજન અર્થનો નિરધાર પ્રકટ કરે છે.

**દેશ કાલ કરતા કરમ, બુધિ વિદ્યાગતિ હીન;**
**તે સુરતરુતર દારદી, સુરસરિતીર મલીન. ૯૧**
**દેશ કાલ ગતિ હીન જે, કરતા કરમ ન જ્ઞાન;**
**તે પિમર્થ મગુ પગુ ધરહિં, તુલસી શ્વાન સમાન. ૯૨**

દેશકાળ, કર્તા, કર્મ અને બુદ્ધિ તથા વિદ્યાની ગતિને નહિ જાણનારો મનુષ્ય ભલે કલ્પવૃક્ષની નીચે બેઠો હોય તો પણ દરિદ્રી જ રહે છે અને ગંગાજીને કાંઠે બેઠો હોય તો પણ તે મલિન રહી જાય છે.

જેને દેશકાળની ગતિનું અને કર્તા-કર્મનું જ્ઞાન નથી એવો મનુષ્ય, કૂતરું ભસતું હોય એવો શબ્દોનો અર્થ કરે છે.

**અધિકારી સબ વોસરી, ભલો જાનિબો મંદ;**
**સુધાસદન બસુ બાર હો, ચૌથી અથવા ચંદ. ૯૩**

સમય પામીને સહુ કોઈ વસ્તુના અધિકારી થાય છે; અર્થાત્ સમય પ્રમાણે જે બૂરા છે તે પણ ભલા ગણાય છે. જેમ શનિ સ્વભાવથી જ દુષ્ટ છે તે પણ ત્રીજે, પાંચમે, છઠ્ઠે, નવમે અને અગિયારમે સ્થાને આવતાં ભલો કહેવાય છે. અને ચંદ્ર જે સ્વભાવથી જ સુખદ છે તે પણ સમય પામીને અશુભ બની જાય છે; જેમ કે આઠમા, બારમા અને ચોથા સ્થાનનો ચંદ્રમા હાનિ કરે છે. તેમ જ જન્મનો ચંદ્ર યુદ્ધમાં ઘાતક બને છે અને વિકલ્પે જન્મનો ચંદ્રમા લગ્નાદિમાં શુભ ગણાય છે.

**નરવર નભસરવર સલિલ, વિનય બનજ વિજ્ઞાન;**
**સુમતિ શુક્તિકા શારદા, સ્વાતિ કહહિં સુજાન. ૯૪**

શ્રેષ્ઠ હરિભક્તોનું સુંદર ચિત્ત આકાશ છે; ચિંતન મેઘ છે, શારદા સ્વાતિનક્ષત્ર છે, સુવિદ્યા જળ છે, નિર્મળ મન માનસર છે, જેમાં વિનય અને વિજ્ઞાનરૂપી કમળો છે; તથા સુંદર બુદ્ધિ સીપ છે; જ્યાં સુંદર વિચારરૂપ જળની વૃષ્ટિ થતાં કાવ્યરૂપી મોતી બધાય છે.

**શમ દમ સમતા દીનતા, દાન દયાદિક રીતિ;**
**દોષદુરિત હરદર દઉરવ, રવિમલ વિનીત. ૯૫**

વાસનાનો ત્યાગ, ઇંદ્રિયનિગ્રહ, દીનતા, દાન, દયા, સત્ય, શૌચ ઇત્યાદિ રીતિ વડે દોષ અને પાપો દૂર થાય છે તથા દેહાદિક ત્રિતાપનો નાશ થાય છે, ત્યારે હૃદય નિર્મળ અને વિનયી થાય છે.

**ધરમ ધુરીણ સુધીર ધર, ધારણ વર પરપીર;**
**ધરા ધરાધર સમ અચલ, વચન ન વિચલ સુધીર. ૯૬**

ધર્મની ધુરાને ધારણ કરતાં જે ધીરજવાળા છે; પરદુઃખે જે દુઃખી થનારા છે; ભૂમિ અને પર્વતની પેઠે જે સુખદુઃખમાં અડગ રહેનારા છે તથા જે વચનમાં ટેક રાખનારા છે; તે ધીરપુરુષો ભક્તિના અધિકારી છે.

**ચૌંતિસ કે પ્રસ્તાર મેં, અર્થ ભેદ પરમાન;**
**કહહુ સુજન તુલસી કહહિં, યા વિધિતે પહિચાન. ૯૭**

ક થી ક્ષ લગીના ૩૪ અક્ષરોના વિસ્તારમાં આ પ્રમાણે અર્થભેદનું પ્રમાણ તુલસીદાસજી કહે છે. તે પ્રમાણે હે સુજનો, તમે પણ કહો છો.

**વેદ વિષમકવરન સતર, સુતર રામકી રીતિ;**
**તુલસીભરત ન ભરિહરત, ભૂલિ હરહુ જનિ પ્રીતિ. ૯૮**

ક થી ચોથો અક્ષર ઘ, તથા ક થી વીસમો અક્ષર ન; બેઉ મળીને ઘન થયો. કલ્પવૃક્ષની પેઠે એ બંને ઉદાર અને દાની છે. શ્રીરઘુનાથજીની રીતિ એવી ઉદાર અને સત્વર ફળ આપનારી છે. વળી બદલામાં કાંઈ આપવું પડતું નથી. ગોસાંઈજી કહે છે કે ભૂલથી પણ શ્રીરામજીની પ્રીતિને તૂટવા દેવી નહિ; કારણકે એવો સ્વભાવ બીજે ક્યાંય નથી. ગમે

તેમ કરીને પણ શ્રીરઘુનાથજીનો પ્રેમસંબંધ જાળવી રાખવો.

**વનતે ગુણ કહેં જાનિયે, તાતે દ્રગ દિદ તીન;**
**તુલસી યહ જિય સમુઝિ કરિ, જગજિત સત્ત પ્રવીન. ૯૯**

વ થી ત્રીજો અક્ષર મ; તકારથી બારમો ર અને દકારથી ત્રીજો ન લઈને મેળવતાં 'મરન' થાય છે. ગોસાંઈજી કહે છે કે એક દિવસ મરણ નિશ્ચય છે. એમ જાણીને પ્રવીણ સંત પુરુષો જગતને જીતીને રહે છે; અર્થાત્ સંસારથી દૂર રહે છે.

**ચન્દ્ર અનલ નહિં હૈ કહૂઁ, જૂઠો બિના વિવેક;**
**તુલસી તે નર સમુચિ હૈં, જિનહિં જ્ઞાનરસ એક. ૧૦૦**
**સતસૈયા તુલસી સતર, તમહર પરપર દેત;**
**તુરિત અવિદ્યાજન દુરિત, વર તુલસમ કરિ લેત. ૧૦૧**

ચંદ્ર શીતળ નથી અને અગ્નિ દાહક નથી; જીવોએ અજ્ઞાનદશામા એની કલ્પનામાત્ર માની છે. પણ જેનું જ્ઞાન એકરસ છે એવા જ્ઞાની મનુષ્યો સંસારના રહસ્યને જાણે છે.

આ સતસઈ, મોહાંધકારને હરનાર છે, પરમપદની પ્રાપ્તિ કરાવનાર છે તથા વિષયીજનો પણ આનું સેવન કરે તો તેનાં પાપોની વિષમતા દૂર કરીને તે તેમને શ્રેષ્ઠ સુજ્ઞ કરી દે છે.

ઇતિ શ્રીમદ્ ગોસ્વામી તુલસીદાસે રચેલી
સપ્તશતિકા વિષે ત્રીજો સર્ગ સમાપ્ત

# ચોથો સર્ગ

**ત્રિવિધભીતિકો શબ્દવર, વિઘટન લટ પરસાન;**
**કારણુ અવિરલ અલપિયત, તુલસી અવિધ્ર ભુલાન. ૧**

ધ્વનિ, વર્ણ અને શ્રવણાત્મક એમ ત્રણ પ્રકારના શબ્દો છે, તે વાળની લટોની પેઠે સઘન ગૂંચવાયેલા રહે છે. ગોસાંઈજી કહે છે કે તેને સંસારમાં રહીને નિરંતર સેવતાં–સાંભળતાં જે નિષેધ કરવા યોગ્ય છે તેને ગ્રહણુ કરીને જીવ પોતાનુ સ્વરૂપ ભૂલી ગયો છે.

**દિગભ્રમ જાવિધિહોત હૈ, કૌન ભુલાવત તાહિ;**
**જાનિપરત ગુરુજ્ઞાનતે, સબ જગ સંશય માંહિ. ૨**

જેને દિશાભ્રમ થાય છે તેને કોણુ ભુલાવે છે? કર્મને પરવશ થઈને જેમ કોઈ પશ્ચિમ દિશાને પૂર્વ સમજીને ચાલ્યો જાય તેમ જીવ પોતાનું મૂળ સ્વરૂપ ભૂલીને મોહવશ સંસારમાં વહ્યો જાય છે, તેને જો કોઈ સદ્દગુરુ મળે અને તેને પેલો ભૂલેલો પૂછે તો તે ખરો માર્ગ બતાવે, તો જ તેને ઘરનો માર્ગ હાથમાં આવે, નહિ તો આખું જગત એવા સંશયમાં જ વહી રહ્યું છે.

**કારણુ ચારિ વિચારુ વર, વરણુ અપર ન આન;**
**સદાસોઉ ગુણુદોષમેં, લખિ ન પરત બિનજ્ઞાન. ૩**

શબ્દમાં ભૂલવાનાં ચાર કારણુ છે: જાતિ, મહત્તા, ગુણુ અને વિદ્યા. એ ચારેના અભિમાન વડે દૂષિત થઈને જીવ ભોથું ખાઈ ગયો છે. જ્ઞાન થયા વિના સમજી શકાય તેમ નથી, કે ક્યાંથી ભૂલ પડી!

**ઇહ કૈરતબ સબ તાહિકો, યહિ તે યહ પરમાન;**
**તુલસીમરમ ન પાઈ હૈ, બિનુ સદ્‌ગુરુ વરદાન. ૪**

આ જીવ શ્રીરઘુનાથજીનો અંશ છે. આ શબ્દાદિ વિષયનો ખેલ તેમનો છે એટલે તેમની જ કૃપાથી જો સદ્‌ગુરુરૂપી શ્રેષ્ઠ દાન મળે તો જ વિષયનો મર્મ સમજાય અને છૂટકો થાય–બીજો કોઈ ઉપાય નથી.

**દિગભ્રમ કારણ ચારતે, જાનહિં સંત સુજાન;**
**તે કૈસે લખિપાઇહૈં, જે વહિ વિષમ ભુલાન. ૫**

દિશાભ્રમ થવાનાં ઉપર કહેલાં ચાર કારણોને સંતજનો જાણે છે, પણ જેઓ વિષયોની વિષમતામાં ભાન ભૂલી બેઠા છે તેઓ શી રીતે સમજી શકે? અર્થાત્ વિષયની લોલુપતા ત્યજીને બહાર નીકળવું જોઈએ.

**સુખદુખ કારણ સોભયો, રસના કો સુતવીર;**
**તુલસી સો તબ લખિ પરૈ, કરૈ કૃપા રઘુવીર. ૬**

જિહ્વાનો વીરપુત્ર શબ્દ સુખદુઃખના કારણરૂપ બન્યો છે, પણ શ્રીરઘુનાથજી કૃપા કરે તો જ વિષયવિકારનો ભેદ સમજી શકાય છે–નહિ તો નહિ.

**અપને ખોદે કૂપ મહઁ, ગિરે યથા દુખ હોઈ;**
**તુલસી સુખદ સસુઝિહિયે, રચત જગત સબ કોઈ. ૭**

મનુષ્ય કૂવો ખોદીને તેમાંથી પોતાની જરૂર પૂરતું પાણી લે છે અને સુખી થાય છે. પણ જો એ કૂવામાં પડે છે તો સુખને બદલે મૃત્યુનું દુઃખ વહોરી લે છે. તે પ્રમાણે જગતનાં વિષયસુખો સુખ આપનારાં છે; અર્થાત્ વિષય-સુખોથી નિર્લેપ રહીને દેહના નિભાવ પૂરતું લેવાને બદલે નિરંતર વિષયોમાં જ ડૂબ્યો રહે, તો પોતાના ખોદેલા

કૂવામાં પડવા જેવું થાય છે.

**તાવિધિ તે અપનો વિભવ, દુખસુખ દે કરતાર;**
**તુલસી કોઉ કોઉ સંતવર, કિન્હે વિરચિ વિચાર. ૮**
**રસનાહી કે સુતઉપર કરત, કરન તર પ્રીતિ;**
**તેહિ પીછે જગ સબ લગે, સમઝ ન રીતિ અરીતિ. ૯**

સંસારી વૈભવ શુભાશુભ કર્મ પ્રમાણે સુખદુઃખ કરનારો છે. એ કૂવા જેવો છે. આ જાણીને કોઈકોઈ સંત–પુરુષો વૈરાગ્ય ધારણ કરે છે; અર્થાત્ જેમ ડૂબી મરવાનું દુર્ભાગ્ય સર્જાય છે એવા એ વૈભવરૂપી કૂવાથી તેઓ હમેશા દૂર જ રહે છે અને તેઓ પોતાના જીવનનિર્વાહની આવશ્યકતા પણ ઓછામાં ઓછી કરી નાખે છે.

શબ્દ ઉપર કાનની ભારે પ્રીતિ છે. આખું જગત શબ્દની પાછળ લાગ્યું છે, પણ તે સારાસાર સમજતું નથી. એટલે કે ગ્રહણ કરવા યોગ્ય શું છે અને ત્યજવા યોગ્ય શું છે તે કોઈ સમજતું નથી. (આથી જ સુખદુઃખનો એક આંધળો કોલાહલ સંસારમાં ઊપડ્યો છે અને જીવો હસતા, રોતા, કકળતા કાળને અધીન થાય છે.)

**માયામન જિઉ ઇશિ મણિ, બ્રહ્મા વિષ્ણુ મહેશ;**
**સુરદેવી ઔ બ્રહ્મલૌં, રસનાસુત ઉપદેશ. ૧૦**

માયા, મન, જીવ, ઈશ્વર, બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, દેવી, દેવતા અને પરબ્રહ્મ સુધી સર્વનું નિરૂપણ કરનાર શબ્દ છે.

**કરણધાર વારિધિ અગમ, કો ગમ કરૈ અપાર;**
**જન તુલસી સતસંગબલ, પાવે વિશદ વિચાર. ૧૧**

શબ્દનો અગાધ સમુદ્ર છે. તેનો પાર કોણ પામી શકે? ગોસાંઈજી કહે છે કે માત્ર ભક્તજન સત્સંગના બળ

વડે શબ્દ વિષે નિર્મળ વિચાર મેળવે છે.

**ગહિ સુવેલ વિરલે સમુઝિ, વહિગયે અપર હજાર;**
**કોટિન બૂડે ખબરિ નહિં, તુલસી કહહિં વિચાર. ૧૨**

કોઈક વિરલો પુરુષ ભક્તિઉપાસનારૂપી કિનારો પકડીને એ અગાધ સમુદ્રને તરી જાય છે, બાકી તો હજારો તણાઈ જાય છે અને કરોડો ડૂબી ગયા છે, તેમનો ક્યાં ય પત્તો પણ નથી.

**શ્રવન સુનત દેખત નયન, તુલત ન વિવિધ વિરોધ;**
**કહહુકહીકે હિમાનિયે, કેહિ વિધિ કરિય પ્રબોધ. ૧૩**

કાનથી સાંભળીએ છીએ અને આંખથી દેખીએ છીએ, પણ સંસારમાં છવાયેલો અને ગૂંચવાયેલો પરસ્પર વિરોધ સમજાતો નથી. વળી સૌ કોઈ પોતપોતાના મતનું સમર્થન અને બીજાના મતનું ખંડન કરતા ધક્કામુક્કી કરી રહ્યા છે. ત્યાં ખરું શું તે પણ સમજાતું નથી.

**શ્રવણાત્મક ધ્વન્યાત્મક, વરણાત્મક વિધિ તીન;**
**ત્રિવિધ શબ્દ અનુભવઅગમ, તુલસી કહહિં પ્રવીન. ૧૪**

શ્રવણાત્મક, ધ્વન્યાત્મક અને વર્ણાત્મક એમ ત્રણ પ્રકારના શબ્દો છે. તેનું યથાર્થ જ્ઞાન અગમ્ય છે, એમ પ્રવીણ પુરુષો કહે છે.

**કહત સુનત આદિહિ વરણ, દેખત વરણ વિહીન;**
**દૃષ્ટિમાન ચરઅચરગણ, એકહિ એકન લીન. ૧૫**

કહેવા-સાંભળવામાં તો એક જ આદિવર્ણ 'અહં બ્રહ્માસ્મિ' છે, પણ દેખવામાં ચર અને અચરગણ વિષમ દેખાય છે; કારણ કે તેઓ એકમેકમાં મળેલા દેખાતા નથી.

**પંચભેદ ચરગણવિપુલ, તુલસી કહહિં વિચાર;**
**નરપશુ સ્વેદજ ખગકૃમિ, બુધજનમતિ નિરધાર. ૧૬**

વિદ્વાનોના મત પ્રમાણે વિશાળ ચરગણના નર, પશુ, સ્વેદજ, પક્ષી અને કીડા–એ પ્રમાણે પાંચ ભેદ છે.

**અતિ વિરોધ તિનમહઁ પ્રબલ, પ્રકટ પરત પહિચાન;**
**અસ્થાવરગતિ અપર નહિં, તુલસી કહહિંપ્રમાન. ૧૭**

તે બધામાં પરસ્પર અત્યંત વિરોધ રહેલો છે. સ્થાવર–વૃક્ષાદિમાં પણ વિરોધ દેખાય છે; જેમકે મોટાં વૃક્ષની છાયામાં નાના છોડ વૃદ્ધિ પામતા નથી.

**રોમ રોમ બ્રહ્માંડ બહુ, દેખત તુલસીદાસ;**
**બિન દેખે કૈસે કોઉ, સુનિમાને વિશ્વાસ. ૧૮**

ભગવાનનાં રોમરોમ વિષે અનેક બ્રહ્માંડ તુલસીદાસજી જુએ છે. પણ જેણે જોયાં નથી, તે એ વાત પર વિશ્વાસ કરી શકતો નથી.

**વેદ કહત જહઁલગિ જગત, તેહિ તે અલગન આન;**
**તેહિ આધાર વ્યવહરતલખુ, તુલસી પરમ પ્રમાન. ૧૯**

વેદો કહે છે કે આવડું જગત ભગવાનનું વિરાટરૂપ છે, તેથી જુદું કાંઈ જ નથી, એ જ વિરાટને આધારે બધો વ્યવહાર ચાલે છે.

**સરષપસૂઝત જાસુ કહઁ, તાહિ સુમેરુ અસૂઝ;**
**કહેઉ ન સસુઝત સો અબુધ, તુલસી વિગત વિસૂઝ. ૨૦**

જેને રાઈનો દાણો સૂઝે છે તેને સુમેરુ પહાડ સૂઝતો નથી; અર્થાત્ અતિ સૂક્ષ્મ એવું આત્મસ્વરૂપ શોધવા માટે યોગક્રિયાદિ અનેક યત્ન કરે છે પણ તેમને પહાડ જેવા

શ્રીરઘુનાથજી સૂઝતા નથી. બાકી એ રઘુનાથને શરણે જતાં માત્ર જીવ કૃતાર્થ થઈ રહે છે. આ વાત પેલા ડાહ્યાઓને કોઈ કહે તોપણ તેઓ સમજવા તૈયાર નથી; કારણ કે બુદ્ધિમાં ગડબડ થઈ ગયેલી છે.

**કહત અવર સમુઝત અવર, ગહત તજત કછુ ઔર;**
**કહેઉ સુનૈ સમુઝત નહીં, તુલસી અતિમતિ બૌર. ૨૧**

એ દોઢડાહ્યાઓ કહે છે કાંઈ, સમજે છે કાંઈ અને નાડું પકડી રાખે છે બીજું જ; તેઓ સંતજનોનાં વચનો સાંભળે છે પણ સમજતા નથી, ગોસાંઈજી કહે છે કે તેઓની મતિ ઠેકાણે નથી.

**દેખો કરૈ અદેખ ઇવ, અનદેખો વિશ્વાસ;**
**કઠિન પ્રબલતા મોહકી, જલકહઁ પરમપિયાસ. ૨૨**

તેઓ સંસારનાં રૂપરંગને એવાં જુએ છે કે જાણે કદી જોયાં જ ન હોય! અર્થાત્ જોતાંજોતાં તેઓ ધરાતાં જ નથી–તેઓ તરસ્યાં જ રહ્યા કરે છે. મોહની પ્રબળતા ભારે કઠણ છે.

**સોઈ સેમર સોઈ સુવા, સેવત પાય વસંત;**
**તુલસી મહિમા મોહકી, વિદિત બખાનત સંત. ૨૩**

તેઓ પ્રત્યેક વસંતઋતુમાં ભભકાદાર ખીલતાં શીમળા અને કેસૂડા જેવાં સંસારસુખોને સેવે છે અને ફળ જોઈને પસ્તાય છે. ગોસાંઈજી કહે છે કે મોહનો મહિમા એવો છે. સંતજનો તેને બરાબર જાણે છે.

**સુન્યો શ્રવણ દેખ્યો નયન, સંશય શમન સમાન;**
**તુલસી સમતા અસમ ભો, કહત આન કહુઁ આન.**

તું જગતનાં ખોટાં સુખોને કાનથી સાંભળતો રહ્યો, આંખથી દેખતો રહ્યો, પણ તને સંતોષ થયો નહિ અને શંકા રહેતી જ ગઈ, તેથી સમતા ટળી ગઈ તથા વિષમતા થઈ; એટલે તું ખરાને ખોટું અને ખોટાને ખરું કહેવા લાગ્યો.

**બસહી ભવ અરિહિત અહિત, સોપિ ન સમુઝત હીન;**
**તુલસી દીન મલીનમતિ, માનત પરમ પ્રવીન. ૨૫**

તું સંસારરૂપ શત્રુની વચ્ચે આવીને વસ્યો. હિત અને અહિત શું છે, તે પણ તુ સમજી શકતો નથી એવો તું બુદ્ધિહીન, દીન અને મલિન છે છતાં તું પોતાને મોટો પંડિત માને છે! કેવું આશ્ચર્ય!

**ભટકત પદ અદ્વૈતતા, અટકત જ્ઞાન ગુમાન;**
**સટકત વિતરનતે વિહટિ, ફટકત તિપુ અભિમાન. ૨૬**

'एकं ब्रह्म द्वितीयन्नास्ति' ઇત્યાદિ અદ્વૈતપદોમાં તું ભટકે છે. વળી જ્ઞાનના અહંકારથી ત્યાં પણ તું અટકતો જાય છે–ગૂંચવાતો રહે છે. પણ ભવથી તારનારી એકમાત્ર જે ભક્તિ છે, તેથી તુ ભાગતો ફરે છે. વળી તું જ્યારે શરીરનાં રૂપરંગનું અભિમાન કરે છે, ત્યારે જાણે ફટકી ગયા જેવો લાગે છે।

**જો ચાહત તેહિ બિનુ દુખિત,સુખિતરહિત તેહિં હોઈ;**
**તુલસી સો અતિશય અગમ, સુગમરામતે સોઈ. ૨૭**

વિષયસુખોની તૃષ્ણા કદી પૂરી થતી નથી અને તેથી તું દુઃખી રહ્યા કરે છે. ખરું સુખ તો એ વાસનાને છોડયે જ મળે છે. ગોસાંઈજી કહે છે કે રામજીની કૃપા વિના ખરું સુખ મેળવવું બહુ કઠિન છે.

**માતપિતા નિજબાલકહિં, કરહિં ઇષ્ટ ઉપદેશ;**
**સુનિ માને વિધિ આપ જેહિ, નિજશિર સહે કલેશ. ૨૮**

માતાપિતા પોતાના બાળકને તેનું હિત થાય એવો ઉપદેશ આપે છે અને બાળક તે પ્રમાણે ચાલીને પોતાને શિરે કલેશ માત્ર સહે છે; જેમકે વિષ્ણુ ભગવાનની આજ્ઞા પ્રમાણે બ્રહ્માજીએ સૃષ્ટિની રચના કરી અને એ જ રચનામાં તે હમેશ માટે પરાધીન થઈ રહ્યા.

**સબસોં ભલો મનાઈ બો, ભલો હોન કી આસ;**
**કરત ગગનકો ગેહુવા, સો શઠ તુલસીદાસ. ૨૯**

ભલું થવાની આશાએ પોતે બધાને ભલુ મનાવવું અર્થાત્ જેની તેની ખુશામત કરવી! પણ જેઓ પોતાનું જ ભલું કરી શકતા નથી, તે પેલા ખુશામતિયાને શું નિહાલ કરી દેવાના હતા? ગોસાંઈજી કહે છે કે એ મૂર્ખો ઊંચો હાથ કરીને આકાશને અડી જવાની આશા કરી રહ્યો છે.

**વિલમ્બિ સુદેખત દેવતા, કરણી સમતા દેવ;**
**સુયેમાર અવિચારરત, સ્વારથ સાધક એવ. ૩૦**

દેવતાઓ બલિપૂજા પામીને પ્રસન્ન થાય છે અને જેવી કરણી તેવું-તેટલું ફળ આપે છે; તેઓ નમતું જોખે એવા નથી જ. જીવની કરણી તો સ્વાર્થી છે અને પરવશ જીવોને મારનારી છે, તો પછી સ્વાર્થ સાધવા માટે દેવોને પૂજ્યે પણ કલ્યાણ ક્યાં રહ્યું?

**બિનહિંબીજ તરુ એક ભવ, શાખા દલફલ ફૂલ;**
**કો વરણૈ અતિશય અમિત, સબવિધિ અકલ અતૂલ. ૩૧**

વિવિધ ડાળીઓ, પત્રો, ફળો અને ફૂલોવાળુ આ

સંસારવૃક્ષ વિના બીજ વાવ્યે ઊગ્યું છે. એ વૃક્ષ સર્વ પ્રકારે અગમ્ય, અતુલ અને અપાર છે, એનું કોણ વર્ણન કરી શકે? બિચારો જીવ આમાં ગોથાં ખાય છે; કારણ કે એ અગમવૃક્ષ ઊંધું છે એટલે કે એને મૂળિયાં ઉપર અને ટોચ નીચે છે. ફળો ટોચે લાગે છે-જીવ જેવો ફળની આશા કરીને ટોચે જવાનો યત્ન કરે છે કે તુરત તે નીચે પડે છે.

**શુકપિક મુનિગુણ બુધવિબુધ, ફલ આશ્રિત અતિદીન;**
**તુલસી તે સબ બિરદહિત, સો તરુ તાસુ અધીન. ૩૨**

પોપટ, કોયલ ઇત્યાદિ પક્ષીઓ, મુનિજનો અને પંડિતો વગેરે બધાં જે જે એ સંસારવૃક્ષનાં ફળની આશા રાખનારાં છે, તે તે બધાં એનો મર્મ જાણતાં હોતાં નથી, તેથી તેઓ પરાધીન અને દુખિયાં છે.

**કો નહિં સેવત આય ભવ, કો ન સેય પછિતાય;**
**તુલસી બાદહિ પચત હૈ, આપહિ આપ નશાય. ૩૩**

જન્મીને કોણે સંસારને નથી સેવ્યો? અને સેવીને કોણ નથી પસ્તાયું? ગોસાંઈજી કહે છે કે એ બધાં પોતાને હાથે કરીને મરે છે.

**કહત વિવિધ ફલ વિમલ તેહિ, બહત ન એક પ્રમાન;**
**ભરમ પ્રતિષ્ઠા માનિમન, તુલસી કથત ભુલાન. ૩૪**

જપ, તપ, પૂજા ઇત્યાદિનાં અનેક ફળ તે મુખથી કહે છે; પણ તેમાંના એકને પણ ધારણ કરીને તે પ્રમાણે તે આચરતો નથી; કારણ કે તેના મનમાં પૂજાના માહાત્મ્ય કરતાં ભ્રમનું માહાત્મ્ય જ વધારે જામી ગયું છે. તેથી તે કાંઈ કાંઈ કહે છે પણ નિશ્ચિત કાર્ય થતું નથી.

**મૃગજલ ઘટભરિ વિવિધવિધિ, સીંચત નભતરુમૂલ;**
**તુલસી મન હરષિત રહત, બિનહિં લહે ફલફૂલ. ૩૫**

તે ઝાંઝવાંના પાણીના ઘડા ભરીભરીને આકાશમાં વાવેલા ઝાડને સીંચી રહ્યો છે અને ફળફૂલ લીધા વિના જ પોતે કૃતાર્થ થઈને ફૂલી રહ્યો છે! તે પ્રમાણે નિર્મળ વૈરાગ્ય વિના પોપટિયા જ્ઞાનનાં અનેક થોથાં ફેરવવાં વૃથા છે.

**સોપિ કહહિં હમકહુઁ લહ્યો, નભતરુકો ફલફૂલ;**
**તે તુલસી તિનતે વિમલ, સુનિમાન હિં મુદ મૂલ. ૩૬**

બીજાં સાંભળનારાં પણ હામાં હા મેળવીને કહે છે કે, અમે પણ આપના એ આકાશીવૃક્ષનાં ફળફૂલ પામ્યાં છીએ! ગોસાંઈજી કહે છે કે આ લોકો પેલા ગપ્પીદાસ કરતાં જરૂર સાફ મનવાળા છે; કારણકે તેઓ સત્સંગનો આનંદ તો પામે છે.

**તેપિ તિન્હેં યાચહિં વિનય, કરિકરિ વાર હજાર;**
**તુલસી ગાડરકીઢરન, જાને જગત વિચાર. ૩૭**

માત્ર એ શ્રોતાજનો બરાબર સમજેલા હોતા નથી કે આ બ્રહ્મવાદી ભાઈ પોતે શું પામ્યા છે અને અમને શું વહેંચી રહ્યા છે! તેથી ફરીફરીને તેઓ સાંભળવાની ચિંતા કરે છે, વારંવાર યાચના કરે છે અને ગાડરની પેઠે એકની પાછળ બીજું ધસ્યું જાય છે!

**શશિકર સર્ગ રચના કિયે, કતશોભાસર સાત;**
**સ્વર્ગ સુમન અવતંસ ખલુ, ચાહત અચરજ બાત. ૩૮**

ચંદ્રકિરણોની માળામાં આકાશનાં ફૂલોની શોભા–એના જેવી જ શૂન્યવાદી કલ્પના છે; કારણકે એક તો મન

ચંચલ છે જ અને તેને શૂન્યમાં સ્થિર કરવું અને વળી બ્રહ્મની શોધ કરવી, એ શી રીતે બની શકે?

**તુલસી બોલન બૂઝંઈ, દેખત દેખન જોય;**
**તિન શઠકે ઉપદેશકો, કરબ સયાને કોય. ૩૯**

જેઓ સમજાવ્યા સમજતા નથી અને આંખો હોવા છતાં દેખતા નથી, એવા શઠોને કોણ ઉપદેશ કરવા બેસે?

**જો ન સુનૈ તેહિ કા કહિય, કહા સુનાઇયિ તાહિ;**
**તુલસી તેહિ ઉપદેશહી, તાસુ સરિસમતિ જાહિ. ૪૦**

ગોસાંઈજી કહે છે કે, જે સાંભળતો નથી તેને શું કહેવું? બહેરાની પાસે કથા શી? એવાને ઉપદેશ કરનારો એના જેવો જ બુદ્ધિવાળો હોવો જોઈએ.

**કહત સકલ ઘટરામમય, તૌ ખોજત કેહિ કાજ;**
**તુલસી કહ ઇહ કુમતિ સુનિ, ઉર આવત અતિલાજ. ૪૧**

'પોતે જ કહે છે કે રામ ઘટઘટમાં છે.' તો પછી તે શા માટે તેને શોધે છે? પણ આ તો પોતે બોલે છે એક અને કરે છે બીજું! તુલસીદાસજી કહે છે, કે મિથ્યાવાદી મનુષ્યોની આવી દુર્બુદ્ધિ જાણી લાજ આવે છે.

**અલખ કહહિં દેખન ચહહિં, ઐસે પરમ પ્રવીન;**
**તુલસી જગ ઉપદેશહિં, બનિ બુધ અબુધ મલીન. ૪૨**

પોતે કહે છે કે, 'ઇશ્વર અલખ છે, નિરંજન છે, નિરાકાર છે;' છતાં પોતે જ પાછો એવા અલખને આંખથી જોવા ઇચ્છે છે! ગોસાંઈજી કહે છે, આવા નકલી બગધ્યાનીઓ પોતે મલિન અને મૂર્ખ છે, છતાં પંડિત બનીને દુનિયાને ઉપદેશ કરી રહ્યા છે.

**હહરત હારત રહિત વિદ, રહત ધરે અભિમાન;**
**તે તુલસી ગુરુઆ બનહિં, કહિ ઇતિહાસ પુરાન. ૪૩**

બનાવટી જ્ઞાનધ્યાનમાંથી કાંઈ જ તત્ત્વ મળ્યું નથી અને મૃત્યુનો ફડાકો માથા ઉપર તોળાઈ રહ્યો છે, એમ જાણતાં આ અદ્વૈતવાદીઓ બાપડા મનમાં હારી ગયેલા હોય છે. પણ ઉપરથી તેઓ અભિમાન રાખીને ઇતિહાસપુરાણની વાતો કરતા રહે છે અને જેમતેમ કરીને પણ ગુરુ બની બેઠા હોય છે.

**નિજ નૈનન દેખત નહીં, ગહી આઁધરે બાંહ;**
**કહત મોહવશ તેહિ અધમ, પરમ હમારે નાંહ. ૪૪**

એક આંધળાને બીજો આંધળો દોરીને ચાલ્યો પણ બેઉ જોખમમાં છે; કારણકે પેલો અંધો ગુરુ મોહવશ થઈને કહે છે કે અમારે માથે મોટો માલિક છે; અર્થાત્ આ લોકો મિથ્યાભિમાની હોઈને બીજા કોઈને ખરા માર્ગની પૂછપરછ પણ કરી શકે તેમ નથી. એટલે છેવટે એ બેઉ ક્યાં જશે તે કોણ કહી શકે?

**ગગનવાટિકા સીંચહીં, ભરિભરિ સિન્ધુતરંગ;**
**તુલસી માનહિં મોદમન, ઐસે અધમ અભંગ. ૪૫**

જ્ઞાનની ચિત્રવિચિત્ર વાતો અને તર્ક લડાવીલડાવીને તેઓ અદ્વૈતવાદરૂપી આકાશી બગીચાને સીંચી રહ્યા છે અને મનમાં ફુલાઈ રહ્યા છે. ગોસાંઈજી કહે છે, એવા મનુષ્યો સાંગોપાંગ અધમ છે.

**દંપદ કરત રચના બિહરિ, રંગરૂપ સમ તૂલ;**
**વિહગબદન વિષ્ટા કરૈ, તાતે ભયો ન તૂલ. ૪૬**

(આ દોહાથી ભક્તિમાર્ગનું નિરૂપણ કરે છે.

કોતરીને શ્રીહરિની મૂર્તિની રચના યથાવિગ્રહ કરાય છે અને ભક્તો તેને પૂજે છે. ભગવાનની પ્રતિમાઓમાં પણ ઘણીક સ્વયંભૂ છે. જેમકે: શ્રીરંગનાથ, બિંદુમાધવ, નરનારાયણ, જગન્નાથજી, નરહરિ, શ્રીવ્યંકટનાથ, શ્રીવારાહ, વેણીમાધવ, શ્રીગોવિંદદેવ, આદિકૂર્મ, વરદરાજ, આદિકેશવ, શ્રીસુખ. વળી હરિભક્તોએ સ્થાપન કરેલી પ્રતિમાઓ અનેક છે. તેમાં પણ બે પ્રકાર છે: એક પ્રકાર ભક્તના સાચા પ્રેમથી પ્રકટ થયેલી પ્રતિમાઓનો છે. જેમકે જાનરાય. બીજો પ્રકાર વેદવિધિ પ્રમાણે પ્રતિષ્ઠા કરેલી પ્રતિમાઓનો છે. આ પ્રમાણે ભગવાન ભક્તના ભાવ પ્રમાણે તેના મનોરથો પૂરા કરે છે, તેમ જ વળી કોઈ નિર્જન સ્થાનમાં જેમ પક્ષીઓ મૂર્તિ ઉપર ચરકી જાય, તેમ કોઈ અજ્ઞાની જીવ અપરાધ કરે, તોપણ ભગવાન ક્રોધ કરતા નથી. ઊલટું તે જીવનો વિમુખભાવ વિચારીને મુક્તિ આપે છે.

**ચાહ તિહારો આપતે, આન ન આનન આન;**
**તુલસી કરું પહિંચાન પતિ, યાતે અધિક ન આન. ૪૭**

શ્રીગોસાંઈજી કહે છે કે, હે જીવ! વિષયસુખની ચાહના કરીને તું તારી પોતાની મેળે હાર્યો છે–(સિંહ કોઈથી હારતો નથી, પણ મૈથુનપ્રસંગે સ્નેહવશ સ્ત્રીપુરુષ પરસ્પર હારી જાય છે તેમ.) બીજું કંઈજ કારણ હારવાનું નથી. માટે સર્વથી શ્રેષ્ઠ એવા સ્વામી શ્રીરઘુનાથજીની ભક્તિ કર, એટલે તને તારા પરાજયનું કારણ અનાયાસે સમજાઈ જશે.

**આતમબોધ વિચાર ઇહ, તુલસી કરુ ઉપકાર;**
**કોઉકોઉ રામપ્રસાદ તે, પાવત પરમત પાર. ૪૮**

ઉપર કહેલા આત્મબોધનો વિચાર, જગતમાં ફેલાવીને

ઉપકાર કરો, તો શ્રીરઘુનાથજીની કૃપાથી કોઈ કોઈ જીવ ભક્તિનો માર્ગ પામશે અને ભવસાગર તરી જશે. બીજો કોઈ ઉપાય નથી.

**જહાં તોષ તહઁ રામ હૈ, રામ તોષ નહિ ભેદ;**
**તુલસી દેખી ગહત નહીં, સહત વિવિધવિધિ ખેદ. ૪૯**

જ્યાં સંતોષ છે ત્યાં શ્રીરામ વસે છે. સંતોષ અને શ્રીરામમાં ભેદ નથી; કારણકે સંતોષથી જ રામજીની ભક્તિ પ્રાપ્ત થાય છે અને શ્રીરામની કૃપાથી સંતોષની પ્રાપ્તિ થાય છે. ગોસાંઈજી કહે છે કે, આ વાત માણસ જાણે છે છતાં પણ તે ધારણ કરી શકતો નથી અને સંસારનો નાના પ્રકારનો ક્લેશ સહે છે. બાલ્યાવસ્થામાં માબાપ મરી જાય અને મહા-દુઃખ થાય, કૌમાર્યમાં ખેલવાને બદલે પેટની મજૂરી કરવી પડે, યુવાનીમાં પોતાની સ્ત્રી પરપુરુષ તરફ જુએ કે જાણે આગ લાગી અને પોતે પરસ્ત્રીને જોઈને કામાગ્નિમાં સળગી ઊઠે; પ્રૌઢાવસ્થામાં પુત્રાદિનો વિયોગ થાય કિંવા મરી જાય, ધન-ધામનું નુકસાન થાય, શરીરમાં રોગ થાય, વૃદ્ધાવસ્થામાં ક્ષણેક્ષણે મોત ડરાવે ઇત્યાદિ સાંસારિક ક્લેશોનું શું કહેવું?

**ગોધન ગજધન વાજિધન, ઔર રતનધન ખાન;**
**જબ આવૈ સંતોષધન, સબ ધન ધૂરિ સમાન. ૫૦**

ગાયો, હાથી, ઘોડા, હીરા, મોતી, રતન-અનેક ધન કહેવાય છે, પણ મન કંગાળ જ રહે છે. આશા વધતી જ જાય છે. પણ સંતોષરૂપી ધન મળતાં મન ધનવાન બને છે-તૃપ્ત બની જાય છે, તેથી સંતોષ-ધનની પાસે બીજાં ધન ધૂળ સમાન છે.

**કુથિ રતિ અટત વિમૂઢ લટ, ઘટઉદઘટ તનજ્ઞાન;**
**તુલસી રટત હટત નહીં, અતિશય ગતિ અભિમાન. ૫૧**

સંતોષધન વિનાનો હરાયો મનુષ્ય વિષયની લોલુપતામાં રાત્રિદિવસ રચ્યોપચ્યો રહે છે-નિરંતર એની જ કથની કરતોકરતો સુકાઈ જતો હોય છે અને ઘૂમતો રહે છે. તેના હૃદયમાં જ્ઞાનનો ઉદય થતો નથી. ગોસાંઈજી કહે છે કે, એવો એ મૂઢ જ્ઞાનની વાત તો ઘણીક રટતો હોય છે, પણ એનું મન અભિમાનથી હઠતું નથી.

**ભૂભુવંગગત દામભુવ, કામન વિવિધ વિધાન;**
**તો તન વર્તમાન યત, તત તુલસી પરમાન. ૫૨**

અંધારામાં પૃથ્વી પર પડેલુ દોરડું જેમ સાપનો ભ્રમ કરાવે છે તેમ દેહરૂપ પૃથ્વીમાં સંસારની વિવિધ પ્રકારની કામનાઓ સાપની પેઠે ભાસી ડરાવી રહે છે. જ્યાં જ્યાં વિષયસુખની કામના છે, ત્યાં ત્યાં એ ભ્રમરૂપી સાપનો ભય ઊભો જ છે. કામના ત્યાગે તો જ નિર્ભય થવાય.

**લોઉર સુક્તિ વિભવપઢિકે, મનગત પ્રકટ લખાત;**
**મનભો ઉર અતિ શુક્તિ તે, વિલગ વિજાનબ તાત. ૫૩**

જેમ સીપમાં ચાંદીનો ભાસ થાય છે, તેમ ઉરરૂપી સીપમાં મનને વૈભવરૂપી ચાંદીનો ભાસ લાગ્યો છે. તેમાં વાસના કારણ બની છે અને સંસારનાં જૂઠાં ઐશ્વર્ય સાચાં ભાસી રહ્યાં છે. પણ જો સંસારસુખોની વાસના ટળી જાય, તો ઉપર કહેલો સીપમાં ચાંદીનો ભાસ આપોઆપ દૂર થાય (વાસનાની મહાગાંઠથી છૂટવાનો એક જ ઉપાય શ્રીરઘુનાથજીનું ભજન છે).

દોડાદોડ મટતી નથી, વાસના ટળતી નથી. આમ ફોગટ ઘરઘરની ખુશામત કરીને જન્મ ખોઈ નાખ્યો!

**સુને વરણ માને વરણ, વરણ બિલગ નહિં જ્ઞાન;**
**તુલસી ગુરુપ્રસાદ બલ, પરત વૈરણ પહિંચાન. ૫૫**

ગોસાંઈજી કહે છે કે અક્ષરની પિછાન અને તેમાંના સત્યાસત્ય અર્થનું જ્ઞાન ગુરુની કૃપા વિના થઈ શકતું નથી. વેદો અને પુરાણોમાં અનેક પ્રકારનાં વચનો છે, તે વડે મુક્તિ અને સંસારસુખો પ્રાપ્ત થાય છે. પણ ગુરુની કૃપા વિના એ વચનો સાંભળીને તે પ્રમાણે શ્રદ્ધા સહિત આચરણ કરવાનું અશક્ય છે.

**વિટપ બેલિગણ બાગકે, માલાકાર ન જાન;**
**તુલસી તા વિધિ વિદ વિના, કર્તારામ ભુલાન. ૫૬**

માળી પોતાને હાથે બગીચામાં વૃક્ષ-વેલી વગેરે વાવે છે, છતાં તે તે વૃક્ષાદિની ગતિને તે જાણી શકતો નથી. એટલે કે કયા વૃક્ષનું ફળ કેવું થશે એ વાત તે કહી શકતો નથી. તે પ્રમાણે ઈશ્વરના અંશરૂપ જીવ વિષયવશ થઈને પોતે પોતાને અલ્પજ્ઞ એવો કર્તા જુએ છે, તેથી કર્મની શુભાશુભ ગતિને તે જાણી શકતો નથી. આમ જ્યાં સુધી જ્ઞાન થતું નથી, ત્યાં સુધી એ કર્મોમાં જ ભુલાયેલો આથડે છે.

**કરત બહી સો કર્મ હૈ, કહ તુલસી પરમાન;**
**કરણહાર કરતાર સો, ભોગૈ કર્મ નિદાન. ૫૭**

શુભ અને અશુભ એવાં બેઉ પ્રકારનાં જે કાર્યો છે, તે જ કર્મ છે અને તે કર્મોનો કરનારો તે કર્તા છે. કર્તા પોતાનાં શુભાશુભ કર્મોનાં ફળો ભોગવે છે. ભોગવતોભોગવતો પણ તે બીજાં નવાંનવાં શુભાશુભ કર્મો કરતો રહે છે.

એમ ભરનીંગળ ગૂમડાની પેઠે તે કર્મજાળમાં ફસાયેલો જ રહે છે.

**તુલસી લટપદતે મટક, અટક અપિત નહિં જ્ઞાન;**
**તાતે ગુરુ ઉપદેશ બિનુ, ભરમત ફિરત ભુલાન. ૫૮**

વર્તમાન જીવિત એટલે શુભાશુભ કર્મોનું એક પરિણામ છે. શુભ કર્મોના વારામાં પુણ્યકાર્ય કોઈ બની શક્યું નહિ, માત્ર શુભ કર્મના ફળરૂપ સુખભોગ ભોગવી લીધા. હવે બાકી રહ્યો અશુભ કર્મના ફળરૂપ દુઃખ ભોગવવાનો વારો! પુણ્યો પુણ્યને જણે અને પાપો પાપને જણે, એ ન્યાયે અશુભ કર્મનું છાબડું દિન–પર–દિન વધતું ચાલ્યું, શોકથી આકુળ જીવ ક્ષીણ થવા લાગ્યો અને મટક અર્થાત્ અસ્થિર થઈ ગયો એટલે કે તે અજ્ઞાની બન્યો. ગોસાંઈજી કહે છે કે, ગુરુના ઉપદેશ વિના જીવની આ દિશાભૂલ મટે એમ નથી.

**જ્યોં બરદા બનિ જારકે, ફિરત ઘને રે દેશ;**
**ખાંડભરે ભુસ ખાત હૈં, બિનુ ગુરુકે ઉપદેશ. ૫૯**

જેમ વણઝારાનો પોઠિયો ખાંડના થેલા ભરીને અનેક દેશ ભમે છે, પણ ખાય છે ભૂસું, તેમ જીવ ગુરુના ઉપદેશ વિના અજ્ઞાન રહીને સાકર સમાન પોતાનું પરમાનંદસ્વરૂપ ત્યજીને સંસારના વિષયરૂપ ભૂસું ખાતો રહે છે અને અનેક યોનિમાં ભમ્યા કરે છે.

**બુદ્ધયા વૈરન અનયપદ, સ્વપિન× પદારથ લીન;**
**તુલસી તેહિ શસભસરિસનિ, જનમન ગણુહિ પ્રવીન. ૬૦**

× 'उवम्' સૂત્ર પ્રમાણે શુ+અપિ=સ્વપિ.

ભગવાનની ભક્તિ એ એક જ શુભ પદાર્થ છે. પણ જેની બુદ્ધિમાં અનીતિ પેસે છે તેને ભક્તિ ગમતી નથી અને શૂન્યવાદનો કળકળાટ કરીને પોતે પોતાની મેળે જ જ્ઞાની–પ્રવીણ માની રહે છે. ગોસાંઈજી કહે છે કે આવા મનુષ્યો સંસારનો ભાર તાણનારા કેવળ ગધેડા જ છે.

ગધેડું અડિયલ હોવાથી જ છેવટે ભાર તાણવા યોગ્ય બને છે, તેમ આવા અડિયલ–હઠીલી બુદ્ધિવાળા જ્ઞાનીઓ શબ્દોના જાણે થેલા ભરીભરીને ઉથલાવે છે. પરંતુ જેમ પેટીમાં રાખેલા વેદગ્રંથોની પોથીમાં વાંદા વગેરે કીડાઓ ઘર કરીને રહે છે, છતાં વેદનું જ્ઞાન પામી શકતા નથી, તેમ પેલા પંડિતો ભક્તિરસ વિનાના સુક્કા શબ્દોમાં ફર્યા કરે છે. જ્ઞાન પામીને તેઓ મુક્તિનો માર્ગ શોધી શકતા નથી.

**કહત વિવિધ દેખે વિના, ગહત અનેક ન એક;**
**તે તુલસી સોનહિં સરિસ, વાણી વદહિં અનેક. ૬૧**

આ જ્ઞાની પંડિતો પરમાર્થની દૃષ્ટિએ જોતાં ગધેડા જેવા છે, પણ સ્વાર્થની દૃષ્ટિએ સોની જેવા છે. સોની જેમ પોતાની અટપટી ભાષામાં બોલીને સોનું ચોરી લે છે, તેમ આ વૃથા પંડિતો નાના પ્રકારની જ્ઞાનની વાતો કરીને ભોળા લોકો પાસેથી પોતાના ગુજરાન જોગું જરૂર પડાવે છે. તેઓ અનેક વાત કરે છે. જેમકે બ્રહ્મ, જીવ, માયા, વિરાગ, વિવેક, ષટ્ચક્રભેદન ઇત્યાદિ. આવી અનેક વાતો તેઓ પોતે જોયાજાણ્યા વિના લોકોમાં હાંકયે રાખે છે. પણ એ વાતો અનુભવી સિદ્ધગુરુઓ રહસ્યની જાણીને ગુપ્ત રાખે છે, પણ આ મૂરખા જ્યાં ત્યાં તે બકયા જાય છે. પરિણામે તે સોની-ની પેઠે અટપટી વાણી કરે છે. જેમકે:

ખારીસિંગોહિ દેઉ–ભેગ નાખી દેજે.

સ્થાંકઉતાવૌ–ભેગ જેટલું સોનું ચોરી લેજે.

ચિરોંહુવીદત–પેલો બાડી આંખ કરીને જોઈ રહ્યો છે! ઇત્યાદિ.

**બિનપાયે પરતીતિ અતિ, કરૈ યથારથ હેત;**
**તુલસી અણુધ અકાશ ઇવ, ભરિભરિ મૂઠી લેત. ૬૨**

મન સ્થિર રહી શકતું નથી અને વિશ્વાસ ન હોવાથી નાના પ્રકારની પૂજા દ્વારા પણ કાંઈ જ પ્રાપ્ત થતું નથી. આમ છતાં તે વિશ્વાસ તો બહુ દેખાડે છે. પણ વિષયમાં આસક્ત રહેલા મનુષ્યોના મંત્રજપ વૃથા જ છે. તુલસીદાસજી કહે છે કે આવા અબુધો જાણે આકાશને મૂઠીમાં ભરી રહ્યા છે.

**વસન વારિ બાંધત, વિહઠિ તુલસી કૌન વિચાર;**
**હાનિ લાભ વિધિ વાધ વિનુ, હોત નહીં નિરધાર. ૬૩**

તેઓ મંત્રતંત્ર વગેરે કરે છે. પણ તેઓ તેનો વિધિ બરાબર જાણતા નથી, એટલે હાનિલાભ કંઈ જ થતાં નથી. વ્યર્થ સમયમાત્ર જાય છે. આમ છતાં જે લોકો હઠ કરીને મંત્રાદિમાં લાગ્યા રહે છે, તેઓ જાણે કપડાંમાં પાણી બાંધી લેવા તૈયાર થયેલા છે!

**કામ ક્રોધ મદ લોભકી, જબ લગિ મનમેં ખાન;**
**કા પંડિત કા મૂરખ, દોનોં એક સમાન. ૬૪**

જ્યાં લગી મન કામ, ક્રોધ, મદ અને લોભની ખાણ બની રહ્યું છે, ત્યાં લગી શું પંડિત કે શું મૂર્ખ બેઉ સરખા જ છે.

**ઇત કુલકી કરણી તજે, ઉત ન ભજે ભગવાન;**
**તુલસી અધવર કે ભયે, જ્યોં બઘૂરકો પાન. ૬૫**

પોતાની પૂજા કરાવવી અને પેટ ભરવું, એથી બેઉ બગડે છે! ગૃહસ્થનો ધર્મ જાય છે અને ભગવાનની ભક્તિ પણ જાય છે. ગોસાંઈજી કહે છે કે, એવા મનુષ્યની દશા વંટોળિયામાં ઊડેલા હલકા પાંદડા જેવી બની રહે છે.

**કીર સરિસ વાણી પઢત, ચાખત ચાહત ખાંડ;**
**મન રાખત વૈરાગમહઁ, ઘરમહઁ રાખત રાંડ. ૬૬**

શાસ્ત્રોમાંથી વૈરાગ્યવિવેકની વાતો વાંચીને તેઓ પોપટના જેવી વાણી બોલે છે. પણ વાસ્તવિક રીતે તપાસતાં તેમના પોતાના અંતરમાં વૈરાગ્યનું નામ નથી; તેમનામાં મેવા–મીઠાઈ ખાવાની લોલુપતા છે. તેઓ આડંબર વૈરાગીના જેવો કરે છે, પણ ઘરમાં રાંડ રાખે છે.

**રામચરણ પરચે નહીં, બિન સાધન પદ નેહ;**
**મૂંડમુડાયે બાદ હીં, ભાંડભયે તજિ ગેહ. ૬૭**

પ્રેમભક્તિ વડે શ્રીરઘુનાથજીનાં ચરણારવિંદોની પિછાન કરી નહિ અને વિવેક, વિરાગ, શમ, દમ, ઉપરામ ઇત્યાદિ વડે જ્ઞાન પણ થયું નહિ. તો પછી ઘરબાર તજીને મફતની મુંડ મુંડાવી અને કેવળ પેટને ખાતર ભાંડપણું કર્યું! વૈરાગીના વેષની પણ શરમ ન રહી!

**કાહ ભયો વનવન ફિરે, જો બનિ આયો નાહિં;**
**બનતેબનતે બનિ ગયો, તુલસી ઘરહી માહિં. ૬૮**

જો મન ભગવાનના ચરણોમાં સ્થિર ન થયું, તો વૈરાગીનો વેષ પહેરીને વનવન ભટકવાથી શો લાભ થયો? ઊલટું ખાવાનાં બેઉ બગડ્યાં! ભક્તિનો વેષ પહેરીને ભગવાનને દગો દીધો અને અહીં વિષયની લોલુપતા દાખવીને સંસારની નિંદાને પાત્ર થયો પણ ગોસાંઈજી કહે છે કે,

ગુરુદેવની કૃપાથી સત્સંગ, હરિગુણગાન, કીર્તન અને ધીરે-ધીરે મન ખેંચતાંખેંચતાં વિષયના ફંદમાંથી છુટકારો પામીને પોતે ઘરમાં ને ઘરમાં જ રહેતા છતાં કૃતાર્થ થઈ ગયો; અર્થાત્ સાચો ભક્ત બની ગયો અને એ જ શ્રેષ્ઠ કાર્ય થયું.

**જો ગતિ જાને વરણકી, તનગતિ સો અનુમાન;**
**વરણ બિંદુકારણ યથા, તથા જાનુ નહિં આન. ૬૯**

શરીરમાં રહેલી વાસના બિંદુના જેવી છે અને તે જ જન્મની સુગતિ કિંવા દુર્ગતિનું કારણ છે; અર્થાત્ જેવી વાસના તેવી દેહની સૃષ્ટિ થાય છે. વિષયની વાસનાથી વિષયી, જ્ઞાનની વાસનાથી જ્ઞાની અને ભક્તિની વાસનાથી ભક્ત સર્જાય છે. જેમ અક્ષર ઉપર લાગેલું બિંદુ તેના અર્થ અને રૂપમાં પરિવર્તન કરી નાખે છે, તેમ જીવિતમાં વાસનારૂપ બિંદુ લાગતાં ફેરફાર થાય છે. (અથવા ફારસી અક્ષરોમાં બિંદુની વધઘટથી અક્ષરો બદલાય છે, તેમ વાસના-બિંદુ લાગતાં દેહની શીકલ ફરી જાય છે.) તેથી જો વાસનારૂપ બિંદુ મૂળમાંથી જ દૂર કરાય, તો જન્મ-મરણની મહાપીડા ટળી જાય અને દેહાંતરની ક્રિયા બંધ થાય.

**વરણ યોગ ભવનામ જગ, જાનુ ભરમકો મૂલ;**
**તુલસી કરતા હૈ તુહી, જાનુ માનુ જનિ ભૂલ. ૭૦**
**નામ જગત સમ સમુઝ જગ, વસ્તુ ન કરિ ચિતચૈન;**
**બિંદુગયે જિમિ ગૈનતે, રહત ઐનકો ઐન. ૭૧**

જેમ બિંદુના યોગથી અક્ષર બદલાઈ જાય છે, તેમ સંસારમાં વાસનારૂપ બિંદુયોગથી શરીરનાં નામ બદલાય છે, બાકી નામ બધાં ભ્રમમાત્ર છે; ખરાં નથી. ગોસાંઈજી કહે છે કે હે મન! એ બધાં જન્મ-જન્માંતરનું કારણ તું જ છે.

તેં જેવીજેવી વાસના સેવી છે તેવીતેવી દેહની દશા પ્રાપ્ત થઈ ગઈ. તેથી અહંકાર જેનું મૂળ છે એવી વાસનામાં ગોથાં ન ખા!

જેમ સંસાર મિથ્યા છે તેમ તેની અંદરની અનેકવિધ વસ્તુઓ–જેમકે રાજા, ધનિક ઇત્યાદિ–સર્વ ભ્રમ છે. વાસનામય મનના કારણથી અનેકાનેક ખોટાં ચિત્રો ખરાં જેવાં ભાસી રહ્યાં છે તેથી તેઓનું ચિંતવન કરવું વ્યર્થ છે. ફારસી ભાષામાં 'ઐન' શુભાક્ષર ગણાય છે પણ જ્યારે 'અયન'ની ઉપર બિંદુ લાગીને 'ગયન' થાય છે, ત્યારે તે અશુભ કહેવાય છે, તે પ્રમાણે જીવનું આનંદસ્વરૂપ, વાસનારૂપી બિંદુ લાગતાં જન્મ-મરણના અનર્થમાં મુકાયુ છે. તેથી જો વિષયની વાસના દૂર થાય, તો જીવ આનદરૂપ છે જ.

**આપુ હિ ઐન વિચાર વિધિ, સિદ્ધિ વિમલ ગતિમાન;**
**આન વાસના બિંદુ સમ, તુલસી પરમ પ્રમાન. ૭૨**

ગોસાંઈજી પ્રમાણરૂપ વાત કહે છે કે, હે જીવ! તું તારી દશા પણ ઐનની પેઠે વિચાર. તું સિદ્ધિરૂપ છે, નિર્મળ બુદ્ધિમાન છે–માત્ર વાસનારૂપી બિંદુ લાગવાથી જ તું અમંગલરૂપ બની ગયો છે.

**ધન ધન કહે ન હોત કોઉ, સસુઝિ દેખું ધનમાન;**
**હોત ધનિક તુલસી કહત, દુખિત ન રહત જહાન. ૭૩**

ધન, ધન પુકારવાથી કોઈ ધનવાન થઈ શકતું નથી; નસીબ અને પુરુષાર્થનો યોગ થવાથી ધન મળે છે. કેવળ બોલવામાત્રથી જ જો ધનવાન થઈ શકાતું હોત, તો જગતમાં બધા જ પૈસાદાર થઈ ગયા હોત. તે પ્રમાણે વિવેક અને વૈરાગ્યની વાતો કરવાથી જીવમાં શુદ્ધતા આવતી નથી.

**હિમ કી મૂરતિ કે હિયે, લગી નીર કી પ્યાસ;**
**લગત શબ્દ ગુરુતરનિકર, સો મૈ રહી ન આસ. ૭૪**

(સંસારમાં આવીને ફસાયેલા જીવની દશા કેવા પ્રકારની બની છે, તે વાત આ એક જ દોહાથી શ્રીગોસાંઈજી સંપૂર્ણતાએ દર્શાવી દે છે:)

બરફના પૂતળાને પાણીની તરસ લાગી છે! આ એક ઉખાણાની પેઠે જીવ બરફની પેઠે નિરંતર પરિવર્તનશીલ રહેનારી જડ પ્રકૃતિમાં સંડોવાઈને સત્ય સુખની નાના પ્રકારની શોધમાં તરસ્યોતરસ્યો ભમે છે! વિષયનાં વિવિધ સુખોમાં તે ધુમાડાના બાચકા ભરે છે, પણ તેને સંતોષ થતો નથી; પોતે જાણી પણ શકતો નથી કે બરફ× ખાઈ રહ્યો છે અને તરસ લાગી છે. પરંતુ જેમ સૂર્યનાં કિરણો પડવાથી બરફ પીગળે છે, તેમ સદ્ગુરુનાં ઉપદેશરૂપ કિરણો લાગતાં વિષયરૂપી બરફ પીગળી જાય છે અને શુદ્ધ જળરૂપ આત્મા માયાથી મુક્ત થઈને સ્વરૂપ પિછાને છે, ત્યારે માત્ર તેનો અહંભાવ અને વિષયની આશા છૂટી જાય છે.

**જાકે ઉરવર વાસના, ભઈ ભાસ કછુઆન;**
**તુલસી તાહિ વિડંબના, કેહિ વિધિ કથહિ પ્રમાન. ૭૫**

શ્રીગોસાંઈજી કહે છે કે, જે જીવના શ્રેષ્ઠ હૃદયમાં વાસના પેઠી છે અને કર્મની નાના પ્રકારની જંજાળ ઊભી થઈ છે, એની વિડંબના અને અપમાનનું કોણ વર્ણન કરી શકે! વાસનાએ જીવની ખાનાખરાબી કરી નાખી છે.

**રજતન ભવ પરચૈ વિના, ભેષજ કરકિમિકોય;**
**જાનપરૈ ભેષજ કરૈ, સહજનાશ રજ હોય. ૭૬**

× બરફ ખાનારને ઠંડી લાગતી નથી, કારણ કે બરફ ઉષ્ણ છે.

શરીરમાં થયેલો રોગ જાણ્યા વિના કોઈ પણ વૈદ્ય દવા કરી શકે નહિ. રોગનું નિદાન કર્યા પછી જ દવા થાય તો રોગ નાશ થાય, તે જ પ્રમાણે વાસનારૂપ રોગ પોતાને થયો છે એમ બરાબર જાણી લીધા પછી સદ્‌ગુરુનાં વચનરૂપ ઓસડ અને વિષયસંગની પરેજ વગેરે કરીને સંસારરૂપ રોગથી મુક્ત થઈ શકાય છે; અર્થાત્ જીવને જ્યારે સંસાર રોગ જેવો જણાય છે, ત્યારે તેની દવા કરવાની બુદ્ધિ સૂઝે છે.

**માનસવ્યાધિ કુચાહ તવ સદ્‌ગુરુ વૈદ્ય સમાન;**
**જાસુ વચન અલબલઅવલ, હોત સકલરુજ હાન. ૭૭**

હે મન! કામ, ક્રોધ, લોભ, મોહ, અહંકાર ઇત્યાદિ અનેક માનસરોગ તારી વિષયની કુવાસના થકી જ ઉત્પન્ન થાય છે. એનું એકમાત્ર ઔષધ સદ્‌ગુરુ છે. સદ્‌ગુરુનું વચનરૂપી ઔષધ સમર્થ અને બળવાન છે અને તે નક્કી રોગનો નાશ કરનાર છે.

**રુચિ બાઢ઼ે સતસંગ મહઁ, નીતિક્ષુધા અધિકાય;**
**હોત જ્ઞાન બલ પીન અલ, વૃજિનવિપતિ મિટિ જાય.' ૭૮**

જ્યારે મન નીરોગી થાય, ત્યારે નીતિરૂપ ભૂખ લાગવા માંડે; સત્સંગરૂપ ભોજનમાં રુચિ થાય; હરિયશ શ્રવણ, નામ-સ્મરણ વગેરે સુઅન્ન ખાઈને શરીરમાં જ્ઞાનબળ વધે અને હરિસ્નેહરૂપી દેહમાં પુષ્ટતા આવે, ત્યારે સમજવું કે હવે નિર્મળ થયેલા મનમંદિરમાં શ્રીહરિનાં ચરણારવિંદો શોભશે.

નાયિકા પોતાના પ્રેમીને ભેટવા તલસતી હોય, પણ પોતે મરણપથારીએ પડી હોય, તો તેને મિલનનું સુખ ક્યાંથી મળે? વળી પ્રેમી પતિ પણ પોતાની પ્રિયાને ભેટવા અધીર હોય, પરંતુ એના મિલનમાં એ નિરાશા જ જુએ.

શ્રીરામચરિત માનસમાં મનના રોગો દર્શાવ્યા છે:

મોહ સકલ વ્યાધિનકર મૂલા,
તેહિતે પુનિ ઉપજૈ બહુ શૂલા;
કામ વાત કફ લોભ અપારા, પિત્ત ક્રોધ નિત છાતી જારા.
પ્રીતિ કરહિં જો તીનિહું ભાઈ, ઉપજૈ સન્નિપાત દુખદાઈ;
વિષય મનોરથ દુર્ગમ નાના, તે સબ શૂલ નામકો જાના.
મમતા દદ્રુ કંડુ ઈર્ષાઈ, હ્રુષ દુષ તામસ કુટિલાઈ;
અહંકાર અતિ દુખદ ડમરુવા, દંભકપટમદમાન નહરુવા.
તૃષ્ણા ઉદરવૃદ્ધિ અતિભારી, ત્રિવિધ ઈષિણા તરુણ તિજારી;
યુગવિધિ જ્વર મત્સર અવિવેકા,
કહઁ લગિ કહૌં કુરોગ અનેકા.

આ બધા રોગોનું કારણ મનની કુવાસના છે.

શુકલપક્ષ શશિ સ્વચ્છમી, કૃષ્ણપક્ષ દ્યુતિહીન;
બઢ્ઢત ઘટત બિધિભાંતિ, બિચિતુલસી કહહિં પ્રવીન.

શુકલપક્ષમાં ચંદ્રની કળા વધતીવધતી પૂર્ણિમાની સ્થિતિ પ્રાપ્ત કરે છે અને કૃષ્ણપક્ષમાં ઘટતીઘટતી અમાવાસ્યા થાય છે. ગોસાંઈજી કહે છે કે, જીવની પણ એવી દશા થાય છે. વિવેકપક્ષમાં જીવની ઉન્નતિ થાય છે અને અવિવેક દશામાં અંધકાર થઈ જાય છે,

**સતસંગતિ સિતપક્ષ સમ, અસિત અસંત પ્રસંગ;**
**જાનુઆપ કહું ચંદ્ર સમ, તુલસી બદન અભંગ. ૮૦**

સજ્જનોનો સંગ શુકલપક્ષ છે અને દુર્જનોની દોસ્તી કૃષ્ણપક્ષ છે-એ બેઉની વચ્ચે જીવ ચંદ્રમા જેવો છે. તે સત્સંગ કરીને પ્રકાશમાન બની શકે છે કે કુસંગ કરીને અંધકારમાં ડૂબે છે.

अमृतां मानदां तुष्टिम्पुष्टिम्प्रीतिं रतिं तथा ।
लज्जां श्रियं स्वधां रात्रिं ज्योत्स्नां हंसवतीं ततः ॥
छायां च पूर्णीं वामा ममा चंद्रकला इमाः ॥

ચંદ્રની (અમૃતા, માનદા, તુષ્ટિ, પુષ્ટિ, પ્રીતિ, રતિ, લજ્જા, શોભા, સ્વધા, રાત્રિ, જ્યોત્સ્ના, હંસવતી, છાયા, પૂરણી, વામા અને મમા) આ સોળ કળાઓ જેમ ક્ષય-વૃદ્ધિ પામે છે, તેમ જ્ઞાનની કળાઓ પણ ઘટે-વધે છે. (૧) નિરાશા, (૨) સદ્‌વાસના, (૩) કીર્તિ, (૪) જિજ્ઞાસા, (૫) કરુણા, (૬) મુદિતા, (૭) સ્થિરતા, (૮) અસંગ, (૯) ઉદાસીનતા, (૧૦) શ્રદ્ધા, (૧૧) લજ્જા, (૧૨) સાધુતા, (૧૩) તૃપ્તિ, (૧૪) ક્ષમા, (૧૫) વિદ્યા અને (૧૬) પ્રેમા—આ જ્ઞાનની કલાવૃદ્ધિ છે.

**તીરથપતિ સતસંગ સમ, ભક્તિ દેવસરિ જાન;**
**વિધિ ઉલટી ગતિ રામકી, તરણિસુતા અનુમાન. ૮૧**

જેમાં ભગવદ્‌ચર્ચા થતી હોય એવો સાધુ પુરુષોનો સમાજ અર્થાત્ સત્સંગ પ્રયાગના જેવો છે. ત્યાં ભક્તિગંગા વહે છે. સત્કર્મો ગ્રહણ કરવાં તથા અસત્ કર્મો ત્યજવાનો જે વિધિનિષેધ છે, તે ત્યાં શ્રીયમુનાજી છે.

**વર મેધા માનહુ ગિરા, ધીરધર્મ નગ્રોધ;**
**મિલન ત્રિવેણીમલહરણિ, તુલસી તજહુ વિરોધ. ૮૨**

શ્રેષ્ઠ બુદ્ધિ ત્યાં સરસ્વતી છે. ધીરજયુક્ત ધર્મ એ અક્ષયવટ છે. ત્યાં જ્ઞાન, કર્મ અને ભક્તિરૂપ ત્રિવેણીનો સંગમ થઈને કળિયુગના મેલનો નાશ થાય છે, જીવિતનો એવો માર્ગ જરા પણ વિરોધ કરવા યોગ્ય નથી.

**સસુઝબસબ મજ્જન વિશદ, મલ અનીત ગઈ ધોય;**
**અવશમિલન સંશય નહીં, સહજ રામપદ હોય. ૮૩**

જ્ઞાન, ભક્તિ અને કર્મની ત્રિવેણીમાં સ્નાન કરવું અર્થાત્ જ્ઞાન, ભક્તિ અને કર્મનો મર્મ બરાબર સમજીને હૃદયમાં ધારણ કરવો, તે વડે અનીતિરૂપ મેલ ધોવાઈ જઈ શ્રીરામપદની પ્રાપ્તિ થાય, એમાં જરા પણ શંકા નથી.

**ક્ષેમ વિમલ વારાણસી, સુર-અપગા સમ ભક્તિ;**
**જ્ઞાનવિશ્વેશ્વર અતિ વિશદ, લસત દયા સહ શક્તિ. ૮૪**

જે મનુષ્યદેહમાં ક્ષમારૂપ વિમળ કાશી છે અને ભક્તિરૂપ ગંગાજી છે, જેનાં વિશદ જ્ઞાનરૂપ શ્રી વિશ્વનાથ છે અને દયારૂપી ભગવતી પાર્વતીજી વિરાજે છે, ત્યાં સદા આનંદમંગળ છે; અર્થાત્ ક્ષમા, ભક્તિ, જ્ઞાન અને દયા એ ચારેનો સમન્વય થતાં મૃત્યુની બીક રહેતી નથી.

**વસત ક્ષમાગૃહ જાસુ મન, બારાણસી ન દૂરિ;**
**વિલસતિ સુરસરિભક્તિ જહઁ, તુલસી નયકૃત ભૂરિ. ૮૫**

શ્રી ગોસાંઈજી કહે છે કે જેનું મન ક્ષમારૂપી ઘરમાં વસે છે તેને કાશી દૂર નથી, કે તે કાશીમાં શુભ કર્મોને સારી પેઠે પ્રકટ કરનારી ભક્તિરૂપ શ્રી ગંગાજી વિલસે છે

અર્થાત્ જ્યાં ક્ષમા છે ત્યાં જ ભક્તિ અને શુભ કર્મોનો અક્ષય વ્યવહાર શોભે છે.

**સિત કાશી મગહર અસિત, લોભ મોહ મદ કામ;**
**હાનિ લાભ તુલસી સમુઝિ, વાસ કરહુ વસુયામ. ૮૬**

જીવને વસવાનાં બે ઠેકાણાં છે: એક જીવરૂપ ચંદ્રમાની વૃદ્ધિ કરનાર શુકલપક્ષ જેવી કાશી (ક્ષમા) છે અને બીજું લોભ, મોહ, ગર્વ અને કામથી નિરંતર ઘેરાયેલી કૃષ્ણપક્ષ જેવી મરભૂમિ છે. ગોસાંઈજી કહે છે કે, હાનિ-લાભનો વિચાર કરીને એ બેમાં, જ્યાં યોગ્ય લાગે ત્યાં આઠે પહોર વસો–વાસ કરો!

**ગયે પલટિ આવૈ નહીં, હૈ સો કરુ પહિચાન;**
**આજુ જોઈ સો કાલિ હૈ, તુલસી ભરમ ન માન. ૮૭**

તુલસીદાસજી કહે છે કે, જે દિવસો ગયા તે તો કાંઈ પાછા આવવાના નથી. માટે હવે જે બાકી છે તેને ઓળખો અને શ્રી રઘુનાથજીને શરણે જઈને આત્મસ્વરૂપની શોધ કરો. નાહકની આજકાલ ન કરો; કારણ કે જેવી આજ છે, તેવી જ કાલ છે અર્થાત્ મૃત્યુની તલવાર જો અહર્નિશ તોળાઈ રહી છે તો પછી આજ ને કાલમાં શો તફાવત છે? સંભ્રમમાં પડીને વૃથા દિવસ ભાંગવો એટલુ જ છે!

**વર્તમાન આધીન દોઉ, ભાવી ભૂત વિચાર;**
**તુલસી સંશય મનન કરુ, જોહૈ સો નિરુઆર. ૮૮**

ભૂતકાળ અને ભવિષ્યકાળ બન્ને વર્તમાનકાળને અધીન છે! એટલે કે પૂર્વજન્મનાં સંચિતો વર્તમાનમાં પ્રકટ થઈને જીવની ભાવિ દશાને ઘડી રહ્યાં છે. અહીં જો મનુષ્ય ધારે તો

વર્તમાન ગતિને રોકી શકે છે એટલે ભૂત અને ભાવિની ગતિ પણ રોકાઈ જાય છે. જેમકે ભોજન પેટમાં પડ્યા પૂર્વે અનાજ હતું અને પેટમાં ગયા પછી પણ એ ભોજન દ્વારા ફરીથી અનાજ ઉત્પન્ન કરવાની જ ક્રિયા થવાની છે! તુલસીદાસજી કહે છે કે, આ જાણીને બધી શંકા ત્યજીને આજ જે માયાની મડાગાંઠ પડી છે તેને ખોલવાનો યત્ન કરો.

**માનસ ઉરવર સમ મધુર, રામ સુયશ શુચિનીર;**
**હટેઉ વૃજિન બુધિ વિમલ ભઈ, બુધનહિં અગમઅથીર.**

જે મન કુવાસનાથી મુક્ત થયેલું છે, તે શ્રેષ્ઠ માનસર જેવું છે. તેમાં શ્રીરઘુનાથજીનો પવિત્ર સુયશ ભરેલો છે અને તેના વડે દુઃખોનો નાશ થતાં બુદ્ધિ નિર્મળ થાય છે. એવું માનસર સુજનોને અગમ્ય નથી; માત્ર જેઓ શ્રીરામજીના પ્રેમથી રહિત છે, તેમને માટે તે દુર્લભ છે.

**અલંકાર કવિરીતિયુત, ભૂષણ દૂષણ રીતિ;**
**વારિ જાત વરણુત વિવિધ, તુલસી વિમલ વિનીતિ. ૯૦**

સુકાવ્યને યોગ્ય અલંકાર, કવિની રીત (નિરંકુશતા), કાવ્યનું ભૂષણ, દૂષણોનો ઉદ્ધાર ઇત્યાદિ અનેક વર્ણનો જે તુલસીદાસજીએ વિનવ્યાં છે, તે કાવ્યરૂપ માનસરમાં શોભી રહેલાં વિવિધ રંગનાં કમળો છે.

**વિનય વિચાર સુહિર્દતા, સો પરાગ રસ ગંધ;**
**કામાદિક તેહિ સરલસત, તુલસી ઘાટ પ્રબંધ. ૯૧**

કાવ્યરૂપ માનસરમાં ખીલી રહેલાં અલંકાર આદિ કમળોમાં વિનય, વિચાર અને મૈત્રી, તે અનુક્રમે પરાગ, રસ અને સુગંધ સમાન છે; તથા ધર્મ, અર્થ, કામ અને

મોક્ષ એ ચારે ઘાટ છે.

**પ્રેમ ઉમઁગ કવિતા વલિ, ચલી સરિત શુચિધાર;**
**રામબરાબરિ મિલન હિત, તુલસી હરષ અપાર. ૯૨**

પ્રેમની વૃદ્ધિથી કવિતાવલિરૂપી પવિત્ર જળધારા, શ્રીરઘુનાથજીના મિલન માટે વહી તેથી તુલસીદાસજીને બહુ આનંદ થયો.

**તરલ તરંગ સુછંદધર, હરતદ્વૈત તરુમૂલ;**
**વૈદિક લૌકિક વિધિ વિમલ, લસત વિશદ વરકૂલ. ૯૩**

એ કાવ્યસરિતામાં શ્રેષ્ઠ છંદોરૂપી ચંચળ તરંગો છે, તેના વેગથી કિનારાપરનાં દ્વૈતભાવરૂપ વૃક્ષો મૂળમાંથી ઘસડાઈ જાય છે અને તેના વૈદિક તથા લૌકિક એવા ઉભય કિનારાઓ નિર્મળતાથી શોભી રહ્યા છે.

**સંતસભા વિમલા નગરિ, સિગરિ સુમંગલખાનિ;**
**તુલસી ઉરસુરસરિસુતા, લસત સુથલ અનુમાનિ. ૯૪**

જેમ સરયૂના કાંઠા પર શ્રીઅયોધ્યાજી છે, તેમ પ્રસ્તુત કવિતારૂપી સરયૂના કાંઠા પર સંતસભા શ્રીઅયોધ્યાજી છે, તે સર્વ પ્રકારે મંગલની ખાણ છે. શ્રીગોસાંઈજીના હૃદયરૂપ માનસરમાંથી પ્રકટેલી એ કાવ્યરૂપી સરયૂ સંતસભામાં શ્રીઅયોધ્યાજી જેવી મહિમાવતી છે.

**મુક્ત મુમુક્ષુ વર વિષદ, શ્રોતા ત્રિવિધ પ્રકાર;**
**ગ્રામ નગર પુરયુગ સુતટ, તુલસી કહહિ વિચાર. ૯૫**

જેમ શ્રીસરયૂજીને કિનારે ગ્રામ, નગર અને પુર વસેલાં છે, તેમ શ્રીગોસાંઈજીની કવિતારૂપ સરયૂને કાંઠે મુક્ત, મુમુક્ષુ અને વિષયી એમ ત્રણ પ્રકારના શ્રોતાજનો વસેલા છે.

**વારાણસી વિરાગ નહિં, શૈલસુતા મન હોય;**
**તિમિ અવધહિ સરયુ ન તજૈ, કહત સુકવિ સબ કોય. ૯૬**

શૈલસુતા શ્રીપાર્વતીજી શ્રીકાશીધામ કદી ત્યજતાં નથી, તે પ્રમાણે સરયૂજી અયોધ્યાને ત્યજતાં નથી. તે જ પ્રમાણે શ્રીગોસાંઈજીની કવિતાને સંતજનો ત્યજતા નથી.

**કહબ, સુનબ, સમુઝબ, પુનઃ સુનિ સમુઝાયબ આન;**
**શ્રમહરઘાટ અબંધવર, તુલસી પરમ પ્રમાન. ૯૭**

ભગવત્કથા કહેવી, સાંભળવી, સમજવી અને બીજાને સમજાવવી એ ચારે સત્ક્રિયા કાવ્યના ધર્મ, અર્થ, કામ, મોક્ષરૂપ ચારે ઘાટોની પ્રાપ્તિ કરાવીને જન્મમરણનો શ્રમ દૂર કરે છે.

ઇતિ શ્રીમદ્ ગોસ્વામી તુલસીદાસે રચેલી
સપ્તશતિકા વિષે ચોથો સર્ગ સમાપ્ત

# પાંચમો સર્ગ

**યતન અનૂપમ જાનુ વર, સકલ કલા ગુણધામ;**
**અવિનાશી અબ યહ અમલ, ભૌ યહ તનુધરિ રામ. ૧**

સકલ કલા અને ગુણના ધામ, અવિનાશી અને નિર્મળ એવા શ્રીરઘુનાથજી સૌને પ્રાપ્ત થઈ શકે એવું નરશરીર ધારણ કરીને પ્રકટ થયા છે. તેને મેળવી લેવા માટે નામ-સ્મરણ, કથાશ્રવણ, કીર્તન, અર્ચન, વંદન, પાદસેવન, ધામવાસ ઇત્યાદિ જે જે યત્નો કરાય તે બધા શ્રેષ્ઠ અને અનુપમ છે.

**સદા પ્રકાસ સ્વરૂપ વર, અસ્તન અપર ન આન;**
**અપ્રમેય અદ્વૈત અજ, યાતે દુરત ન જ્ઞાન. ૨**

જે સદા પ્રકાશસ્વરૂપ છે, શ્રેષ્ઠ છે, જેનો કદી અસ્ત નથી, જેના સમાન બીજું કોઈ નથી, જે અપ્રમેય–અખંડરૂપ છે, અદ્વૈત અને અજ છે અને જેનું જ્ઞાન સદા એકરસ રહે છે, કદી લોપાતું નથી, એવું શ્રીરઘુનાથજીનું સ્વરૂપ છે.

**જાનહિં હંસા રસમ કહું, તુલસી સંત ન આન;**
**જાકી કૃપાકટાક્ષ તે, પાયે પદ નિર્વાણ. ૩**

હંસ એટલે સૂર્ય અને રસાલ એટલે જળ. જેવો સંબંધ સૂર્ય અને જળનો છે તેવો સંબંધ ભગવાન અને સંતોનો છે. એ સંતો હરિની કૃપા થકી મુક્તિપદ પામ્યા છે.

**તજત સલિલ અપિ પુનિ, ગહત ઘટત બઢત નહિં રીતિ;**
**તુલસી યહ ગતિઉર નિરખિ, કરિય રામપદપ્રીતિ. ૪**

જેમ સૂર્ય વડે જલશોષણ અને વર્ષણમાં કદી વત્તુંઓછું થતું નથી, તેમ શ્રીરઘુનાથજી જીવમાત્ર પર એકરસ દયાદૃષ્ટિ રાખનારા છે. એવું મનમાં સમજીને શ્રીરઘુનાથજીનાં પદારવિંદોમાં સ્નેહ કરીએ.

ચુમ્બક ઇરહન સેતિ જિમિ, સંતન હરિસુખધામ;
જાન તિરીક્ષર સમ સફરિ, તુલસીજાનત રામ. ૫

પોતાના ભક્ત પરની પ્રીતિનો નિર્વાહ કરવાની ભગવાનની રીત ચુંબક અને લોહના જેવી છે; અર્થાત્ લોઢાની રજકણો કિંવા લોહખંડ ચુંબકની સન્મુખ થાય છે; એટલે ચુંબક તેને પોતાની તરફ ખેંચી લે છે. લોઢાની રજકણોમાં ધૂળ વગેરે હોય તો તે ત્યજી દે છે; તે જ પ્રમાણે ભક્ત ભગવાનના નામનું સ્મરણચિંતન કરીને સન્મુખ થાય છે એટલે ભગવાન તરફ આકર્ષાઈ જાય છે. ધૂળની પેઠે તેનાં કુસંગ વગેરે કર્મો હોય તો તે છૂટી જાય છે. પરંતુ ગોસાંઈજી કહે છે કે ભગવાનની આવી પ્રીતિની રીતને યોગ્ય થવું સૌને માટે સુગમ નથી; એ તો સામે પૂર ચાલવા જેવું છે. તોપણ જેમ શફરી નામની માછલી સામે પૂર ચાલવામાં કુશળ છે, તેમ કુશળ ભક્તજનો માત્ર ભગવાનના પ્રીતિપાત્ર થઈ રહે છે; કારણ કે તેમને માયાના પ્રવાહમાં તણાયા વિના સામે પૂર તીરછી ગતિથી ચાલતાં આવડે છે.

ભરતહરત દરશત સબહિં, પુનિ અદરશ સબ કાહુ;
તુલસી સુગુરુ પ્રસાદવર, હોત પરમપદ લાહુ. ૬

સૂર્ય મેઘ દ્વારા જળ વરસાવે છે, તે સહુ કોઈ જોઈ શકે છે; પણ કિરણો વડે તે જળ શોષે છે તેને કોઈ જોઈ શકતું નથી. તે જ પ્રમાણે શ્રીરઘુનાથજી પોતાની પ્રકૃતિ

દ્વારા ચરાચર જીવોની ઉત્પત્તિ કરે છે તે સૌ કોઈ જાણે છે; પણ તે જીવોનું મૃત્યુ કોઈ જાણતું નથી. તેમને થાય છે કે જીવ ક્યાં ગયો ! ગોસાંઈજી કહે છે, સૃષ્ટિ આવી રહસ્યમય છે. જે ઉચ્ચ કોટિનો જીવ શ્રીસદ્ગુરુની કૃપાનો પ્રસાદ પામે છે, તે જ પરમપદની પ્રાપ્તિ કરે છે; અર્થાત્ મુક્ત થાય છે.

પાણી જ્યાં લગી પૃથ્વી પર ખુલ્લું પડ્યું છે અને સૂર્યકિરણના સંયોગમાં મુકાયું છે, ત્યાં લગી તો શોષાવાની અને વરસાદરૂપે પડવાની ક્રિયા ચાલુ જ રહેવાની છે, પણ ગંગાજળની લોટીને મજબૂત રેણ કરીને સૂર્યકિરણોથી રક્ષિત રાખીએ તો તે વર્ષો સુધી રહે છે. તે જ પ્રમાણે જીવ જ્યાં લગી સંસારમાં છે, ત્યાં લગી તેનાં જન્મ-મરણ ચાલુ જ રહે છે, પણ જો તે સદ્ગુરુના ઉપદેશરૂપી રક્ષણ મેળવીને સંસારની ક્રિયાથી જુદો થઈ જાય છે; તો તે અવશ્ય પરમ પદ પ્રાપ્ત કરે છે.

**યથા પ્રત્યક્ષ સરૂપ બહુ, જાનત હૈ સબ કોય;**
**તથાહિ લૈ ગતિકો લખબ, અસમંજસ અતિ સોય. ૭**

સહુ કોઈ જાણે છે કે, ઈશ્વર, માયા અને જીવ ઇત્યાદિનાં અનેક સ્વરૂપ પ્રત્યક્ષ જેવાં દેખાય છે, તોપણ જગતની સ્થિતિ, ગતિ અને લયની ક્રિયા સમજી શકાતી નથી. એટલે કે પંચમહાભૂતો, ત્રણ ગુણો વગેરે સૃષ્ટિનાં કાર્ય-કારણો ઉત્પન્ન થયાં અને પાછાં સમાઈ ગયાં અને ફરીને પ્રકટ્યાં તો પછી લય થવાની વાત ક્યાં રહી ? વળી જીવો ફરીને પ્રકટ થતા હોય તો જીવ અને બ્રહ્મની એકતા શી રીતે સમજવી ? તે પરથી સમજી શકાય છે કે જીવ સદા ઈશ્વરને અધીન છે.

**યથા સકલ અપિજાત અપ, રવિમંડલ કે માહિં;**
**મિલત તથા જિવ રામપદ, હોત તહાં લે નાહિં. ૮**

જેમ પૃથ્વી પરનું પાણી ખેંચાઈને રવિમંડળમાં જાય પણ સૂર્યમાં મળી જતું નથી, તેમ જીવ શ્રીરામપદમાં લય પામી શકતો નથી; કારણ કે જો પુનઃ પ્રકટ થાય છે તો વિલીન થઈ જવું સિદ્ધ થતું નથી.

**કર્મકોપ સંગ લે ગયો, તુલસી અપની બાનિ;**
**જહાં જાય બિલસૈ તહૌં, પરૈં કહોં પહિંચાની. ૯**

ગોસાંઇજી કહે છે કે જીવ પોતાના સ્વભાવ પ્રમાણે જ્યાં જ્યાં જન્મ્યો, ત્યાં ત્યાં કર્મનો ખજાનો સાથે લેતો ગયો. પછી કર્માનુયાયી બુદ્ધિ પ્રમાણે તે નવાં કર્મ કરતો રહ્યો. કર્મના આ અનંત ચક્રમાં નિરંતર ઘૂમતા જીવને કોણ ક્યાંથી આવ્યો તેની પિછાન પણ કેમ રહે?

**જ્યોં ધરણી મહઁ હેતુ સબ, રહત યથા ધરિ દેહ;**
**ત્યોં તુલસી લે રામમહઁ, મિલકત બહુ નહિ યેહ. ૧૦**

જેમ જીવ, વૃક્ષ, ધાતુ ઇત્યાદિ બધું જ પૃથ્વીના અવલંબનથી દશ્યમાન છે, પૃથ્વીની અંદર લય પામનારું નથી, તેમ જીવમાત્ર શ્રીરઘુનાથજીને અવલંબીને પરિવર્તનશીલ રહ્યા કરે છે, પણ શ્રીરામપદે મળી જતા નથી; કારણ કે તે પુનઃ પ્રકટ થતા રહે છે.

**શોષક પોષક સમુઝિ શુચિ, રામ પ્રકાશ સ્વરૂપ;**
**યથાતથા વિનુ દેખિયે, જિમિ આદરશ અનૂપ. ૧૧**

પ્રકાશસ્વરૂપ સૂર્ય જળનું શોષણ અને પોષણ કાર્ય કરે છે, તેવી જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરવાની

પાવન રીત શ્રીરઘુનાથજીની છે. વળી સમર્થ શ્રીરઘુનાથજી અનુપમ દર્પણની પેઠે કર્મોથી નિર્લિપ્ત રહે છે. જેમ દર્પણમાં અગ્નિ અને જળની છાયા દેખાતાં દર્પણ ભિંજાતું નથી કે સળગી જતું નથી, તેમ જીવોની સાંસારિક ચેષ્ટાનું શ્રીરઘુનાથજીમાં યથાર્થ પ્રતિબિંબ થવા છતાં પોતે નિર્લિપ્ત છે.

**કર્મ મિટાયે મિટત નહિં, તુલસી કિયે વિચાર;**
**કરતબહી કે ફેર હૈ, યા વિધિસાર અસાર. ૧૨**

(જીવ સકર્મ છે અને ઈશ્વર અકર્મ છે એટલે કે કર્મમાં સ્પૃહારહિત છે. તેથી અકર્મ અને સકર્મનુ એકરૂપ થઈ જવું અશક્ય છે.) શ્રીગોસાંઈજી વિચાર કરીને કહે છે કે, કર્મ મટાડ્યાં મટતાં નથી, ત્યાં લગી હરિપદની પ્રાપ્તિમાં કર્મ અંતરાયરૂપ બનેલાં છે. પણ જો કર્મમાં રહેલી આસક્તિ છૂટી જાય તો સાર અને અસાર વસ્તુ સમજાઈ જાય છે અને સહેજે હરિપદ પામી શકાય છે.

**એક કિયે હો દૂસરો, બહુરિ તીસરો અંગ;**
**તુલસી કૈસેહુ નાનશે, અતિશય કર્મ તરંગ. ૧૩**

એકમાંથી બીજું અને બીજામાંથી ત્રીજું એમ પરંપરા સમુદ્રના તરંગની પેઠે ચાલ્યા જ કરે છે. ગોસાંઈજી કહે છે કે, એ પરંપરા કદી ટળવાની નથી. માટે એનો અંત આણવા બેસવું કેવળ વૃથા છે, પણ એની આસક્તિ છોડી દેવી જોઈએ. જેમ સમુદ્ર પાર કરવાને તેમાંનું જળ ઉલેચી શકાતું નથી, પણ જળથી અલિપ્ત રહેનારી નૌકા વડે સહેલાઈથી તરી જવાય છે.

**ઇનિ દોઉન તે રહિતભો, કોઉ ન રામ તજિ આન:**
**તુલસી યહ ગતિ જાનિ હૈ, કોઉ કોઉ સંત ...**

એક માત્ર શ્રીરઘુનાથજી શુભ અને અશુભ કિંવા પ્રારબ્ધ અને સંચિત એવાં બે પ્રકારનાં કર્મોથી રહિત છે. બાકીનાં સર્વ કર્મોમાં ગોથું ખાઈ જાય છે, એ વાત કોઈ કોઈ સુજાન સંતો જાણે છે.

**સંતનકો લૈ અમિસદન, સમુઝહિ સુગતિ પ્રવીન;**
**કર્મ વિપર્યય કબહું નહિં, સદા રામરસ લીન. ૧૫**

સંતોનું મહાપ્રસ્થાન, અમૃતધામ–સાકેતધામ છે. ઉત્તમ ગતિને જાણનારા પુરુષો જ એ વાત સમજી શકે છે અને તેથી જ તેઓ કર્મને ચકડોળે ચડતા નથી. નિરંતર શ્રીરામ સન્મુખ જ રહે છે.

**સદા એકરસ સંત સિય, નિશ્ચય નિશિકર જાન;**
**રામદિવાકર દુખહરણ, તુલસી શીલનિધાન. ૧૬**

જે સંતો બધાનો ભરોસો તજીને શ્રીરામ–જાનકીમાં મન લગાડી રહ્યા છે, તેમનું પાલન કરવામાં શ્રીજાનકીજી ચંદ્રમા સમાન છે અને તેનાં દુઃખોને હરનારા તથા શીલ-નિધાન શ્રીરઘુનાથજી સૂર્ય સમાન છે.

**સંતનકી ગતિ ઉરવિજા, જાનહુ શશિ પરમાન;**
**રમિતરહત રસમેં સદા, તુલસી રતિ નહિં આન. ૧૭**

શ્રીગોસાંઈજી કહે છે કે, જેઓને સંસારના કોઈ પણ પદાર્થ પર પ્રીતિ રહી નથી અને જેઓ સદા શ્રીજાનકીજીનાં ચરણારવિંદોમાં પોતાનું મન ભમરાની પેઠે રાખી રહ્યા છે એવા તે સંતોની ચંદ્રમા સમાન ગતિ છે; અર્થાત્ શ્રીજાનકીજી તેમની સર્વ પ્રકારે રક્ષા કરે છે.

**જાતરૂપ જિમિ અનલમિલિ, લલિતહોત તનતાય;**
**સંતશીલકરસીય તિમિ, લસહિ રામપદ પાય. ૧૮**

સોનાને અગ્નિમાં તપાવવાથી તે જેમ વિશેષ કાંતિમાન બને છે, તેમ સંતજનો ચંદ્રમા સમાન શીતળ સ્વભાવવાળાં શ્રીજાનકીજી સહિત શ્રીરઘુનાથજીના પદને પામી વિશેષ શોભા પામે છે.

**આપુહિં બાંધત આપુહઠિ, કૌન છુડાવત તાહિ;**
**સુખદાયક દેખત સુનત, તદપિ સો માનત નાહિ. ૧૯**

જીવ સંસારનાં દુઃખ સહેતો આનંદથી પડ્યો છે અર્થાત્ હાથે કરીને જે બંધાયો છે તેને કોણ છોડાવે ? વળી સુખદાયક શ્રીરઘુનાથજીનું શરણ છે એમ જાણવા છતાં પણ તે માનતો નથી. એટલે ત્યાં લગી છોડાવવાની વાત જ કયાં રહી ?

**જૌન તારતે અધમ ગતિ, ઉર્ધ્વતૌન ગતિ જાત;**
**તુલસી મકરીતંતુ ઇવિ, કર્મ ન કબહું નશાત. ૨૦**

ગોસાંઈજી કહે છે, કરોળિયાના તાંતણાની પેઠે કર્મતંતુઓ તૂટતા નથી. કરોળિયો જે તાર વડે ઉપર ચડી શકે છે, તે જ તાર પકડીને નીચે પણ ઊતરે છે. તે પ્રમાણે કર્માનુસાર અધમ કે ઊર્ધ્વ ગતિ પ્રાપ્ત થાય છે. જીવ જેવા સ્નેહથી વિષયનું ચિંતન કરે છે, તેવા સ્નેહથી ભગવાનનું ચિંતન કરે છે, તો તેને ઊર્ધ્વ ગતિ છે; નહિ તો તેની અધમ ગતિ છે. માત્ર કર્મો નાશ પામનારાં નથી; તે તો જીવને ઉપર કે નીચે સદ્ગતિ કે દુર્ગતિમાં ફેરવે જ છે.

**જહાં રહત તહઁ સહ સદા, તુલસી તેરી બાનિ;**
**સુધરૈ વિધિવશ હોય જબ, સતસંગતિ પહિચાનિ. ૨૧**

હે મન! તું જ્યાં જઈશ ત્યાં કર્માનુસાર ઘડાયેલી તારી ટેવ સાથે જ રહેશે. માત્ર જો દૈવયોગે સત્સંગતિ પ્રાપ્ત થઈ જાય, તો જ અવશ્ય તે સુધરી જશે; અર્થાત્ ત્યારે વિષયમાં વૈરાગ્ય ઊપજીને ભગવાનમાં મન લાગશે–બીજો કોઈ ઉપાય નથી.

**રવિરજનીશ ધરા તથા, ઇહિ અસ્થિર અસ્થૂલ;**
**સૂક્ષ્મ ગુણકો જીવકર, તુલસી સો તનમૂલ. ૨૨**

પૃથ્વીના ચરાચર જીવોને બે પ્રકારનાં શરીરો મળે છે: એક સૂક્ષ્મ છે અને બીજું સ્થૂળ છે. સૂક્ષ્મ શરીર જીવનું મૂળ શરીર છે. એ જ સૂક્ષ્મ શરીર વાસનાથી પ્રેરાઈને સ્થૂળ દેહ ધારણ કરે છે અને સુખદુઃખ ભોગવે છે. પૃથ્વીના જીવોને જેમ સૂર્ય–ચંદ્ર પોષે છે, તેમ પૃથ્વી સહિત જીવોનાં સૂક્ષ્મ શરીરોને શ્રીરામજાનકી પોષે છે.

**આવત અપ રવિતે યથા, જાત તથા રવિ માँહિ;**
**જંહાં તે પ્રકટતહી દુરત, તુલસી જાનત તાહિ. ૨૩**

જેમ પાણી સૂર્યથી પ્રકટ થઈ ભૂમિ પર આવે છે અને પાછું સૂર્યમાં લીન થઈ જાય છે, તેમ જીવ ઈશ્વરની પ્રકાશ-પ્રકૃતિ વડે પ્રકટ થઈને દેહરૂપી ભૂમિમાં આવે છે અને પાછો અંતકાળે–પ્રલયકાળે ઈશ્વરમાં લીન થાય છે. તે ઉત્પત્તિ, પાલન અને લયને કરનારા શ્રીરઘુનાથજી છે, એમ શ્રી-ગોસાંઈજી જાણે છે.

**પ્રકટ ભયે દેખત સકલ, દુરત લખત કોઈ કોય;**
**તુલસી યહ અતિશય અગમ, બિનગુરુ સુગમ ન હોય.૨૪**

'જળ પૃથ્વી પર વરસે છે, ત્યારે સહુ કોઈ દેખી શકે

છે, પણ પૃથ્વી પરથી ઉપર ખેંચાય છે, ત્યારે કોઈ જાણતું નથી–જોઈ શકતું નથી. તે પ્રમાણે જીવ જન્મે છે, ત્યારે સૌ કોઈ જાણે છે પણ મૃત્યુ પછી જીવ ક્યાં ગયો તે રહસ્ય સૌ કોઈ જાણતાં નથી; પરમાર્થને જાણનારા કોઈક જ આ જાણી શકે છે; કારણ કે એ રહસ્ય અત્યંત અગમ છે; ગુરુ-કૃપા વિના પરલોકનો માર્ગ જાણી શકાતો નથી.

**યા જગ જે નયહીન નર, બરબસ દુખ મગ જાહિં;**
**પ્રકટત દુરત મહાદુખી, કેહૅલગિ કેહિયત તાહિ. ૨૫**

આ જગતમાં જે મનુષ્યો નીતિને જાણતા નથી, તેઓ દુઃખના માર્ગમાં બળાત્કારે ઘસડાઈ જાય છે. તેઓ વારંવાર જન્મે છે અને મરે છે અને એમ મહાદુઃખી બની રહે છે. તેઓ વિષે શું કહેવું?

**સુખદુખમગ અપને ગહે, મગકેહુ ગહત ન ધાય;**
**તુલસી રામ પ્રસાદ બિનુ, સો કિમિ જાનો જાય. ૨૬**

સુખી અને દુઃખી થવાના માર્ગો મનુષ્યે પોતાને હાથે કરીને પકડ્યા છે. એ માર્ગો કાંઈ પોતાની મેળે ઊડીને માણસને વળગ્યા નથી. જેવાં કર્મ કરો તેવાં ફળ પામો. ગોસાંઈજી કહે છે કે, શ્રીરામજીની કૃપા વિના સુખદુઃખના હાલ સમજી શકાતા નથી.

**મહિતે રવિ રવિતે અવનિ, સપનેહું સુખકહું નાહિં;**
**તુલસી તબ લગિ દુખિત અતિ,**
**શશિમગુ લહત ન તાહિ. ૨૭**

પૃથ્વીથી સૂર્ય અને સૂર્યથી પૃથ્વી–એ પ્રમાણે પાણી ઘૂમ્યા કરે છે, તે પ્રમાણે જીવનાં જન્મ અને મરણ નિરંતર

ધૂમતાં જ રહે છે. સ્વપ્નમાંય સુખ નથી. ગોસાંઈજી કહે છે, જ્યાં લગી શશીરૂપ શ્રીજાનકીજીને શરણે જવાશે નહિ, ત્યાં લગી જન્મમરણના ફેરા ટળશે નહિ.

**સંતનકી ગતિ શીતકર, લેશકલેશ ન હોય;**
**સો સિયપદ સુખદા સદા, જાનુ પરમપદ સોય. ૨૮**

સંતોને ચંદ્રમારૂપ શ્રીજાનકીજીની શરણાગતિ છે તેથી તેમને જરા પણ કલેશ નથી; કારણ કે શ્રીજાનકીજી સુખ આપનારાં છે. તે ક્ષમાવાળાં હોવાથી અપરાધો માફ કરનારાં છે, કરુણાવાળાં હોવાથી પાલનપોષણ કરનારાં છે અને તે શ્રીરઘુનાથજીનું પદ પ્રાપ્ત કરાવનારાં છે.

**તજત અમિય શશિ જાનિ, જગ તુલસી દેખત રૂપ;**
**ગહત નહીં સબ કહું વિદિત, અતિશય અમલ અનૂપ. ૨૯**
**શશિકર સુખદ સકેલ જગત, કો તેહિ જાનત નાહિ;**
**કોક કમલ કર દુખદકર, તદપિ દુખદ નહિં તાહિ. ૩૦**

અત્યંત નિર્મળ અને અનુપમ ચંદ્રપ્રકાશને જગત જોઈ રહે છે; અમૃતમય ચંદ્રને કોઈ ગ્રહણ કરતું નથી. ઊલટું તજી દે છે. ચંદ્રમા અમૃત વરસતો હોય છે, ત્યારે દુનિયા ઊંઘતી હોય છે. તે તો આગ જેવાં સૂર્યકિરણોમાં જાગે છે; એવી એને ટેવ છે.

સહુ કોઈ જાણે છે કે ચંદ્રકિરણો સુખ આપનારાં છે, તોપણ તે જ કિરણો ચક્રવાક અને કમળને દુ:ખ કરનારાં થઈ પડે છે. તેનું કારણ કમળ અને ચક્રવાકનું વિપરીત જીવન છે. તે પ્રમાણે માયામોહાદિના અભ્યાસ વડે વિપરીત જીવન બની ગયેલા જગતને શ્રીજાનકીજીનું શરણ ગમતું નથી અને જ્ઞાનનાં

લુખ્ખાં રવિકિરણો ખુશીથી સહે છે. તેને ભક્તિની શીતળ ચંદ્રિકા માફક આવતી નથી.

**બિન દેખે સમુઝે સુને, સોઉ લૈ મિથ્યા વાદ;**
**તુલસી ગુરુગમકે લખે, સહજહિં મિટે વિષાદ. ૩૧**

પોતે જોયા વિના, બીજાના કહેવા પરથી, સમજી લીધું કે ચંદ્રકિરણો કમળ અને ચકવાકને દુઃખ ઉપજાવનારાં છે. પણ એ ખોટું સમજી રાખ્યુ છે. તે પ્રમાણે શ્રીજાનકીજી અર્થાત્ ભક્તિ જે જીવમાત્રનો ઉદ્ધાર કરનારી છે, તેને વિષયી જીવો વિના વિચારે દુઃખદાયી માની રહ્યા છે. આ કેવળ તેમનો ભ્રમ છે. ગોસાંઈજી કહે છે કે, એ વાત ગુરુકૃપા થકી સમજાય તો જ મિથ્યાવાદ દૂર થાય એમ છે.

**બરષિ વિશ્વ હરષિત કરત, હરત તાપ અઘપ્યાસ;**
**તુલસી દોષન જલદકર, જ્યોં જડ કરત જવાસ. ૩૨**

મેઘ વરસીને વિશ્વને આનંદ પમાડે છે. તાપ, પાપ અને તૃષાને શાંત કરે છે. તુલસીદાસજી કહે છે કે, એમાં પણ જડ જવાસો સુકાઈ જાય છે, તો તે મેઘનો દોષ નથી; એ તો જવાસાની ઊલટી ખાસિયત છે.

**ચંદ્ર દેત અમિ લેત વિષ, દેખહુ મનહિં વિચાર;**
**તુલસી તિમિ સિયસંતવર, મહિમા વિશદ અપાર. ૩૩**

ચંદ્રમા સૃષ્ટિમાં અમૃત ભરે છે અને વિષ હરી લે છે. તે પ્રમાણે શ્રીજાનકીજી ક્ષમા કરીને, દયા કરીને તથા દોષ હરીને સંતોને શ્રેષ્ઠ કરે છે, એનો મહિમા નિર્મળ અને અપાર છે.

**રસમ વિદિત રવિરૂપ લખુ, શીત શીતકર જાન;**
**લસત યોગ યશકર ભવ, તુલસી સમુઝ સમાન. ૩૪**
**લેતિ અવનિ રવિઅંશુ કહુઁ, દેતિ અમિય અપસાર;**
**તુલસી સૂક્ષમકો સદા, રવિરજનીશ આધાર. ૩૫**

સૂર્યનાં કિરણો તપાવનારાં છે અને ચંદ્રનાં શાંત કરનારાં છે. એ બન્નેનો એક સ્થળે યોગ થાય તો જ યશસ્વી કાર્ય થઈ શકે, અત્યંત ભૂખ લાગ્યા પછી ભોજન શાંતિ કરનારું થાય છે. સૂર્યતાપથી તપેલાને રાત્રે ચંદ્રનાં કિરણો આનંદ આપે છે. હવે જો એકલો જ સૂર્ય કે એકલો જ ચંદ્ર પ્રકાશતો હોય, તો પરિણામ યશસ્વી બને એમ નથી. તે જ પ્રમાણે રવિરૂપ શ્રીરઘુનાથજી અને ચંદ્રમારૂપ શ્રીજાનકીજી એઉની સમાન આવશ્યકતા છે.

સૂર્યકિરણો વડે તપેલી ભૂમિને રાત્રે ચંદ્રમા શાંત કરે છે અને અમૃત સીંચીને પૃથ્વીનું પાલન કરે છે. સ્થૂલભૂમિમાં સૂક્ષ્મરૂપ જીવનો આધાર જેમ સૂર્યચંદ્ર છે, તેમ સ્થૂલદેહમાં સૂક્ષ્મરૂપ જીવનો આધાર શ્રીરામજાનકી છે. જ્ઞાનરૂપ કિરણો વડે તપીને શ્રીરઘુનાથજી સૂક્ષ્મ શરીરને શુદ્ધ કરે છે, ત્યારે ભક્તિનાં શીતળ કિરણો વડે શ્રીજાનકીજી એ તપેલા જીવને આનંદરૂપ બનાવે છે.

**ભૂમિ, ભાનુ અસ્થૂલ અપ, સકલ ચરાચરરૂપ;**
**તુલસી બિન ગુરુ ના લહૈ, યહ મત અમલ અનૂપ. ૩૬**

સ્થૂલશરીર ભૂમિમાં સૂક્ષ્મશરીર જળનો આધાર જેમ સૂર્ય છે, તેમ ચરાચર જીવમાત્રનાં સ્થૂલ શરીરોમાં, સૂક્ષ્મરૂપ જળની પેઠે રહેલા જીવોનો આધાર શ્રીરઘુનાથજી છે. શ્રીગુરુ

કૃપાથી આ રહસ્ય સમજી શકાય એવું છે. એ જાણ્યા પછી ભક્તિનો માર્ગ નિર્મળ અને અનુપમ બની રહે છે.

**તુલસી જે લયલીન નર, તે નિશિકરત નલીન;**
**અપરસકલરવિ-ગતભયે, મહાકષ્ટ અતિ દીન. ૩૭**

શ્રીગોસાંઈજી કહે છે કે, જે મનુષ્યો નીતિને જાણનારા છે તેઓ ચંદ્રમારૂપ શ્રીજાનકીજી અર્થાત્ ભક્તિમાં તલ્લીન થઈ રહે છે; તેથી તેમને લેશ પણ દુઃખ નથી. બાકીના સૌ પોતાના જ અભિમાને કરીને જ્ઞાનના માર્ગમાં આથડે છે અને સૂર્યનાં કઠણ કિરણો સહેવાની ગતિમાં મુકાઈ મહાકષ્ટ ઉઠાવે છે. તેઓ વૈરાગ્ય, શમ, દમ, ઉપરામ, તિતિક્ષા, શ્રદ્ધા, મુમુક્ષુતા અને વિવેક ઇત્યાદિ સાધનો આચરતાં તેમાં વારંવાર નિષ્ફળ થાય છે અને તેથી અત્યંત દીન બને છે; કારણ કે માયા અનેક વિઘ્નો કરીને તેમને ડગલે ને પગલે કસોટી કરી નાખે છે, પણ ભક્તિ નિર્વિઘ્ન છે.

**તુલસી કવનેહું યોગતે, સતસંગતિ જબ હોય;**
**રામ મિલન સંશય નહીં, કહહિં સુમતિ સબ કોય. ૩૮**

એવી નિર્વિઘ્ન ભક્તિ કેવી રીતે પ્રાપ્ત થાય તેનો ઉપાય દર્શાવતાં ગોસાંઈજી કહે છે: જો કોઈક જોગથી સત્સંગતિ મળી જાય તો જરૂર શ્રીરઘુનાથજીનું મિલન થાય, એમાં સંશય નથી, એ પ્રમાણે બધા સંતો કહે છે. સત્સંગ એ જ એક ભક્તિ મેળવવાનો સુંદર ઉપાય છે.

**સેવકપદ સુખકર સદા, દુખદ સેવ્યપદ જાન;**
**યથાં વિભીષણુ રાવણુહિ, તુલસી સમુઝ પ્રમાન. ૩૯**

સૌને શેઠ બની બેસવાની લાલસા છે; પણ ચાકર

થઈને બીજાની સેવા કરવાની કોઈને ઇચ્છા નથી. તેથી સેવકની પદવી સદાને માટે સ્પર્ધારહિત છે અને સુખ કરનારી છે, પણ સ્વામીની પદવી દુ:ખદ છે, કારણ કે સ્વામીની પદવીના વિરોધી અને પ્રતિસ્પર્ધી ઘણા હોય છે ગોસાંઈજી એનું ઉદાહરણ આપે છે કે સેવક બનીને વિભીષણ સુખી થયો અને સ્વામી બનીને રાવણ માર્યો ગયો.

**શીત ઉષ્ણકર રૂપ યુગ, નિશિ દિનકર કરતાર;**
**તુલસી નિત કહૈં એક નહિં, નિરખહુ કરિ નિરધાર. ૪૦**

વિચાર કરીને જોતા જણાય છે કે સૂર્ય અને ચદ્ર દિવસ અને રાત્રિના કર્તા નથી, અર્થાત્ તેઓ પોતાની ઇચ્છા પ્રમાણે દિવસરાત્રિ કરનાર નથી. પણ ઈશ્વરે સૂર્યને ઉષ્ણ સર્જ્યો છે અને તેના સંસર્ગમા આવનારી પૃથ્વી પ્રકાશિત બને છે-એવુ જ ચદ્રમાનુ છે. વાસ્તવિક જોતા તેઓ કર્તા નથી-માત્ર કર્મનો જ એક પ્રકાર છે.

**નહિં નૈનન કાહૂ લખ્યો, ધરત નામ સબ કોય;**
**તાતે સાંચો હૈ મસુઝ, જૂઠ કબહું નહિં હોય. ૪૧**

સૂર્ય અને ચદ્રની છેક પાસે જઈને કોઈએ જોયુ નથી કે તેઓ કેવાક ઉષ્ણ અને શીતળ છે, પણ દિવસ અને રાત્રિના સમય પરથી સૌ કોઈ કહે છે કે સૂર્ય ઉષ્ણ છે અને ચદ્ર શીતળ છે. એટલે એ બન્નેને એ પ્રમાણે માનવામા આવે છે.

**વેદ કહત સબકો વિદિત, તુલસી અમિય સ્વભાવ;**
**કરત પાન અપિરુજહરત, અવિરલ અમલ પ્રભાવ. ૪૨**

ગોસાઈજી કહે છે કે અમૃતનો સ્વભાવ વેદો કહે છે

અને સૌ કોઈ જાણે છે કે અમૃતપાન કરતાં રોગ દૂર થાય છે અને અમર થવાય છે. એવો એનો વિરલ અને નિર્મળ પ્રભાવ છે.

**ગંધશીત અપિ ઉષ્ણતા, સબહિ વિદિત જગજાન;**
**મહિ બન અનલ સુઆનિ લગ, બિનદેખે પરમાન. ૪૩**

ઉપરના દોહાઓમાં સૂર્ય, ચંદ્ર અને અમૃત એ ત્રણે વિના જોયે માનવાં જ પડે એવાં પ્રમાણ દર્શાવ્યાં છે. તે પ્રમાણે પૃથ્વીની ગંધ, જળની શીતળતા, અગ્નિની ઉષ્ણત,– એ ત્રણે લોકવિદિત વાત છે. તેમ જ વળી પૃથ્વીની સુગંધ વાયુમાં વહીને સુગંધિત વાયુ વહે છે; જળની શીતળતા મળતાં શીતળ અને અગ્નિની ઉષ્ણતા વહીને ઉષ્ણવાયુ બને છે. આ બધી ક્રિયા પ્રત્યક્ષ જોઈ શકાતી નથી છતાં તેને માન્યા વિના છૂટકો નથી.

**ઇનિમહઁ ચેતન અમલઅલ, વિલખત તુલસીદાસ;**
**સો પદ ગુરુ ઉપદેશ સુનિ, સહજ હોત પરકાસ. ૪૪**

આકાશ, પૃથ્વી, અગ્નિ, જળ, વાયુ–એ પાંચે જડ તત્ત્વોમાં એક ચેતન, નિર્મળ અને પરિપૂર્ણ અંતરાત્મા વિલસી રહ્યો છે. તે ચૈતન્યપદનું જ્ઞાન ગુરુનો ઉપદેશ સાંભળીને પ્રાપ્ત થાય એવું છે.

જડ તત્ત્વોનાં શીતઉષ્ણ ઇત્યાદિ કાર્યોને જોયા વિના પણ માનવાં જ પડે છે, તો પછી તેની અંદર વિરાજી રહેલો ચેતન આત્મા ન માન્યે કેમ ચાલે?

**યહિ વિધિ તે વરબોધ ઇહ, ગુરુપ્રસાદ કોઉ પાવ;**
**હૈં તે અલ તિહુઁ કાલ મહઁ, તુલસીસહજ પ્રભાવ. ૪૫**

આ પ્રમાણે શ્રેષ્ઠ આત્મબોધ, કોઈક સજ્જન ગુરુકૃપાથી પામીને કૃતાર્થ થાય છે અને ચૈતન્યરૂપના પ્રભાવ વડે સહજ સુખી તથા પૂર્ણકામ બની રહે છે.

**કાકસુતા સુત વા સુતા, મિલત જનનિ પિતુ ધાય;**
**આદિ મધ્ય અવસાનગત, ચેતન સહજ સ્વભાય. ૪૬**

જેમ કાગડીના માળામાં મોટું થયેલું કોયલનું બચ્ચું પોતાનાં માબાપને જોઈને દોડીને જઈ મળે છે, તેમ વિષયવશ જીવ ઈશ્વરનું જ્ઞાન થતાંવેંત સહજ સ્વભાવે તેને જઈ મળે છે. આદિ, મધ્ય અને અંત એમ ત્રણે કાળમાં જીવનો સહજ સ્વભાવ ઈશ્વરને પામવાનો છે.

**સમતા સ્વારથ હીન તે, હોત સુવિશદ વિવેક;**
**તુલસી યહ તિનહીં ફબૈ, જિનહિં અનેક ન એક. ૪૭**

ચરાચરમાં શત્રુમિત્રભાવ ટળીને સમદૃષ્ટિ પ્રાપ્ત થાય ત્યારે સમતા આવી કહેવાય. આવી સમતા મેળવતાં સ્વાર્થ અર્થાત્ સંસારનાં સુખો–સુંદર સ્ત્રી, સુગંધ, સુંદર વસ્ત્ર, આભૂષણ, તાંબૂલ, ઉત્તમ ભોજન અને ગજાદિ વાહન એ સુખો આડે આવે છે; તેમાં વૈરાગ્ય થઈને નિર્મળ વિવેક પ્રાપ્ત થાય ત્યારે સારાસારનો વિચાર આવે છે અને મન ભગવાન તરફ વળે છે. ગોસાંઈજી કહે છે કે, તેને જ એવી સ્થિતિ પ્રાપ્ત થાય છે કે જેને એકમાત્ર શ્રીરામનો ભરોસો છે.

**સબ સ્વારથ સ્વારથ રટત, તુલસી ઘટત ન એક;**
**જ્ઞાન રહિત અજ્ઞાનરત, કઠિન કુમનકર ટેક. ૪૮**

બધાં જ સુખ-સુખ ઝંખ્યા કરે છે. તેમનાં સુખોના એકએક મનોરથો કદી ઘટતા જ નથી. વિષયસુખ જેમજેમ

ભોગવાતાં જાય છે, તેમતેમ વધતાં જ જાય છે. ગોસાંઈજી કહે છે કે, વિષયાસક્ત જીવોના મનની અજ્ઞાનને લીધે એવી અવળી ચાલ થઈ રહી છે કે જેથી તેઓ વિષયોને છોડી શકતા નથી અને તેઓ સુખોની આશાને ધીરેધીરે એક મોટી આફત જેવી બનાવી લે છે.

**સ્વારથ સોજાનહુ સદા, જાસોં વિપતિ નશાય;**
**તુલસી ગુરુ ઉપદેશ બિન, સો કિમિ જાનો જાય. ૪૯**

જેથી કરીને વિપત્તિ દૂર થાય, તે જ ખરો સ્વાર્થ કહેવાય. વિષયસુખોનો સ્વાર્થ શા કામનો? તેથી તો મોતની આફત ભોગવવી પડે. જીવનો ખરો સ્વાર્થ એકમાત્ર શ્રીરઘુનાથજીનું શરણ છે. પણ ગોસાંઈજી કહે છે કે, ગુરુના ઉપદેશ વિના કે સત્સંગ વિના એ શરણ પ્રાપ્ત થતું નથી. ગુરુના ઉપદેશ પ્રમાણે ચાલીને સત્સંગ કરે તો આપત્તિ દૂર થાય.

**કારજ સ્વારથ હિત કરૈ, કારણ કરે ન હોય;**
**મનવાછિય વિશેષ તે, તુલસી સમઝહુ સોય. ૫૦**

સહુ કોઈ પોતાના સુખ માટે કાર્ય કરે છે કારણ શોધવા કોઈ ખુશી નથી. જેમકે ઘી, સાકર અને મેંદો, તૈયાર મળી જાય તો જલેબી કરી નાંખે અથવા મલમલનો તાકો મળી જાય તો સુંદર વસ્ત્રો સીવી નાંખે; પણ મલમલ અને સાકર જેમાંથી નીપજ્યાં છે તે કારણરૂપ કપાસિયાનો છોડવો અને શેરડીનો સાંઠો એ પેદા કરી લેવા કોઈ તૈયાર નથી. ગોસાંઈજી કહે છે કે, તે પ્રમાણે હરિનું શરણ પ્રાપ્ત કરવાને સુમતિરૂપ ભૂમિ, સત્સંગરૂપ બીજ, જ્ઞાનરૂપ તૂલ, યમ નિયમનું નિંદણું, નિવૃત્તિસમય-કાલું ફાટવું, વૈરાગ્યરૂપ વીણી

પડવી, વિવેકરૂપ પીલવું, દમ-પીંજવું, શમ-કાંતવું, ઉપરામ-વણવું-ઇત્યાદિ સાધનો વડે જ્ઞાનરૂપી વસ્ત્ર, હરિસ્નેહરૂપ દરજી સીવીને તૈયાર કરે છે અને જીવને પહેરાવે છે. પણ જો એમાંનું કંઈ જ ન કરે તો વિના કારણ હરિપ્રાપ્તિરૂપ સ્વાર્થ કેમ સાધી શકાય?

**કારણ કારજ જાનતા, સબ કાહૂ પરમાન;**
**તુલસી કારજકાર જો, સો તૈં અપર ન આન. ૫૧**

પ્રત્યેક વ્યાપારનાં કારણ અને કાર્ય પ્રસિદ્ધ છે અને તે કર્તાને અધીન છે. જેવાં શુભાશુભ કર્મ કરે તેવાં તે ભોગવે છે.

**બિન કરતા કારજ નહીં, જાનત હૈં સબ કોય;**
**ગુરુમુખ શ્રવણ સુનત નહીં, પ્રાપ્તિ કવન વિધિ હોય. ૫૨**

કર્તા વિના કાર્ય હોઈ શકતું નથી, એ વાત સૌ કોઈ જાણે છે. પણ ગુરુમુખથી કાંઈ જ સાંભળવું નથી અને તે પ્રમાણે કરવું નથી, તો પછી ફળની પ્રાપ્તિ ક્યાંથી હોય?

**કરતા કારણ કારજ હૈ, તુલસી ગુરુ પરમાન;**
**લોપતકરતા મોહવશ, ઐસો અબુધ મલાન. ૫૩**

ગોસાંઇજી કહે છે કે કર્તા, કાર્ય, કારણ અને માર્ગદર્શક ગુરુ એ ચારે પ્રમાણભૂત છે; અર્થાત્ કર્તાએ ગુરુની આજ્ઞાને અનુસરી કારણ શોધીને કાર્યતત્પર રહેવું જોઈએ. પણ કર્તા એવો મૂર્ખ, મલિન અને મોહમાં લુબ્ધ થઈ જાય છે કે તે કાંઈ જ કરતો નથી. વિષયોમાં જ ડૂબ્યો રહીને તે છેવટે માર્યો જાય છે.

**અનિલ સલિલ વિનિયોગતે, યથા વીચ બહુ હોય;**
**કરત કરાવત નહિં કછુક, કરતા કારણ સોય. ૫૪**

વાયુ અને જળના સંયોગથી મોજાં ઉત્પન્ન થાય છે. ત્યાં વાયુ લહરી ઉત્પન્ન કરતો નથી કે પાણીની પાસે તે કરાવતો નથી; છતાં પણ કાર્યરૂપ લહરો ચડે છે. તે પ્રમાણે જો કોઈ શ્રદ્ધારહિત કર્તા પણ સત્સંગના પ્રભાવમાં આવે છે, તો ભજનરૂપ કાર્ય એની મેળે થવા માંડે છે.

**ક્ષેમ ધરણુ કરતાર કર, તુલસી પતિ પરધામ;**
**સો વરતર તા સમ ન કોઉ, સબ વિધિ પૂરણુ કામ. ૫૫**

સ્વામી શ્રીરઘુનાથજીના સાકેતધામની પ્રાપ્તિ થાય, તો જ કર્તાની ક્ષેમકુશળતા છે, એ જ એક અનુપમ સ્વાર્થ છે અને સર્વ કામનાઓ પૂર્ણ કરનાર છે.

**કર્તા કારણુ સાર પદ, આવૈ અમલ અભેદ;**
**કર્મ્મ ઘટત અપિ બઢત હૈ, તુલસી જાનત વેદ. ૫૬**

કર્તા, કારણુ અને કાર્ય એ ત્રણમાં કર્તા અને કારણુ એ બે પદ સારાંશ છે; કારણુ કે તે સદા એકરૂપ રહેનારાં છે. કર્તા જ્યારે શ્રદ્ધાયુક્ત થઈને સત્સંગરૂપ કારણુ જાણી લે છે, ત્યારે મન હરિ સન્મુખ થાય છે અને ભેદરહિત નિર્મળ વિવેક પ્રાપ્ત થાય છે. પણ એ જ કર્તા વિષયી મનુષ્યોના કુસંગમાં ચડે છે, ત્યારે તે પાપકર્મ કરી રહે છે. આ પ્રમાણે કર્મની વધઘટ થયા કરે છે. તેથી કર્મ સારાંશ નથી.

**સ્વેદજ જવન પ્રકારતે, આપ કરૈ કોઉ નાહિં;**
**ભયે પ્રકટ તેહિકે સુનૌ, કૌન વિલોકત તાહિ. ૫૭**

કારણુ પામીને કર્મ પોતાની મેળે પ્રકટ થાય છે.

વાળમાં જેમ જૂ, લીખ વગેરે શરીરના પરસેવાના કારણથી પેદા થાય છે અને તેની ઉત્પત્તિ કેવી રીતે થઈ તે કોઈ જાણી શકતું નથી, તેમ જીવનાં શુભાશુભ કર્મ કારણ પામીને પેદા થાય છે.

**ભયો વિષમતા કર્મ મહઁ, સમતા કિયે ન હોય;**
**તુલસી સમતા સમુઝકર, સકલ માનમદ ધોય. ૫૮**

કુસગરૂપ કારણ પામીને કર્મ વસમાં બની રહે છે, ત્યારે તેને શુદ્ધ કરવાં કઠિન છે, તેથી પ્રથમથી જ સમતાનું સ્વરૂપ સમજી લેવું એટલે કે માન, મદ વગેરે કુસંગ ત્યજી દેવા. એમ ભક્તિપથનું સેવન કરવું ઉચિત છે.

**સમ હિત સહિત સમસ્ત જગ, સુહૃદ જાન સબ કાહુ;**
**તુલસી યહ મત ધારુ ઉર, દિનપ્રતિ અતિસુખ લાહુ. ૫૯**

હિતેચ્છુ સમભાવ ધારણ કરીને આખા જગતને મિત્ર કરીને માનો, તો નિત્ય પ્રતિ સુખ અને લાભ પ્રાપ્ત થાય.

**યહ મન મહઁ નિશ્ચયે ધરહુ હૈ, કોઉ અપર ન આન;**
**કાસન કરત વિરોધ હઠિ, તુલસી સમુઝ પ્રમાન. ૬૦**

મનમાં એવો નિશ્ચય કરો કે ઘટઘટમાં ઈશ્વર રહેલો છે, બીજો કોઈ નથી અને એમ જાણ્યા પછી વિરોધ કરવાપણું ક્યાં રહ્યું ? જો પોતે વિરોધ ન કરે તો તેનો વિરોધી કોઈ પણ નથી.

**મહિજલ અનલ સુ અનિલ નભ, તહાં પ્રકટ તવ રૂપ;**
**જાનિજાય બરબોધતે, અતિશુભ અમલ અનૂપ. ૬૧**

પૃથ્વી, પાણી, આકાશ, તેજ અને વાયુ–એ પાંચ

તત્ત્વોના બનેલા શરીરમાં અત્યંત શુભ, નિર્મળ અને અનુપમ જીવાત્મા પોતાનું ભગવત્સ્વરૂપ ભૂલીને પ્રકટ થયેલો છે. આ વાત શ્રેષ્ઠ બોધ વડે જાણી શકાય એવી છે. એટલે અહીં વિરોધ કરવાનું ખરું કારણ કંઈ જ નથી.

**જો પૈ આકસ્માત તે, ઉપજે બુદ્ધિવિશાલ;**
**ના તો અતિછલહીન હ્વૈ, ગુરુસેવન કછુ કાલ. ૬૨**

ઉપર કહેલો શ્રેષ્ઠ બોધ પ્રાપ્ત કરવા માટે કાં તો પુણ્યને યોગે અકસ્માત્ ઉદારબુદ્ધિનો વિકાસ થાય અથવા સરળ ભાવથી શ્રીગુરુપદનું સેવન થાય, તો કૃતાર્થ થવાય.

**કારજયુગ જાનહુ હિયે, નિત્ય અનિત્ય સમાન;**
**ગુરુગમતે દેખહિં સુજન, કહ તુલસી પરમાન. ૬૩**

નિત્ય અને અનિત્ય અર્થાત્ ચિરસ્થાયી અને ક્ષણજીવી એ બેઉ પ્રકારનાં કર્મો સમાન છે એટલે કે માંદાને મીઠાઈ અને દવા બેઉ કડવાં છે. દવા સ્વાભાવિક કડવી છે અને મીઠાઈ કુપથ્ય હોવાથી કડવી ઝેર છે. તે પ્રમાણે ભવરોગથી પીડાઈ રહેલા માંદા જીવને સાંસારિક વિષયસુખો અર્થાત્ અનિત્ય કર્મો કુપથ્ય છે અને ભગવત્સંબંધી નિત્યકર્મો, ઔષધ જેવાં કડવાં છે પણ પથ્ય છે. એ બેમાંથી કયાં ગ્રહણ કરવાં તે સુજન પુરુષો ગુરુની કૃપાથી માત્ર જાણી લે છે.

**મહિમયંક અહિનાથકો, આદિ જ્ઞાન ભૌભેદ;**
**તાવિધિ તેઈ જીવ કહઁ, હોત સમુઝ બિનખેદ. ૬૪**

પૃથ્વીમાં સ્વાભાવિક અંધકાર છે, કોઈ કાંઈ જ જોઈ શકે તેમ નથી, પણ સૂર્ય અને ચંદ્રના પ્રકાશને આધારે સર્વ પ્રથમ જ્ઞાન થયું અને વન, સરિતા, પહાડ, માર્ગ,

પોળું અને કાળું ઇત્યાદિ અનેક દ્રશ્યો વિના શ્રમે દેખાતાં થયાં. અંધારી પૃથ્વીના માર્ગો જોવાને જેમ સૂર્યચંદ્રની જરૂર છે, તેમ મહામોહરૂપી અંધકારમાં પડેલા જીવને જ્ઞાન-ભક્તિરૂપી સૂર્યચંદ્રની અત્યંત આવશ્યકતા છે; કારણ કે તે વિના વિવેકનો પ્રકાશ નથી અને પ્રકાશ વિના કોણ કયાં છે તે સૂઝતું નથી. સંસારવનમાં કામક્રોધાદિ વાઘો પડેલા છે; ભવસરિતા ભયંકર વહેનારી છે; જાતિ, મોટાઈ, યૌવનનો ગર્વ એ બધાં પહાડ જેવાં પડ્યાં છે. આ બધું સારુંમાઠું જોઈને તેમાંથી જીવનનો સહીસલામત રસ્તો શોધવા માટે જ્ઞાનભક્તિના પ્રકાશ વિના ચાલે તેમ નથી.

**પરો ફેર નિજ કર્મ મહઁ, ભ્રમભવકા યહ હેત;**
**તુલસી કહત સુજન સુનહુ, ચેતન સમુઝ અચેત. ૬૫**

ગોસાંઈજી કહે છે કે હે સજ્જનો, સાંભળો! પોતાનાં કરેલાં કર્મોમાં ચૂક પડવાથી જ સંસારનો ભ્રમ ઊપજ્યો છે. કર્મના ચક્કરમાં પડીને જે સાવધાન અને ચેતનાવાળા છે તે પણ ગોથું ખાઈ જાય છે, ત્યાં ગાફિલ માણસોનું તો કહેવું જ શું? તેથી શુભ અને અશુભ બેઉ પ્રકારનાં કર્મો જોખમ ભરેલાં છે. એમ જાણીને શ્રીરઘુનાથજીનું શરણ એ એક જ કામ નિર્વિઘ્ન છે. ઉદાહરણ તરીકે રાજા નૃગ શુભ કર્મ કરતો-કરતો પણ ભૂલ્યો અને કાકીડો થઈને પડ્યો; રાજા ભાનુપ્રતાપ બ્રહ્મભોજન કરાવતાં છેતરાયો અને રાવણ થયો. પાર્વતીજી પણ શ્રીરઘુનાથજીની પરીક્ષા કરવા જતાં છેતરાયાં અને દુઃખનો પાર ન રહ્યો. આ બધું પ્રસિદ્ધ છે.

**નામકાર દૂષણ નાહીં, તુલસી કિયે વિચાર;**
**કર્મન કી ઘટના સમુઝિ, ઐસે વરણ ઉચાર. ૬૬**

વિચાર કર્યા વિના, પોતાની નામના કરવા માટે જે જે કર્મો કરાય છે, તે દૂષિત કર્મ બને છે. તેથી મન, વચન અને શરીરના સત્ત્વગુણી, તમોગુણી અને રજોગુણી કર્મોનો વિચાર કરીને શબ્દ બોલવો જોઈએ, એટલે પાછળથી પસ્તાવું ન પડે.

**સુજન કુજન મહિગત યથા, તથા ભાનુ શશિમાહિં;**
**તુલસી જાનત હો સુખી, હોત સમુઝ બિન નાહિં. ૬૭**

કારણ કે સૂર્યચંદ્ર એક જ સ્થાનમાં આવી મળે છે, તો ચંદ્રમા ક્ષીણ થઈ જાય છે, તેમ દુર્જનોની કુસંગતમાં મુકાઈને સજ્જનો ક્ષીણ થાય છે. અમાવાસ્યા પછી જેમ જેમ ચંદ્ર સૂર્યથી દૂર રહેતો જાય છે, તેમ તેમ પ્રકાશે છે અને પૂરેપૂરો દૂર થતાં પૂર્ણિમાને પામે છે; તેમ સજ્જનોએ દુર્જનના સંગનું સમજવું.

**માતુતાત ભવરીતિ જિમિ, તિમિ તુલસી ગતિ તોરિ;**
**માત ન તાત ન જાન તબ હૈ, તેહિ સમુઝ બહોરિ. ૬૮**

માતાપિતાના યોગથી પુત્ર થાય છે તે સંસારની રીતિ પ્રમાણે છે; વાસ્તવિક જોતાં તો માતા, પિતા, પુત્ર કાંઈ જ નથી; કારણ કે પિતાની ઇચ્છાથી સ્ત્રી અર્ધાંગના માત્ર છે અને એમાં જે પુત્ર થાય છે તે પિતા જ છે. તે પ્રમાણે ઈશ્વરની ઇચ્છાશક્તિ માયા થઈ અને તેમાં આત્મબીજવત્-ઈશ્વરનો અંશ જીવરૂપ બનીને પોતાને દેહાદિમાં માનવા લાગ્યો. તે માયામાં અર્થાત પોતાની ઇચ્છામાં જ

**સર્વ સકલ તેં હૈ સદા, વિશ્લેષિત સબ ઠાર;**
**તુલસી જાનહિં સુહૃદ જે, તે અતિમતિ શિર મૌર. ૬૯**

પાંચભૌતિક શરીરમાં આત્મા સદાકાળ સર્વસ્થળે વ્યાસ છે અને સર્વથી ન્યારો પણ છે, એમ જાણીને જે સજ્જનો સર્વમાં મિત્રભાવ ધારણ કરી રહ્યા છે તે બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ છે.

**અલંકાર ઘટના કુનક, રૂપનામ ગુણ તીન;**
**તુલસી રામપ્રસાદ તે, પરખહિં પરમ પ્રવીન. ૭૦**

સોનામાંથી કંકણ, કુંડળ, માળા વગેરે બને છે, પણ તેથી સોનાનાં નામ, રૂપ અને ગુણમાં ફેર પડતો નથી, તે જ પ્રમાણે દેહ ધારણ કરેલા આત્મતત્ત્વમાં ઘટવધ થતી નથી; જે ભક્તજનો શ્રીરઘુનાથજીના કૃપાપાત્ર છે તેઓ જ આ વાત જાણી શકે છે.

**એક પદારથ વિવિધ ગુણ, સંજ્ઞા અગમ અપાર;**
**તુલસી સુગુરુ પ્રસાદ તે, પાયે પદ નિરધાર. ૭૧**

એક જ પદાર્થમાં અનેક ગુણો અને નામ સમાયેલાં છે. એનો પાર પામવો કઠણ છે. ગોસાંઈજી કહે છે કે જેઓ ગુરુની કૃપા પામેલા છે, તેઓ જ માયાની ઉપાધિ વડે વિવિધ રૂપ જણાતા આત્મતત્ત્વ વિષે નિર્ધાર કરી શકે છે.

**ગંધનમૂલ ઉપાધિ બહુ, ભૂષણ તનગણ જાન;**
**શોભાગુણ તુલસી કહહિં, સમુઝહિં સુમતિ નિધાન. ૭૨**

સોનામાં હલકી ધાતુઓ નાખીને જાતજાતનાં ઘરેણાં બને છે અને તે ઘરેણાં શરીરના ભિન્નભિન્ન ભાગોમાં ભિન્ન-ભિન્ન શોભા ધારણ કરે છે. તે જ રીતે એક જ આત્મા

માયામાં નઆવા વડે સપડાયાથી અનેક દેહધારી બને છે અને વિરાટ દેહમાં ભાસે છે. આ વાત સુબુદ્ધિવાળા જાણી શકે છે.

**જૈસો જહાં ઉપાધિ તહઁ, ઘટિત પદારથ રૂપ;**
**તૈસો તહાં પ્રભાસ મન, ગુણગણસુમતિ અનૂપ. ૭૩**

જેને જેવી કારીગરીનો હાથ લાગ્યો, ઉપાધિ ચોંટી, તેને તેવું રૂપ પ્રાપ્ત થયું; તે પ્રમાણે કર્માનુસાર માયાની કારીગરી વડે આત્મા દેવ, નર, નાગ, પશુ, પક્ષી, કીટ ઇત્યાદિ રૂપ પામ્યો છે. તેની ઉજ્જવળતા અને વિષયનો મેલ લાગવાથી થતી તેની મલિનતા વગેરે ગુણભેદ જેઓ અનુપમ બુદ્ધિમાન છે તેઓ જ હરિકૃપાથી જાણે છે.

**જાનુ વસ્તુ અસ્થિર સદા, મિટન મિટાયે નાહિં;**
**રૂપનામ પ્રકટતદુરત, સમુઝિ વિલોકહુ તાહિં. ૭૪**

મૂળ વસ્તુ આત્મરૂપ સોનું સદા એકરસ જાણો, 'તે' ભૂસ્યું ભુસાતું નથી; તેનાં નામ અને રૂપ માત્ર પ્રગટે છે અને લોપાય છે. એમ સમજો.

**પેખરૂપ સંજ્ઞા કહબ, ગુણ સુવિવેક વિચાર;**
**ઇતનોઈ ઉપદેશ વર, તુલસી કિયે વિચાર. ૭૫**

રૂપ અને સંજ્ઞા ઓળખીને, વિવેકથી વિચારીને, તેના ગુણ કહું છું. ગોસાંઈજી વિચારીને કહે છે કે એટલો જ એક શ્રેષ્ઠ ઉપદેશ છે.

(૪૪ થી ૭૪ દોહા સુધીમાં જીવનું રૂપ અને સંજ્ઞા કહેવામાં આવ્યાં છે. હવે ઈશ્વરનાં રૂપ કહે છે. ઈશ્વર પાંચ રૂપે અનુભવમાં આવેલા છે. અંતર્યામી, પર, વ્યૂહ, વિભવ, અર્ચા; તેની સંજ્ઞા અને ગુણ જાણીને સેવન કરવું; એ જ એક શ્રેષ્ઠ ઉપદેશ છે.)

**સદા સગુણ સીતારમણ, સુખસાગર બલધામ;**
**જન તુલસી પરખે પરમ, પાયે પદ વિશ્રામ. ૭૬**

બધાં રૂપોમાં અંતર્યામી સ્વરૂપ નિર્ગુણ છે અને પર, વ્યૂહ, વિભવ તથા અર્ચા એ ચાર સ્વરૂપો સગુણ હોવાથી સુલભ છે. તેમાં એકમાત્ર વિશેષ સુલભ સીતાપતિ શ્રીરઘુનાથજી છે; કારણ કે તેમાં સંપૂર્ણ દિવ્ય ગુણો પૂરેપૂરા વિકસેલા છે. વળી તે સુખસાગર અને બળના ધામરૂપ છે. શ્રીરઘુનાથજી જેવો સબળ, પ્રણતપાલ, સરળ અને ભક્તવત્સલ માલિક બીજો કોઈ નથી. એ પ્રમાણે સમજીને ગોસાંઈજી કહે છે કે, તેને શરણે જવાથી પરમપદની પ્રાપ્તિ થાય છે.

**સગુણ પદારથ એકનિત, નિર્ગુણ અમિત ઉપાધિ;**
**તુલસી કહ હિં વિશેષ તે, સમુઝ સુગતિ સુઠિ સાધિ. ૭૭**

સગુણરૂપ શ્રીરઘુનાથજીને પ્રાપ્ત કરવાનો ઉપાય એ છે કે બધાનો ભરોંસો ત્યાગીને એકમાત્ર તેના શરણાગત થઈ રહેવું. આમ હોવાથી તે સહેલો છે પણ નિર્ગુણ સ્વરૂપને પામતાં અનેક ઉપાધિમાંથી પાર જવાનું છે. વળી જપ, તપ, યોગાદિ સાધનોથી પમાતા એ નિર્ગુણ ઈશ્વરમાં વિષયી અને પતિત જીવોનો અધિકાર પણ નથી; કારણ કે પતિત જીવો એવી અસ્રાની ધાર પર ચાલતાં પડ્યા વિના રહેતા નથી. તેથી ભક્તિ જ સૌથી શ્રેષ્ઠ ઉપાય છે.

**યથા એક માહઁ વેદગુણ, તામહઁ કો કહુ નાહિં;**
**તુલસી વર્તત સકલ હૈ, સમુઝત કોઉ કોઉ તાહિં. ૭૮**

સગુણ પદાર્થ એક શ્રીરઘુનાથજી સુલભ છે, વળી ભગ-

વાનમાં ચારે પ્રકારના ગુણો છે–ઓછું કાંઈ જ નથી. એ ગુણોમાં ચરાચર સર્વ બ્રહ્માંડો પ્રવર્તે છે. એ વાત પ્રભુના કૃપાપાત્ર સંતજનો જાણે છે.

**તુલસી જાનત સાધુજન, ઉદય અસ્તગત ભેદ;**
**બિન જાને કૈસે મિટૈ, વિવિધ જનન મન ખેદ. ૭૯**

ઉદય અને અસ્તનો ભેદ સંતો જાણે છે, તેથી જ તેઓ સુખી છે; કારણ કે સંસારને માયાએ કરેલો જૂઠો પ્રપંચ સમજીને તેઓ તેથી દૂર રહે છે. પણ એ ભેદ જાણ્યા વિના ભાતભાતના વિષયી અને હરિવિમુખ મનુષ્યોના મનનું દુઃખ કેમ ટળે?

**સંશય શોક સમૂલરુજ, દેત અમિત દુખ તાહિ;**
**અહિઅનુગત સપને વિવિધ, જાહિ પરાયણ જાહિ. ૮૦**

શંકા, શોક અને મૂળિયાં ઘાલી બેઠેલો મોહરૂપી રોગ તેને અત્યંત દુઃખ દે છે; છતાં સપનામાં વળગેલા સાપની પેઠે તે સંસારરોગથી ભાગી પણ છૂટતા નથી.

**તુલસી સાંચો શાપ હૈ, જબલગિ ખુલૈં ન નૈન;**
**સો તબલગિ જબલગિ નહીં, સુનૈ સુગુરુવર વૈન. ૮૧**

જેમ સ્વપ્નાનો સાપ ઊંઘ ઊડી જાય ત્યાં લગી જ ડરાવે છે, તેમ સંસારરૂપી સાપ સદ્‌ગુરુના વચન સુધી જ દુઃખદાયી છે; અર્થાત્ સદ્‌ગુરુના ઉપદેશથી દુઃખદાયી સંસારનો ભ્રમ ટળી જાય છે.

**પૂરણ પરમારથ દરશ, પરસત જૌલગિ આશ;**
**તૌલગિ ખન ઉત્થાન નદ, જબલગિ જલ ન પ્રકાશ. ૮૨**

વર્ષાઋતુમાં વરસાદની તાણ પડયે કોસ ચલાવવો પડે છે, તે જ્યાં લગી વરસાદ આવે ત્યાં લગી જ હોય છે અને ત્યાં લગી જ ખેતી સુકાય છે; તે જ પ્રમાણે પૂરા વિરાગ વિના, સુખનાં ફાંફાં મારતાં, વિષયનાં સુખોની આશા રાખવી પડે છે અને પરમારથ અધૂરો રહે છે.

**તબલગિ હમતે સબ બડો, જબલગિ હૈ કછુ ચાહ;**
**ચાહ રહિત કહ કો અધિક, પાય પરમપદ થાહ. ૮૩**

જ્યાં લગી અમારા મનમાં સંસારની ચાહના છે, ત્યાં લગી અમારાથી બધાં જ મોટાં છે એટલે કે વાસનારૂપી વેશ્યાને ખભે બેસાડીને અમારે ઘેરઘેર ભમવું પડે છે અને સૌની પાસે હાથ જોડવા પડે છે; પણ જેના મનમાં તૃષ્ણા નથી અને જેણે પરમપદની ભાળ કાઢી છે, તેનાથી જગતમાં બીજું કોણ મોટું છે?

**કારણ કરતા હૈ અચલ, અપિ અનાદિ અજરૂપ;**
**તાતે કારજ વિપુલતર, તુલસી અમલ અનૂપ. ૮૪**

પ્રવૃત્તિ કે નિવૃત્તિ, બન્ને માર્ગમાં કર્તા અને કારણ, અચલ, અનાદિ અને અજ રૂપ રહેલાં છે. તેથી કર્તા સત્સંગ કે કુસંગ જેવા પ્રકારના કારણમાં પ્રવૃત્ત થાય તેવી કાર્યપરંપરા ઉત્પન્ન થાય. હવે તે કારણ જો સત્સંગ હોય તો તેનાં કાર્યો નિર્મળ અને સુંદર પ્રકટે.

**કરતા જાનિ ન પરત હૈ, બિન ગુરુવર પરસાદ;**
**તુલસી નિજસુખ વિધિરહિત, કેહિવિધિ મિટૈ વિષાદ. ૮૫**

સદ્ગુરુની કૃપા વિના જીવને પોતાના સ્વરૂપનું જ્ઞાન થતું નથી. ગોસાંઈજી કહે છે કે, નિજ સુખ વિના સંસારનો સંતાપ શી રીતે મટે?

**મૃણમય ઘટ જાનત જગત, બિન કુલાલ નહિં હોય;**
**તિમિ તુલસી કરતારહિત, કર્મ કરૈ કહું કોય. ૮૬**
**તાતે કરતા જ્ઞાન કર, જાતે કર્મ પ્રધાન;**
**તુલસી નાલખિ પાઈ હો, કિયે અમિત અનુમાન. ૮૭**

ઘડો માટીનો બને છે, પણ તે કુંભાર વિના બની શકતો નથી, તે પ્રમાણે કર્તા વિના કર્મો નીપજતાં નથી. સુસંગ કે કુસંગરૂપ કારણમાં પ્રવૃત્ત થઈને કર્તા કર્મનાં ફળો ભોગવવા યોગ્ય બને છે.

તેથી સંસાર કર્મપ્રધાન છે કે કર્તાપ્રધાન છે, એ રહસ્યનું જ્ઞાન અનુમાન કર્યે થઈ શકે તેવું નથી. પણ સત્સંગ કરીને સંતોની કૃપા પ્રાપ્ત થયે એ રહસ્ય માત્ર કળી શકાય છે. જો કુસંગમાં જ પ્રવૃત્ત થવું હોય તો તેનાં ફળરૂપે તો ભવસિંધુ સરજતો જ છે. તે કર્મપ્રધાન પણ છે. માત્ર કર્તા-પ્રધાન જગત રચવું હોય તો સત્સંગમાં પ્રવૃત્ત થઈને શ્રીરામની ભક્તિરૂપ નિર્ભય કર્મ આચરવું એટલે પરમ કલ્યાણની પ્રાપ્તિ થાય.

**અનૂમાન સાક્ષી રહિત, હોત નહીં પરમાન;**
**કહ તુલસી પ્રત્યક્ષ જો, સો કહુ અપર કો આન. ૮૮**

પોતાના મનમાં કપોલકલ્પિત અનુમાનો સાક્ષીવિનાનાં હોવાથી પ્રમાણભૂત ગણાતાં નથી; તેમ જ જે આત્મસ્વરૂપ પ્રત્યક્ષ છે, તેને ઢૂંઢવાને અનુમાનની આવશ્યકતા પણ નથી. એટલા માટે સત્સંગ અને હરિભક્તિ એ એક જ માર્ગે શ્રદ્ધાપૂર્વક ચાલતા થવું જોઈએ. કારણ કે જે સ્થાન વિષે-તે કેટલું દૂર છે અને ક્યાં છે-આપણે જાણતા ન હોઈએ, તે સ્થળની અટકળ કર્યા કરવી નિરર્થક છે. માત્ર એ સ્થળે જે મુસાફરો પહોંચેલા છે, તેમના શબ્દો પર વિશ્વાસ રાખીને

ચાલવા માંડવું, એ જ એક કર્તવ્ય બની રહે છે.

**મિતિ કારણુ કરતા સહિત, કારજ કિયે અનેક;**
**જો કરતા જાને નહીં તો, કહુ કવન વિવેક. ૮૯**

હરિને માર્ગે પ્રયાણુ કરતાં, કર્તા સત્સંગ ઇત્યાદિ કારણુ ધારીને અનેક કર્મ કરે છતાં જો તે પોતાનું સ્વરૂપ ન પિછાની શકે; તો એમાં શો વિવેક રહ્યો ? અર્થાત્ કર્તા સાધનમાર્ગ પર ચઢ્યો જ નથી–અહીંનો અહીં જ અનુમાન કરતો તે સંસારમાં ગોથાં મારી રહ્યો છે. એટલું જ સમજાય છે.

**સ્વર્ણકાર કરતા કનક, કારણુ પ્રકટ લખાય;**
**અલંકાર કારજ સુખદ, ગુણશોભા સરસાય. ૯૦**

સોની કર્તા છે, સોનું કારણુ છે અને અલંકાર કાર્ય છે. એ કાર્ય સુખ કરતારું, ગુણવાળું અને શોભા આપનારું છે. તે પ્રમાણે જીવ–સોની કર્તા છે, સત્સંગ–સોનું કારણુ છે અને શ્રીહરિની ભક્તિ–અલંકાર કાર્યરૂપ છે, તે જીવને સુખ, ગુણુ અને શોભા આપે છે.

**ચામીકર ભૂષણુ અમિત, કરતા કહ તબ ભેદ;**
**તુલસી જે ગુરુગમ રહિત, તાહિ રમિત અતિખેદ. ૯૧**

મૂળ સોનું એક જ છે. તેમાં જે ભેદ જણાય છે, તે તેના અનેક અલંકારોમાં–આ કુંડળ અને આ કંકણુ એવા કર્તા–સોનીએ કરેલા ભેદને લીધે જ છે. તે પ્રમાણે જીવ કર્તા અનેક પ્રકારનાં વાસનાવાળાં કર્મો કરે છે અને નામ ધરે છે. પણુ જો કર્મફળની આસક્તિ ત્યજી દેવાય અને હરિશરણુનો ભરોસો રહે, તો વિવિધ નામ ધરવાની આપત્તિ ન રહે. ગોસાંઇજી કહે છે કે જેઓ ગુરુકૃપા વિનાના છે તેઓને એ વાત સમજાતી નથી. તેથી તેઓ સંસારમાં ભરાઈ રહીને મહાદુ:ખ ભોગવી રહ્યા છે.

**તન નિમિત્ત જહું જો, ભયો તહાં સોઈ પરમાન;**
**જિનજાને માને તહાં, તુલસી કહહિં સુજાન. ૯૨**

આનંદમૂર્તિ આત્મા માયામાં લોભાઈને જીવ બન્યો. પછી વાસનાની લેહમાં શરીર ધારણ કરીને તે સ્વર્ગ, મૃત્યુ, પાતાળ ગયો; જ્યાં જ્યાં ગયો, ત્યાં ત્યાં તે એ ધારણ કરેલું શરીર, ખરું માની રહ્યો; પણ ગોસાંઈજી કહે છે કે જેણે વાસના–કર્મમાં આસક્તિ ત્યજી દીધેલી છે, તે તેવા શરીરમાં માનતો નથી; તે તો શુદ્ધ, આનંદસ્વરૂપ આત્મામાં માને છે.

**મૃણમય ભાજન વિવિધ વિધ, કરતા મન ભવરૂપ;**
**તુલસી જાને તે સુખદ, ગુરુગમ જ્ઞાન અનૂપ. ૯૩**

કુંભાર માટીમાંથી અનેક પ્રકારનાં વાસણ બનાવે છે; સંસારની સ્થિતિ રહેલી છે ત્યાં સુધી એક વાસણ ફૂટે છે એટલે બીજું આવ્યા જ કરે છે. તે પ્રમાણે વાસનાવાળું મન અનેક મનોરથો સેવીને વિવિધ પ્રકારનાં શરીર ધર્યા કરે છે. એક શરીર બગડે છે એટલે જેવી વાસના રહી હોય એવું બીજું શરીર ધારણ કરાય છે. એમ જન્મમરણનું દુઃખ વેઠવું પડે છે; પણ જો કર્મની આસક્તિ કે ફળ ભોગવવાની ઇચ્છા એ કેવળ માયાએ ઉપજાવેલા ભ્રમરૂપ છે એમ સમજીને ત્યાગી દેવાય તો જીવને પોતાનું મૂળ સ્વરૂપ સમજાઈ રહે. ગોસાંઈજી કહે છે કે, આ અનુપમ જ્ઞાન ગુરુકૃપા વડે સમજાય એવું છે અને સુખદ છે.

**સબ દેખત મૃણભાજન હિં, કોઈ કોઈ લખત કુલાલ;**
**જાકે મનકે રૂપ વહુ, ભાજન વિલઘુ વિશાલ. ૯૪**

સહુ કોઈ માટીના વાસણને જોઈ શકે છે, પણ તેના કર્તાને તો કોઈક જ જ્ઞાનવાળો ઓળખે છે; તે પ્રમાણે સૌ

કોઈ જીવોનાં શરીરોને જોઈને તેમને સાચાં માની લે છે પણ તેમનો કર્તા જીવ છે, તેને કોઈક જ ઓળખી શકે છે ! એ જીવ મનની વાસના પ્રમાણે નાનાંમોટાં અનેક શરીર ધરનારો છે.

**એકૈ રૂપ કુલાલ કો, માટી એક અનૂપ;**
**ભાજન અમિત વિશાલ લઘુ, સો કરતા મનુરૂપ. ૯૫**

કુંભાર અને માટી એક જ રૂપે રહે છે. માત્ર વાસણો ભિન્નભિન્ન જાતનાં બને છે. તે કુંભારની ઇચ્છા પ્રમાણે હોય છે. તે પ્રમાણે જીવ અને માયા એક જ રૂપે રહેનારાં છે અને મનના મનોરથો પ્રમાણે શરીરો માત્ર જુદાંજુદાં ને અસંખ્ય સર્જાય છે.

**જહાં રહત બર્તત તહાં, તુલસી નિત્યસ્વરૂપ;**
**ભૂત'ન ભાવી તાહિ કહૈં, અતિશય અમલ અનૂપ. ૯૬**

ગોસાંઈજી કહે છે કે, નિત્ય સ્વરૂપ, નિર્મળ અને અનુપમ એવો આત્મા જે જે શરીરોમાં ગયો તે તે શરીરોને ખરાં માનીને રહ્યો અને કર્માધીન દેહના સંબંધ વડે સુખદુઃખ ભોગવવા લાગ્યો. તે પોતાનું શુદ્ધ સ્વરૂપ ભૂલી ગયો. બાકી તેને ભૂત, ભાવિ ઇત્યાદિ કંઈ જ નહોતું.

**શ્વાસ સમીર પ્રત્યક્ષ અપ, સ્વચ્છા દરશ લખાત;**
**તુલસી રામપ્રસાદ બિન, અવિગતિજાનિ ન જાત. ૯૭**

શરીરમાં વાયુ અને જળ એ બે તત્ત્વો પ્રત્યક્ષ છે. અર્થાત્ જ્યાં લગી શ્વાસ ચાલતો હોય ત્યાં લગી શરીરનું કાર્ય છે અને જળના સંબંધથી જ વીર્યની ઉત્પત્તિ છે. એ જળમાં આત્મા નિર્મળ દર્પણમાં પ્રતિબિંબની પેઠે જણાય છે. વાયુ અને જળ તો બેઉ જડ છે, પણ ચેતનતા આત્માની છે. શ્રીરામની કૃપા વિના આત્માની આ ગતિ સમજાય એવી

નથી. તેથી શ્રીરામની કૃપા મેળવવા માટે શરણાગતિ સિવાય બીજો કોઈ ઉપાય રહેતો નથી.

**તુલસી તુલ રહિ જાત હૈ, યુગ તન અચલ ઉપાધિ;**
**યહ ગતિ તેહિ લખિ પરત જેહિ, ભઈ સુમતિ સુઠિ સાધિ.**

આત્મતત્ત્વ જાણવું બહુ કઠણ છે. સ્થૂલ× અને સૂક્ષ્મ* એ બેઉ પ્રકારનાં શરીરોમાં જીવની થોડીક પણ વાસના રહી જ જાય છે. પણ જેમણે ઉત્તમ બુદ્ધિની સાધના કરી છે, તેઓ શ્રીરઘુનાથજીની કૃપાથી આત્મતત્ત્વની આ ગતિ જાણી શકે છે. હરિશરણાગતિ વિના કેવળ પોતાના જ પુરુષાર્થને જોરે સૂક્ષ્મ વાસના દૂર કરી શકાતી નથી.

**કરતા કારણ કાલકે, યોગ કરમ મત જાન;**
**પુન: કાલ કરતા દુરત, કારણ રહત પ્રમાન. ૯૯**

જીવરૂપ કર્તા, સુસંગકુસંગરૂપ કારણ અને કાળના યોગ પ્રમાણે શુભાશુભ કર્મો થાય છે એમ પણ ન સમજવું જોઈએ; કારણ કે કાળ અને કર્તા પરિવર્તનશીલ છે તેથી એક માત્ર કારણ જ પ્રમાણભૂત રહેનારું છે અર્થાત્ કારણને અનુસરવું જોઈએ.

ઇતિ શ્રીમદ્ ગોસ્વામી તુલસીદાસે રચેલી
સપ્તશતિકા વિષે પાંચમો સર્ગ સમાપ્ત

---

× સ્થૂલ શરીર ૨૫ તત્ત્વોનું બનેલું છે.

પંચમહાભૂત, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, દશ ઇંદ્રિયો, મન, બુદ્ધિ અને અહંકાર તથા પુરુષ અને પ્રકૃતિ.

* સૂક્ષ્મ શરીર ૧૭ અવયવોવાળું છે
દશ ઇંદ્રિયો, પંચ પ્રાણ, મન અને બુદ્ધિ

# ૬ઠ્ઠો સર્ગ

**જલ થલ તન ગત હે સદા, તે તુલસી તિહુંકાલ;**
**જન્મ મરણ સમુઝે બિના, ભાપત શમન વિશાલ. ૧**

શ્રીગોસાંઈજી કહે છે કે, હે જીવ! જળ અને ભૂમિ ઇત્યાદિનાં જે જે શરીરો છે તેમાં તું જ ત્રણે કાળ વ્યાપેલો છે. તું તારા એ અવિનાશી સ્વરૂપને સમજ્યો નથી તેથી તું જન્મમરણના મોટા દુઃખમાં ભાસી રહ્યો છે.

**તૈં તુલસી કરતા સદા, કારણુ શબ્દ ન આન;**
**કારણુ સંજ્ઞા સુખ દુખદ, બિન ગુરુ તેહિ કિમિ જાન. ૨**

હે જીવ! કર્તા અને કારણુ બેઉ તું જ છે. કર્મના મનોરથો એ જ તને સુખદુઃખના કારણુ બનેલા છે; પણુ ગુરુની કૃપા વિના એ વાત સમજાતી નથી.

**કારજ રત કરતા સમુઝ, દુખસુખ ભોગત સોય;**
**તુલસી શ્રીગુરુદેવ બિન, દુખપ્રદ દૂરિ ન હોય. ૩**

ઇદ્રિયોનાં સુખો માટે કર્તા કાર્યમાં આસક્ત થઈને દુઃખસુખ ભોગવતો થયો છે. દુઃખ દેનારી જીવની વાસના શ્રીગુરુદેવની કૃપા વિના દૂર થતી નથી.

**કારણુ શબ્દ સ્વરૂપ મેં, સંજ્ઞાગુણુ ભવજાન;**
**કરતા સુરગુરુ તે સુખદ, તુલસી અપર ન આન. ૪**

આત્મસ્વરૂપમાં કારણુરૂપ બનેલી પ્રકૃતિની ચાહનાએ કરીને સત્ત્વ, રજ અને તમ ઇત્યાદિ ગુણોથી શરીરની ઉત્પત્તિ થઈ છે ને દેવ, મનુષ્ય, નાગ ઇત્યાદિ શરીરોની સંજ્ઞા બની

છે અને વાસનાયુક્ત કર્મોમાં બંધાઈને જીવ બન્યો છે. બાકી જીવનું આત્મસ્વરૂપ દેવોને પણ સુખ આપનારું હતું. ગોસાંઈજી કહે છે કે, હે જીવ! તારું જ એવું શ્રેષ્ઠ સ્વરૂપ છે–બીજા કોઈનું નથી.

**ગંધ વિભાવરિ નીરસ્સ, સલિલ અનલગત જ્ઞાન;**
**વાયુવેગ કહઁ બિન લખે, બુધજન કહિં પ્રમાન. ૫**

પૃથ્વીનો ધર્મ ગંધ છે; જળનો ધર્મ રસ–સ્વાદ છે. પૃથ્વીતત્ત્વનું જળમાં લય થવું, જળનું અગ્નિમાં લય થવું અને વાયુતત્ત્વને બરાબર સમજવું; અર્થાત્ અગ્નિતત્ત્વ વાયુમાં અને વાયુતત્ત્વ આકાશમાં લય કરવું અને આત્મસ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરવું. બુદ્ધિમાન એ પ્રમાણે કહે છે, તેને પ્રમાણભૂત સમજવું.

**અનુસ્વાર અક્ષર રહિત, જાનત હૈં સબ કોય;**
**કહ તુલસી જહઁલગિ વરણ, તાસુ રહિત નહિં કોય. ૬**

અનુસ્વાર અક્ષરોમાં ગણાતું નથી છતાં પણ અનુસ્વાર વિના કોઈ પણ અક્ષર બની શકતો નથી; તે પ્રમાણે આત્મા આકારરહિત છે છતાં આત્મા વિના કોઈ પણ દેહની ઉત્પત્તિ થઈ શકતી નથી. તેમ જ

**આદિહુ અન્તહુ હૈ સોઈ, તુલસી ઔર ન આન;**
**બિન દેખે સમુઝે વિના, કિમિ કોઈ કરૈ પ્રમાન. ૭**

જેમ આદિથી અંત સુધી સર્વ અક્ષરોમાં બિંદુ જ વિલસે છે, તેમ સંસારમાં આદિથી અંત સુધી એકમાત્ર આત્મતત્ત્વ જ વિલસે છે; બીજું કાંઈ નથી. આ રહસ્ય વિવેકદૃષ્ટિ વિના સમજાતું નથી અર્થાત્ વિષયવાસના ત્યાગીને પોતાનું શુદ્ધસ્વરૂપ પિછાને તો સમજાય છે.

**રહિત બિંદુ સબ વરણુતે, રેફ રહિત સબ જાન;**
**તુલસી સ્વર સંયોગતે, હોત વરણુ પદમાન. ૮**

બિંદુ અર્થાત્ અનુસ્વાર સર્વ અક્ષરોથી અલિપ્ત રહે છે. પોતે ઉપર ઝુકાઈને અક્ષરોને પ્રકાશે છે. રેફનો રકાર સ્વરમાં મળીને પૂર્ણ થાય છે, ત્યારે અક્ષરની સ્થિતિ રચે છે, તથા એકલો રકાર બીજા અક્ષરોમાં મળીને રક્ષે છે અને તેને પ્રકાશે છે. જેમ તર્ક, ધર્મ ઇત્યાદિ. તે પ્રમાણે શ્રીરઘુનાથજી ભક્તોની સમીપ કિંવા મુકુટરૂપે રહીને તેમને પ્રકાશે છે અને રક્ષે છે.

**અનુસ્વાર સૂક્ષ્મ યથા, તથા વરણુ અસ્થૂલ;**
**જો સૂક્ષ્મ અસ્થૂલ સો, તુલસી કબહું ન ભૂલ. ૯**

પરંતુ સૂક્ષ્મરૂપે રહેલું અનુસ્વાર સ્થૂલ અક્ષરોની સૃષ્ટિ કરે છે અને છતાં પોતે અક્ષરોમાં દેખાતું નથી. તે પ્રમાણે સૂક્ષ્મ આત્મસ્વરૂપ દેહાદિકોને પ્રકાશે છે અને છતાં પોતે તેમાં લીપાતું નથી. તેથી દેહાદિનું અસ્તિત્વ આત્માના પ્રકાશ ચૈતન્યથી જ છે. આથી દેહાદિક વ્યવહારમાં જ સહુ કાંઈ આવી ગયું એમ સમજવું એ કેવળ મૂઢતા જ છે. જેમ બરણીમાં ભરેલું ઘી ઉપયોગી હોવાથી બરણીની સંભાળ લેવાય છે. હવે બરણી કાંઈ ખાઈ શકાતી નથી છતાં એમાં ઘી હોવાથી તેની પૂરતી સંભાળ લેવાય છે. ઘીનો જ પત્તો ન હોય તો ઠાલી બરણીની બહુ કિંમત નથી, તે જ પ્રમાણે આત્મતત્ત્વ સમજવા માટે દેહની યુક્તિ છે.

**અનિલ અનલ પુનિ સલિલ રજ, તનગત તનવત હોય;**
**બહુરિ સોરજ ગત જલ, અનલ મરુત સહિત રવિ સોય.**

સદા પ્રકાશરૂપ અંતરાત્મા સ્વેચ્છાથી પ્રકૃતિવશ થયો.

પ્રકૃતિને યોગે બુદ્ધિ, બુદ્ધિથી અહંકાર અને અહંકારથી શબ્દ અર્થાત્ આકાશની સૃષ્ટિ થઈ; અહીં લગી સૂક્ષ્મ રૂપ રહ્યું. સૂક્ષ્મ રૂપને ત્યજ્યા પછી સ્થૂલ દેહના કારણરૂપે આકાશથી વાયુ, વાયુથી અગ્નિ, અગ્નિથી જળ અને જળથી પૃથ્વી થઈ. ત્યારે જીવ વિષયી બન્યો, પૃથ્વી, પાણી, તેજ અને વાયુના વિષયો અનુક્રમે પૃથ્વીનો ગંધ, પાણીનો રસ, તેજ--અગ્નિનો રૂપ અને વાયુનો સ્પર્શ છે, એ પ્રમાણે જીવ વિષયાભિમુખ થયો અને સ્વસ્વરૂપથી સારી પેઠે વિમુખ બન્યો. પછી જ્યારે વિષયોની અસારતા (ભાસમાત્ર) જાણી, ત્યારે પૃથ્વીનો ગંધવિષય જીત્યો, એટલે પૃથ્વી જળમાં લય પામી, રસવિષય (સ્વાદ) જીત્યો એટલે જળ અગ્નિમાં લય પામ્યુ, રૂપવિષય જીત્યો એટલે અગ્નિ વાયુમાં લય થયો, સ્પર્શવિષય જીત્યો એટલે વાયુ આકાશમાં અર્થાત્ શબ્દમાં લય પામ્યો. આમ રવિ સમ પ્રકાશરૂપ નિર્મળ આત્મા મૂળ સ્વરૂપને પ્રાપ્ત થયો.

**ઔર ભેદ સિદ્ધાંત યહ, નિરખુ સુમતિ કરુ સોય;**
**તુલસી સુત ભવ યોગ બિન, પિતુ સંજ્ઞા નહિં હોય. ૧૧**

આદિચૈતન્ય અંતરાત્મા પોતાનું શુદ્ધ સચ્ચિદાનંદ સ્વરૂપ ત્યજીને શા માટે પ્રકૃતિને અધીન થયો અને હરિરૂપથી શા માટે ભેદભાવ કર્યો? તેનું કારણ કહે છે કે પુત્ર ઉત્પન્ન થયા વિના પિતાની પદવી પ્રાપ્ત થતી નથી. ઈશ્વર અને માયાના સંયોગથી અર્થાત્ પરમપુરુષ પ્રકૃતિને વશ થઈને જીવરૂપ બન્યો.

**સંજ્ઞા કહ તબ ગુણ સમુઝ, સુનબ શબ્દ પરમાન;**
**દેખબ રૂપ વિશેષ હૈ, તુલસી વેષ બખાન. ૧૨**

ભગવાનની સત્યતાથી જીવનાં સંજ્ઞા(નામ), ગુણ,

શબ્દ, રૂપ અને વિવિધ વેષ, સત્ય ભાસી રહ્યાં છે. વાસ્તવિક જોતાં એ બધી લીલા એક શ્રીરઘુનાથજીની પ્રેરણાથી છે.

**હોત પિતા તે પુત્ર જિમિ, જાનત કો કહુ નાહિ;**
**જબલગિ સુત પરસો નહીં, પિતુપદ લહે ન તાહિ. ૧૩**

પિતાના અંશથી પુત્ર જન્મે છે એ વાત સહુ કોઈ જાણે છે. જ્યાં લગી પુત્ર થયો ન હોય ત્યાં સુધી પિતાને પિતાની પદવી પ્રાપ્ત થતી નથી. તેમ ઈશ્વરના અંશથી જીવ થયો અને ઈશ્વરને સ્વામીપદ પ્રાપ્ત થયુ. પિતાની ભક્તિ કરીને પુત્ર સુખી થાય છે; વારસાનો અધિકારી થાય છે. તે પ્રમાણે પુત્રરૂપ જીવ ભગવાનની ભક્તિ કરીને ભગવાનને પ્રસન્ન કરે છે તથા ઇચ્છિત વસ્તુ પામે છે.

**તિમિ વરણન સંજ્ઞા કરે, વરણુ વરણુ સંયોગ;**
**તુલસી હોય ન વરણ કર, જબલગી વરણુ વિયોગ. ૧૪**

પિતાથી પુત્ર થઈને જેમ સંસાર ગતિમાન થાય છે તેમ અક્ષરોના સંયોગથી વિષય(વસ્તુ)નું વર્ણન થાય છે અને શબ્દ સમજાય છે, જેમ ચંદન, કપૂર ઇત્યાદિ; પણ જ્યાં લગી અક્ષરો એકબીજાથી જુદા હોય ત્યાં સુધી શબ્દ બનતો નથી, તેમ અક્ષરવત્ એક જ બ્રહ્મમાં પ્રકૃતિનો સંયોગ થવાથી બ્રહ્મ જીવ ઇત્યાદિ સંજ્ઞા થઈ છે.

**તુલસી દેખહુ સફલ કહૈં, યહિ વિધિસુત આધીન;**
**પિતુપદ પરખિ સુદૃઢ ભયો, કોઉકોઉ પરમ પ્રવીન. ૧૫**

ગોસાંઈજી કહે છે, સચરાચર જીવમાત્ર પુત્રની પદવી પામેલાં છે, અર્થાત્ પુત્રપદને જ અધીન થઈ રહ્યાં છે; કારણ કે અજ્ઞાનવશ તેઓ વારંવાર મરે છે અને જન્મે છે. પરંતુ

કોઈ કોઈ પરમપ્રવીણ સંતજન પિતાપદની પિછાન કરીને, ભક્તિપંથ પર ચાલીને, દૃઢતાથી પિતાપદને ધારી રહે છે; એટલે કે સંસારની વાસનામાં ફસાઈને મરીને ફરી જન્મતો નથી.

**જહઁ દેખો સુતપદ સકલ, ભયો પિતાપદ લોપ;**
**તુલસી સો જાને સુઈ, જાસુ અમોલિક ચોપ. ૧૬**

ગોસાંઈજી કહે છે કે જ્યાં જુઓ ત્યાં પુત્રપદ જ દેખાય છે, પિતાપદને કોઈ જાણતું નથી; અર્થાત્ જીવો વિષયમાં જ લેપાઈ ગયા છે. માત્ર જે સંતો ભારે ચોપ રાખનારા છે તેઓ જ પિતાપદને જાણી શકે છે અને શ્રીરઘુનાથજીની કૃપાને વળગી રહે છે.

**ખ્યાત ભુવન તિહુઁલોક મહઁ, મહા પ્રબલ અતિ સોઈ;**
**જો કોઈ તેહિ પાછે કરૈં, સો પર આગે હોઈ. ૧૭**

પુત્રની જંજાળ અર્થાત્ સંસાર ત્રણે લોકમાં પ્રખ્યાત અને મહા પ્રબળ છે. સંસાર છૂટે એવો નથી. પાછળ કરી છોડેલાં કર્મ છૂટતાં નથી પણ ઊલટાં ફળ લઈને આગળ ધસે છે. પામર જીવ સમજે છે કે ગયાં તે કર્મ ગયાં. પણ તે જતાં નથી તે તો પાકીને પાછાં આવે છે અને નવાં કર્મ કરાવે છે. આ પ્રમાણે પુત્રની કરમકથા ચાલ્યા કરે છે.

**તુલસી હોત નહીં કછુક, રહિત ભુવન વ્યવહાર;**
**તોહીં તે અગ્રજ ભયો, સબવિધિ તેહિ પરચાર. ૧૮**

પુત્રવ્યવહાર ભોગવવો મહાકઠણ છે, છતાં એના વિના કંઈ બની પણ શકતું નથી; કારણકે ભગવાનના અવતારો તથા સિદ્ધસંતો ઇત્યાદિ બધા જ પુત્રરૂપે જ દેહ ધારણ કરી ગયા છે. તેથી પુત્રવ્યવહારને કેવળ અસત્ય પણ કેમ કહી

શકાય? એટલા માટે તે અગ્રજ અર્થાત્ શ્રેષ્ઠપદ પામ્યો છે.

**સુવન દેખિ ભૂલે સકલ, ભય અતિ પરમ અધીન;**
**તુલસી જેહિ સમુઝાઈયે, સો મન કરત મલીન. ૧૯**

આખો સંસાર ધન પુત્રાદિમાં ભૂલીને તેને કેવળ અધીન બનેલો છે. જેને જેને સમજાવીએ કે ભાઈ, વિષયની વાસના દુઃખ દેનારી છે, તેને તેને બહુ માઠું લાગી જાય છે.

**માનત સો સાંચો હિયે, સુનત સુનાવત બાદિ;**
**તુલસી તે સમુઝત નહીં, જો પદ અમલ અનાદિ. ૨૦**

સંસારી જીવો તો પોતાના સંસારને જ સાચો માની બેઠા છે. કોઈકોઈ પરમારથની વાત સાંભળે છે અને બીજાને સંભળાવે પણ છે-પણ તે કેવળ શબ્દ પૂરતી જ છે; કારણકે તેઓ નિર્વિકાર અને અનાદિ એવું શ્રીરઘુનાથજીનું પદ જાણતા નથી.

**જાહિ કહત હેં સકલ સો, જેહિ કહતબ સો ઐન;**
**તુલસી તાહિ સમુઝિ હિયે, અજહું કરહુ ચિત ચૈન. ૨૧**

ગોસાંઈજી કહે છે કે, જેને વેદો અને પુરાણો ગાય છે અને સંતોએ જેનો નિશ્ચય કરેલો છે, તે શ્રીરઘુનાથજીને હૃદયમાં ધારણ કરીને ભજે તો હજુ યે ભય ટળી જાય.

[स श्रीरामः सवितारी सर्वेषामीश्वरोयमेवेशो वृणुते स पुमानस्तु यमवेदस्माद् भूर्भुवः स्वस्त्रिगुणमयो बभूव इति यं नरहरिः स्तौति यं गन्धमादनः स्तौति यं यज्ञतनुः स्तौति यं महाविष्णुः स्तौति यं विष्णुः स्तौति यं महाशंभुः स्तौति य द्वैतं मण्डलं तपति यत्पुरुषं दक्षिणस्थे मण्डलो वै मण्डलान्त्यैः मण्डलस्थमिति सामवेदे तैत्तिरीयशाखायाम् ॥ ]

**તુલસી જો હૈ સો નહીં, કહત આન સબ કોય;**
**યહિ વિધિ પરમ વિડંબના, કહહુ ન કા કહૈં હોય. ૨૨**

ગોસાંઈજી કહે છે કે જે યથાર્થ રીતે છે તેને કોઈ જાણતું નથી અને જે નથી તેની વાત કરે છે! આ સંસારમાં આવી વિડંબના કોની થઈ નથી?

**ગુરુ કરિબો સિદ્ધાંત યહ, હોય યથારથ બોધ;**
**અનુચિત ઉચિત લખાય ઉર, તુલસી મિટૈ વિરોધ. ૨૩**

તેથી ગુરુ મેળવવાનો આ સિદ્ધાંત છે: ગુરુથી યથાર્થ બોધ થાય અને હૃદયમાં સારાસાર-વિવેક આવે તથા મારા-તારાનો વિરોધ ટળી જાય.

**સત સંગતિ કો ફલ યહી, સંશય લહૈ ન લેશ;**
**હ્વૈ અસ્થિર શુચિ સરલચિત, પાવૈ પુનિ ન કલેશ. ૨૪**

સત્સંગનું એ જ ફળ છે કે તેથી મનમાં શંકા ન રહે, ચંચળતા નાશ પામે; ચિત્ત પવિત્ર અને સરળ થઈને શ્રીહરિમાં લાગી જાય અને ફરીને જન્મમરણનો ક્લેશ ભોગવવો ન પડે.

**જો મરબો પદ સબનકો, યહ લગિ સાધ અસાધ;**
**કવન હેતુ ઉપદેશ ગુરુ, સતસંગતિ બન બાધ. ૨૫**

સંસારી જીવો સત્સંગ વિષે પોતાની દુર્બુદ્ધિ હાંકીને કહે છે કે સાધુ થવાથી શો ફાયદો છે? અને તો સાધુ અને અસાધુ બધા જ મરી જનારા છે, તો પછી નાહક દુઃખે

**જો ભાવી કછુ હૈ નહીં, જૂઠો ગુરુ સતસંગ;**
**ઐસિ કુમતિ તે જૂઠે ગુરુ, સંતન કો પરસંગ. ૨૬**

માયાવી જવાંમર્દો કહે છે કે 'અરે જો નસીબમાં જ કાંઈ ન હોય તો ગુરુથી અને સત્સંગથી શું વળવાનું છે? દાખલા તરીકે, એક ગુરુએ સેંકડો ચેલા બનાવ્યા તેઓમાંથી જ્ઞાન તો કોણ જાણે એકાદને મળ્યું હોય! બાકીના ૯૯ મુફતમાં મુંડાવ્યા!' આવી કુમતિ વડે તેઓ ગુરુ અને સત્સંગને મિથ્યા કહે છે. (માત્ર આ મરદો આટલી વાત ભૂલી જાય છે કે ભાગ્ય એટલે પૂર્વે કરેલા પુરુષાર્થનું પરિણામ છે! તો પછી વર્તમાન જન્મના પુરુષાર્થનું પરિણામ શા માટે અટકાવી દેવું પડે છે?)

**જૌ લૈ લખિ નાહીં પરત, તુલસી પર પદ આપ;**
**તૌ લગિ સીહિ વિવશ સકલ, કહત પુત્રકો બાપ. ૨૭**

ગોસાંઈજી કહે છે કે જ્યાં લગી શ્રેષ્ઠપદ અર્થાત્ પોતાનું આત્મસ્વરૂપ તથા શ્રીરઘુનાથજીનું પરમાત્મસ્વરૂપ પોતાની મેળે સ્વયં સમજાતું નથી, ત્યાં લગી વિષયમાં પડેલી દુર્બુદ્ધિ, પરમાર્થના માર્ગ પર પુરુષાર્થ કરતાં ડરે છે. તેથી જ છેવટે બાપ મટીને બેટા થાય છે. બેટાને બાપ કહ્યા વિના બીજો કોઈ ઉપાય તેઓને માટે રહેતો જ નથી.

**જહઁ લગિ સંજ્ઞાવરણ લૌ, જાસુ કહે તે હોય;**
**તૌ તુલસી સે હૈ સબલ, આન કહાકહુ હોય. ૨૮**

હે જીવ! અક્ષરોના સંયોગથી જે જે શબ્દસંજ્ઞા બને છે, તે સર્વનો કર્તા તું પોતે જ છે. તેં જ વિવિધ નામો સર્જ્યાં છે. એટલે તેનું પરિણામ પણ તારે જ ભોગવવું રહ્યું,

બીજું કોણ ભોગવે ?

**અપને નૈનન દેખિ જે, ચલહિં સુમતિ વરલોગ;**
**તિનહિં ન વિપતિ વિષાદ રુજ, તુલસી સુમતિ સુયોગ. ૨૯**

એટલા માટે જે બુદ્ધિમાન મનુષ્યો છે તે હરેક પગલું પોતાની આંખથી જોઈને ભરે છે અને તેથી તેઓને દુઃખ, વિષાદ કે રોગ વગેરે નથી. તેઓએ ઉત્તમ બુદ્ધિનો સુયોગ સાધ્યો છે.

**મૃગા ગગનચર જ્ઞાન બિન, કરત નહીં પહિચાન;**
**પરવશ શઠહઠે તજત સુખ, તુલસી ફિરત ભુલાન. ૩૦**

'પણ જે વગરવિચાર્યું કર્મ કરનારા છે, સમજ્યા વિના વિષયસુખમાં ફસાઈ પડેલા છે, તેઓ પશુપક્ષીઓની પેઠે આત્મસુખથી ત્યજાઈને માયાના બંધનમાં અનેક દુઃખશોક અને રોગ સહે છે.

**કાહકહો તેહિ તોહિં કે, જેહિ ઉપદેશેઉ તાત;**
**તુલસી કહત સો દુખ સહત, સમુઝ રહિત હિત બાત. ૩૧**

ગોસાંઈજી કહે છે કે, હે જીવ! તારા જેવા અનાડીને જેણે ઉપદેશ કર્યો તેને શું કહેવું ? ઉપદેશ કરનારો જાણતો હતો કે તું કદી સમજનારો નથી, છતાં તેણે તને ઉપદેશ કરી પેટ ચોળીને પીડા ઊભી કરી !

**બિન કાટે તરુવર યથા, મિટૈ કવન વિધિ છાંહ;**
**ત્યોં તુલસી ઉપદેશ બિન, નિઃસંશય કોઉ નાંહ. ૩૨**

છતાં ઉપદેશકોને માથે આ એક પ્રકારનું ધર્મસંકટ આવી પડેલું છે. કોઈ ભૂલો પડેલો આંધળો કૂવામાં પડવાના

રસ્તા પર ચાલી રહ્યો હોય છે, ત્યારે આંખવાળાને માથે ખરો માર્ગ બતાવવાનું ધર્મસંકટ આવી પડે છે, તેમ ઉપદેશકો પોતે જાણેલું તત્ત્વ અજ્ઞાનીઓમાં પ્રવર્તાવે છે. જેમ વૃક્ષ કાપવાથી જ છાયા દૂર થઈ શકે છે, તેમ તેઓ ઉપદેશ કરીને જ સંશય દૂર થયાનું માને છે.

**અપનો કરતબ આપ લખિ, સુનિગુનિઆપ વિચાર;**
**તૌ તોહિં કહું દુખદા કહા, સુખદા સુમતિ અધાર. ૩૩**

હે જીવ! પોતાને કરવાનાં કાર્ય પોતે જ વિચાર કરીને, સમજીને અને લોકવેદ સંમત કરે તો તને આ જગતમાં શું દુઃખદાયી છે? સુમતિ પ્રમાણે ચાલવાથી બધું જ સુખદાયી છે. /

**બ્રાહ્મણવર વિદ્યા વિનય, સુરતિ વિવેક નિધાન;**
**પથરતિ અનથઅતીતમતિ, સહિત દયા શ્રુતિમાન. ૩૪**

શ્રેષ્ઠ વિદ્યા પ્રાપ્ત કરવી, વિનય અને વિજ્ઞાનનો અનુભવ હોવો, સન્માર્ગમાં પ્રેમ થવો, વિષયાદિ મોહને અધીન ન થવું, વાસનાનો ત્યાગ કરવો, શૌચ અને દયાવાળા રહીને વેદ-વચન પ્રમાણે અનુસરવું, એ બ્રાહ્મણનો ધર્મ છે.

**વિનય છત્ર શિર જાસુકે, પ્રતિપદ પર ઉપકાર;**
**તુલસી સો ક્ષત્રી સહી, રહિત સકલ વ્યભિચાર. ૩૫**

જેના મસ્તક પર રાજનીતિનું છત્ર છે અને જે પગલે-પગલે બીજા પર ઉપકાર કરનારો છે તથા જે સર્વ પ્રકારના વ્યભિચારથી રહિત છે તે ખરો ક્ષત્રિય છે.

**વૈશ વિનયમગ પગ ધરૈ, હરૈ કદુક વર બૈન;**
**સદય સદા શુચિ સરલતા, હોય અચલ સુખ ઐન. ૩૬**

**શૂદ્ર છુદ્રપથ પરિહરે, હૃદય વિપ્રપદ માન;**
**તુલસી મનસમતા સુમતિ, સકલ જીવ સમ જાન. ૩૭**

જે નીતિને મારગે ચાલનારો હોય, જે અકટુ, મધુર અને સત્ય ભાષણ કરનારો હોય, જે દયાવાળો હોય, જે અંતર-બહાર પવિત્ર હોય અને જે સરળ સ્વભાવનો હોય; તે વૈશ્ય સુખનું સ્થાન બનેલો છે.

શૂદ્ર હલકા માર્ગને ત્યાગીને રહે, બ્રાહ્મણોમાં પૂજ્ય-ભાવ ધારણ કરે, મનમાં સમતા અને ઉત્તમ બુદ્ધિ રાખે તથા બધાને સરખાં જાણીને કોઈની સાથે વિરોધ ન કરે.

**હેતુ વરણવર શુચિ રહનિ, રસનિરાસ સુખસાર;**
**ચાહન કામ સુરા નરસ, તુલસી સુદૃઢ વિચાર. ૩૮**

ચારે વર્ણોને માટે આ એક સામાન્ય આશ્રમધર્મ છે: પવિત્ર રહેણીકરણી, ઇંદ્રિયોના વિષયોમાં નિરાશા, કામાદિની ચાહના ન હોવી, ધન, વિદ્યા ઇત્યાદિનો ગર્વ ન હોવો અને શાંત ચિત્ત રહેવું એ શ્રેષ્ઠ ધર્મ છે.

**યથા લાભ સંતોષરત, ગૃહ મગ વન સગરીત;**
**સો તુલસી સુખમેં સદા, *જિન તનુ વિભવ વિનીત.* ૩૯**

પરમાર્થમાર્ગના મનુષ્યોનો ધર્મ આ છે: જે મળે તેમાં સંતોષ માનવો, ઘર, માર્ગ, કે વન, જ્યાં રહે ત્યાં, યથાલાભ સંતોષ માનીને રહેવું અને વિનયમાંજ જેને બધો વૈભવ પ્રાપ્ત છે, એવો આ પરમાર્થી કદી દુઃખી થતો નથી, તે હમેશાં સુખમાં જ રહે છે.

**રહૈ જહાં વિચરૈ તહાં, કમી કહૂઁ કછુ નાહિં;**
**તુલસી તહઁ આનંદસંગ, જાતયથા સઁગછાહિં. ૪૦**

એવા પરમાર્થને જ્યાં વિચરે ત્યાં જ ઘર છે, કોઈ વાતની કમી નથી અને આનંદ છાયાની પેઠે એની પાછળ જાય છે.

**કરતકર્મ જેહિકો સદા, સો મન દુખ દાતાર;**
**તુલસી જો સમુઝે મનહિં, તો તેહિ તજૈ વિચાર. ૪૧**

મનની ઝંખના પ્રમાણે હમેશાં ચાલીને કર્મ કરવાથી એ મન જ દુઃખનું કારણ બનેલું છે. આમ જાણ્યા પછી મનનું કહ્યું ન માનવાથી સુખનો રસ્તો સાંપડે છે, એટલે કે વિષયના મનોરથો ઉઠાવનારા મનને અટકાવીને ભગવત સ્નેહમાં જોડી દેવું જોઈએ.

**કેહત સુનત સમુઝત લખત, તે હિતે વિપતિ ન જાય;**
**તુલસી સબતે બિલગ હૈ, જબતે નહિ ઠહરાય. ૪૨**

મનની વાસનાની પાછળ ભટકીને જે સંસારનાં સુખો છે તે સુખો માલૂમ પડ્યાં નહિ—ઊલટાં દુઃખો જ જણાયાં છે. એ વાત તું બીજાને કહે છે, સાંભળે છે, સમજે છે અને જાણે છે, છતાં તારું દુઃખ જતું નથી. એનું કારણ એટલું જ છે કે તું મન અને મનના વિકારો—કામક્રોધાદિથી જુદો છે. કેવળ ભ્રમથી એ વિકારોની પાછળ ભટકીને તું દુઃખી થઈ રહ્યો છે.

**સુનત કોટિ કોટિન કહત, કૌડી હાથ ન એક;**
**દેખત સકલ પુરાણશ્રુતિ, તાપર રહિત વિવેક. ૪૩**

લપોડશંખની પેઠે વાતો કરોડોની કરે છે પણ હાથમાં એક કોડી સુદ્ધાં ન આવે. તે પ્રમાણે તું કરોડો વચન સાંભળે છે અને કહે છે કે વિષયસુખની આશા છોડ્યા

વિના સુખ નથી. વળી તું સુખ પામવાના માર્ગો વેદોપુરાણો-માં જુએ છે, પણ એમાંનું કોઈ સાધન તું પોતે હાથો-હાથ કરવા તૈયાર નથી. આ તો તારે જાણે બીજાને કહી સંભળાવવાનાં માત્ર છે. એટલે આવી સ્થિતિમાં વિવેક ક્યાં રહે ?

**સસુઝત હૈ સંતોષ ધન, યાતે અધિક ન આન;**
**ગહત નહીં તુલસી કહત, તાતે અબુધ મલાન. ૪૪**

ગોસાંઈજી કહે છે કે, સંતોષના જેવું બીજું કોઈ ધન નથી એ વાત જાણતાં છતાં જીવને સંતોષ નથી, તેથી જ તે વાસનાની પાછળ પડીને સદાનો મલિન અંતરવાળો અને બુદ્ધિવિનાનો બની રહે છે.

**કહા હોત દેખે કહે, સુનિ સસુઝે સબ રીતિ;**
**તુલસી જબલગિ હોત નહિં, સુખદ રામપદ પ્રીતિ. ૪૫**

વેદોપુરાણોમાં દર્શાવ્યા પ્રમાણે સુખના ઉપાયો કેવળ મોંથી બોલ્યે શું થવાનું હતું ? ગોસાંઈજી કહે છે કે જ્યાં લગી રામજીનાં ચરણારવિંદોમાં પ્રીતિ ઉત્પન્ન થઈ નથી ત્યાં લગી સુખ થવાનું નથી.

**કોટિન સાધનકે કિયે, અંતર મલ નહિં જાય;**
**તુલસી જૌ લગિ સકલ ગુણ, સહિત ન કર્મ નશાય. ૪૬**

જપ, તપ અને તીરથ ઇત્યાદિ કરોડો સાધન કરવાથી પણ જો અંતરનો મેલ જતો નથી; અર્થાત્ સંસારની વાસના ટળતી નથી, તો એ બધાં વૃથા છે. જ્યાં લગી કામક્રોધાદિ બધા ગુણો સહિત કર્મપરંપરા ન પામે, ત્યાં લગી સુખ નથી.

**ચાહ બની જબ લગિ સકલ, તબ લગિ સાધનસાર;**
**તામહઁ અમિત કલેશ કર, તુલસી દેખ વિચાર. ૪૭**

જ્યાં લગી મનમાં સ્ત્રી, પુત્ર, ધન, ધામ, ભોજન અને વસ્ત્ર ઇત્યાદિ સુખોની ચાહના બની રહી છે, ત્યાં લગી સાધનના બધા ઉપાયો કેવળ કલેશરૂપ છે; પરિણામ કંઈ જ નથી.

**ચાહકિયે દુખિયા સકલ, બ્રહ્માદિક સબ કોય;**
**નિશ્ચલતા તુલસી કઠિન, રામકૃપા વશ હોય. ૪૮**

એક કીડાથી માંડી બ્રહ્મા પર્યંત બધા જ ચાહના થકી દુખિયા બનેલા છે. ગોસાંઈજી કહે છે કે મનની નિશ્ચળતા શ્રીરામ કૃપા કરે ત્યારે જ થાય તેમ છે, તેથી ભગવાનને શરણે જવું એ જ એક ઉપાય છે.

**અપનો કર્મ ન આપ કહૈં, ભલો મંદ જેહિ કાલ;**
**તબ જાનબ તુલસી ભઈ, અતિશય બુદ્ધિ વિશાલ. ૪૯**

ભલાંબૂરાં જે જે કર્મો થાય, તેમાંથી જ્યારે ફળની ઇચ્છા અર્થાત્ આસક્તિ ઊડી જાય, ત્યારે સમજવું કે હવે બુદ્ધિ મહાન થઈ છે; તેથી દેહનો દ્વૈતભાવ નાશ પામશે.

જે દેહ છે તે જ પ્રાણ છે; દેહ અને પ્રાણ જુદાં નથી, જેમ જળ અને તેના તરંગ જુદા નથી. દેહાધ્યાસનો અર્થાત્ દેહભાવનો નાશ થાય છે, ત્યારે એક જ ઈશ્વર વિવિધરૂપે ભાસે છે. એવા જ્ઞાનવાળો મનુષ્ય નિર્દય થતો નથી; કારણકે સર્વત્ર એ પોતે જ પોતાને જોઈ રહ્યો છે—પછી નિર્દય કોના પર થાય? સંતોની આ ગતિ છે.

**તુલસી તે જૂઠો ભયો, કરિ જૂઠે સંગ પ્રીતિ;**
**હૈ સાંચો હોય સાંચ જબ, ગહૈ રામકી રીતિ. ૫૨**

ગોસાંઈજી કહે છે કે, હે જીવ! તું જૂઠા દેહવ્યવહારમાં પ્રીતિ કરીને જૂઠો બન્યો છે. તું જ્યારે શ્રીરઘુનાથજીની પ્રાપ્તિની રીતને ધારણ કરીશ, ત્યારે જ તું સાચો થઈશ.

**જૂઠી રચના સાંચ હૈ, રચત નહીં અલસાત;**
**બરજત હૂ ઝગરત બિહઠિ, નેકુ ન બૂઝત બાત. ૫૩**

દેહની જૂઠી રચના સાચી છે એમ માનીને તું ચોરાશી લાખ યોનિ વિષે શરીર ધારણ કરતાં થાકતો નથી કે તેમાં આળસ ખાતો નથી. તું વારંવાર જન્મે અને મરે છે; પણ માનતો નથી ઊલટો, કોઈ સત્ય વાત સમજાવીને તને અટકાવે છે, તો તેની સાથે સમજ્યા વિના લડવા માંડે છે!

**કરમખરી કરમોહ થલ, અંક ચરાચર જાલ;**
**હરતભરત ભર હરગનત, જગત જોતખી કાલ. ૫૪**

કાળરૂપી જ્યોતિષી કર્મરૂપી કલમ પકડીને, મોહરૂપ કોરા કાગળમાં ચરાચર દેહરૂપી અનેક આંકડાની જાળ રચે છે, પાળે-પોષે છે, નાશ કરે છે અને ફરીફરીને સર્જે છે. લોકરચનાની આવી સ્થિતિ છે. જીવ તેને જ સત્ય માનીને

સુખદુઃખ ભોગવે છે.

**કેહન કાલકિલસકલ, બુધ તાકેર વ્યવહાર;**
**ઉતપતિ થિતિ લય હોત હૈ, સકલતાસુ અનુહાર. ૫૫**

જ્ઞાની જનો કહે છે કે આ બધો જગવ્યવહાર કાળનો ખેલ છે અને સમય આવે છે તે પ્રમાણે તેવાં કર્મો થઈ રહે છે. ઋતુઓ કાળ પ્રમાણે જ ફરે છે અને સંસારની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ થયા કરે છે.

**અંકુર કિશલય દલ વિપુલ, શાખાયુત વરમૂલ;**
**ફૂલિ ફરત ઋતુ અનુહરત, તુલસી સકલ સતૂલ. ૫૬**

વૃક્ષાદિના અંકુર (કોટા), કળીઓ, પાંદડાં અને શાખા ઈત્યાદિ સર્વ ઋતુ પ્રમાણે જ ફળે છે અને ફૂલે છે. ગોસાંઈજી કહે છે કે, સર્વ પ્રકાર મૂલ, જીવ, ધાતુ વગેરે પોતપોતાનો સમય આવ્યે પ્રગટે છે.

**કહતબ કરતબ સકલ તેહિ, તાહિ રહિત નહિં આન;**
**જાનન માનન આનવિધિ, અનૂમાનઅભિમાન. ૫૭**

મન, વાણી અને શરીરથી થતાં જે જે કર્મો છે તે સર્વ જીવાત્માના કારણથી છે; જડ શરીર કાંઈ જ ક્રિયા કરી શકતું નથી, તેથી શરીરમાં રહેલો આત્મા જ સારાંશ છે. જો એમ છે તો દેહાદિથી ઉત્પન્ન થતાં સુખોને જ સાચાં માની લેવાં, એ તો જાણવું કાંઈ અને કરવું કાંઈ એના જેવું થયું. આનું કારણ કેવળ મિથ્યાભિમાન છે.

**હાનિ લાભ જય વિધિ વિજય, જ્ઞાનદાન સનમાન;**
**ખાનપાન શુચિ રુચિ અશુચિ, તુલસી વિદિત વિધાન.**

**શાલક પાલક સમ વિષમ, રમ ભમ ગમ ગતિ જ્ઞાન;**
**અટ ઘટ લટ નટ નાદિ જટ, તુલસી રહિત ન જાન. ૫૯**

ગોસાંઈજી કહે છે કે, કર્મનાં અનેક વિધાન છે. એનું કોણ વર્ણન કરી શકે ? શુભ કર્મ જાણીને કરતાં છતાં અશુભ આપોઆપ એના ભેગું જ આવી રહે છે! લાભ જાણીને કોઈ ધંધો માંડ્યો કે નુકસાન પણ જાણે એને માથે જ તોળાઈ રહેલું છે! જયમાં પરાજય, જ્ઞાનમાં મોહવશ અજ્ઞાન, દાનમાં હિંસા અને અસત્ય, સન્માનમાં દ્વેષ અને શત્રુતા; સ્વાદમાં ભૂખમરો અને બીમારી અને પવિત્રતામાં મલિનતા ઇત્યાદિ અનેક પ્રકારની હોળી કર્મમાં લાગી જ પડી છે.

વળી એ જ અલાગી કર્મદશામાં સંડોવાઈને બાપડો જીવ કોઈનો પાલક બને છે, તો કોઈને માટે સાલ (દુઃખ કરનારો) જેવો થઈ પડે છે. કોઈ વાર આનંદમાં રમે છે, તો કોઈ વાર દુઃખી થઈને દુનિયામાં ભટકે છે, કોઈ વાર ગમન (આવજા) કરે છે, તો કોઈ વાર સુખિયો બનીને ગાતો હોય છે; કોઈ વાર અટન કરે છે, નિવાસ કરીને રહે છે, માંદો પડીને સૂઈ રહે છે, નાચે છે અને કોઈ વાર વળી મનોરથોમાં મોહાઈ જાય છે! ગોસાંઈજી કહે છે કે, જીવમાત્રની આ સ્થિતિ નિર્માણ થઈ છે.

**કઠિન કરમ કરણી કથન, કરતા કારક કામ;**
**કાય કષ્ટ કારણ કરમ, હોત કાલ સમશામ. ૬૦**

શુભ અને અશુભ બેઉ પ્રકારનાં કર્મોની કરણી વિધિ પ્રમાણે કહીને સમજાવવી એ બહુ કઠણ છે. વાસના સહિત જે જે કર્મો કરાય તે બધાં જ લગભગ બેવડો માર મારે છે. એટલે કે શુભ કર્મ કરતાં અનેક કષ્ટ ઉઠાવ્યાં હોય તેનો

હજુ થાક ઊતર્યો ન હોય ત્યાં તો પેલાં કરેલાં શુભ કર્મનું અશુભ પૂછડું વણમાગ્યુ શિર પર પછડાય છે; કારણ કે સમય પામીને જેમ શુભ તેમ અશુભ પણ ઉત્પન્ન થયા વિના રહેતું નથી. તેથી શુભ અને અશુભ બન્ને કર્મો દુ:ખદાયી છે. જુઓ દક્ષ પ્રજાપતિએ યજ્ઞ કર્યો અને શિવજીના ક્રોધનું પાત્ર બન્યો. નૃગરાજા દાન આપતો–આપતો પણ કાકીડો બન્યો!

**ખબર આતમા બોધવર, ખરબિન કબહું ન હોય;**
**તુલસી ખસમ વિહીન જે, તે ખરતર નહિં સોય. ૬૧**

ખરા થયા વિના શ્રેષ્ઠ આત્મજ્ઞાન થતું નથી. જેમ ઘીમાં છાશનો ભાગ હોય છે, ત્યાં લગી તે ખરું કહેવાતું નથી, ત્યાં લગી તેમાં સુગંધ, સ્વાદ કે રૂપ પણ નથી; તેમ જીવમાં જ્યાં લગી કામક્રોધાદિ વાસનાભરેલો મેલ રહેલો છે, ત્યાં લગી તે ખરો કહેવાતો નથી; વૈરાગ્યના અગ્નિમાં તપાવીને એને શુદ્ધ કરવો જોઈએ. પણ શુદ્ધ કરે કોણ? જો જીવ પોતાની મેળે જ શુદ્ધ થઈ શકતો હોત, તો તો એ વાસનાના કીચડમાં પડે જ શા માટે? માટે જીવ પરાધીન છે. પરવશ પડેલાને બહાર નીકળવા સારુ આધાર જોઈએ. ગોસાંઈજી કહે છે કે, ખસમ(ધણી) વિના ખરા થવાતું નથી. શ્રીરઘુનાથજીના શરણ વિના જીવનો ઉદ્ધાર નથી.

**ચિતરતિ વિતવ્યવહરિત વિધિ, અગમસુગમ જય નીચ;**
**ધીરધરમધારણહરણ, તુલસી પરત ન બીચ. ૬૨**

માણસ વિજય મેળવવાની અનેક ખટપટ કરે છે, પણ તે જે ઉપાયોની યોજના કરે છે તે બિલકુલ પાગલ છે. જય મેળવવાની આશાએ તે દ્રવ્ય જમાવવાની ચેષ્ટા કરે છે, કારણ કે એના મનની રુચિ જ અને રતિ ધન એકઠું કરી

લેવામાં રહેલી છે. પણ તેથી જય મુશ્કેલ થઈ પડે છે અને મૃત્યુનો જય થઈ જાય છે. એ મૃત્યુ નિરંતર તેની પાસે ને પાસે જ ધસતું આવતું હોય છે. આમ ધનના ઢગલા પર બેઠેલા પેલા મૂર્ખાને કાળ ઉપાડી જાય છે. પછી વિજય કોનો થયો? સાચો વિજય મેળવવાનો ઉપાય દર્શાવતાં ગોસાંઈજી કહે છે કે ધીરજ અને ધર્મ એ બેઉને ધારણ કરવાથી વિજય છે અને એ ત્યાગવાથી પરાજય છે. એ વાત નિશ્ચિત છે.

**શબ્દરૂપ વિચરણ વિશદ, તાસુયોગ ભવનામ;**
**કરતા નૃપ બહુ જાતિ તેહિ, સંજ્ઞા સબ ગુણધામ. ૬૩**

શબ્દમાં સ્પર્શ, રૂપ, રસ અને ગંધ-એ ચારેનો સમાવેશ થાય છે. શબ્દ આકાશનું સૂક્ષ્મરૂપ છે અને સ્પર્શ પવનનું સૂક્ષ્મરૂપ છે. પવનનો સંબંધ આકાશની સાથે છે, તેથી શબ્દ અને સ્પર્શનો સંબંધ સિદ્ધ છે. વળી રૂપમાં રસ અને ગંધનો સમાવેશ થઈ જાય છે; કારણ કે રસ અને ગંધ વિના રૂપ સંભવતું નથી. આ પ્રમાણે આત્મરૂપ જ્યાં સુધી ઉપરનાં પાંચેથી અલિપ્ત છે ત્યાં સુધી તે નિર્મળ છે. પણ તેમાં તે લીંપાય છે એટલે તે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ દ્વારા સ્થૂલ સૃષ્ટિ બને છે. અર્થાત્ તે શબ્દથી આકાશ, સ્પર્શથી વાયુ, રૂપથી અગ્નિ, રસથી જળ અને ગંધથી પૃથ્વી થાય છે. આમ આત્મસ્વરૂપ સૂક્ષ્મ મટીને સ્થૂલ દેહમાં પરિણમે છે. પછી ગુણોના સંગથી તે સ્થૂલ દેહની વિવિધ સંજ્ઞા થાય છે. જેમકે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, ઈત્યાદિ. હવે એ જ સાચું છે એવો ભ્રમ થાય છે.

**નામ જાતિ ગુણ દેખિકૈ, ભયો પ્રબલ ઉર ભર્મ;**
**તુલસી ગુરુ ઉપદેશ બિન, જાનિ સકૈ કો કર્મ. ૬**

નામ, જાતિ અને ગુણો જોઈને જીવના હૃદયમાં પ્રબળ ભ્રમ ઉત્પન્ન થયો; અર્થાત્ આત્માની સત્યતા ભુલાઈને દેહની સત્યતા ભાસવા માંડી. જે નામ, ગુણાદિ-પ્રકાશિત થયાં છે, તે બધાં આત્મપ્રકાશથી જ થયાં છે–તે મૂળ કારણને ત્યજીને તે તેના કાર્યને વળગી રહ્યો ! દાખલા તરીકે સૂર્યના પ્રકાશમાં પુસ્તક વાંચતી વખતે પ્રકાશને અધીન થઈ તે પ્રકાશ કરનારા કર્તા–સૂર્યને વીસરી જાય, તેમ શ્રીગોસાંઈજી કહે છે, આ ભ્રમ ગુરુ-ઉપદેશ વિના ટળે તેવો નથી.

**અપન કર્મ વરમાનિકે, આપ બધો સબ કોય;**
**કારજ રત કરતા ભયો, આપન સમુઝત સોય. ૬૫**

સહુ કોઈ પોતાનાં કર્મને શ્રેષ્ઠ માનીને તેમાં બંધાઈ રહ્યાં છે અને સર્વ કર્મોને પોતાનાં માનીને સુખદુઃખ ભોગવે છે.

**કો કરતા કારણ લખૈ, કારજ અગમ્ય પ્રભાવ;**
**જો જહઁ સો તહઁ તર હરપ, તુલસી સહજ સુભાવ. ૬૬**

કર્મની ગતિ અત્યંત ગહન છે. એવો કોણ કર્તા છે કે તે કર્મના કારણને જાણીને વાસનારહિત કર્મ કરે? સહુ કોઈ સ્વભાવથી જ જ્યાં છે ત્યાં જ હરખાઈ રહ્યાં છે. ભાવિની કોઈને ખબર નથી.

**તુલસી બિન ગુરુ કો લખૈ, વર્તમાન વિધિ રીતિ;**
**કેહુ કેહિ કારણ તે ભયો, સૂર ઉષ્ણ શશિશીત. ૬૭**

સવાસનિક અને નિર્વાસનિક એવી બે પ્રકારની કર્મોની રીત સંસારમાં છે. પણ ગુરુની કૃપા વિના વાસનારહિત કર્મો કેમ થાય, તે સમજાતું નથી. હમેશાં કયા કારણથી ચંદ્રમા શીતળ છે અને સૂર્ય ઉષ્ણ છે, તે કોઈને સમજાતું નથી.

**કરતા કારણ કર્મ તે, પર પર આતમ જ્ઞાન;**
**હોત ન બિન ઉપદેશ ગુરુ, જો પટ વેદ પુરાન. ૬૮**

કર્તા, કારણ અને કર્મથી નિરાળું પરાત્પર. એવું આત્મતત્ત્વ છે. તેનું જ્ઞાન ગુરુના ઉપદેશ વિના પ્રાપ્ત થતું નથી. વેદો, પુરાણો અને શાસ્રો વાંચતાં પોતાની મેળે તે હાથ લાગતું નથી.

**પ્રથમ જ્ઞાન સમુઝે નહીં, વિધિ નિષેધ વ્યવહાર;**
**ઉચિતાનુચિતહિ હેરિ ધરિ, કરતબ કરિય સઁભાર. ૬૯**

ઇંદ્રિયોના વિષયોમાં આસકત થઈને જે જ્ઞાન ભુલાયું છે, તે પાછું શોધવાને વિધિનિષેધના વ્યવહારને બરાબર સમજી લેવો એ યોગ્ય છે અને અયોગ્ય કર્મ છે તેનો નિર્ણય કરવો એમ એ વિધેય કર્મ ભગવદર્થે કરાય તો માત્ર દેહાભિમાનનો નાશ થાય તેમ છે.

**જબ મનમહઁ ઠહરાય વિધિ, શ્રીગુરુવર પરસાદ;**
**ઇહિ વિધિ પરમાતમ લખૈ, તુલસી મિટૈ વિપાદ. ૭૦**

જ્યારે શ્રેષ્ઠ ગુરુની કૃપાથી મનમાં કર્તવ્યનો માર્ગ સમજાય છે, ત્યારે પરમાત્મપદની પ્રાપ્તિ થાય છે અને કલેશ મટે છે.

**બરબસ કરત વિરોધ હઠિ, હોન ચહત અકહીન;**
**ગહિગતિ બક બૂક શ્વાન ઇવ, તુલસી પરમપ્રવીન. ૭૧**

તું સંસારમાં જાણીજોઈને ધરાર વેરભાવ વધાર્યે જાય અને પાછો મનમાં દુ:ખરહિત થવાની આશા રાખી રહ્યો છે, એ કેમ બને? કારણ કે સચરાચર ભૂતમાત્ર શ્રીરઘુનાથજીના વિરાટ દેહમાં ભાસેલાં છે. એટલે તું એક

જીવની સાથે વેર કરીને તેને દુઃખ આપે છે, ત્યારે તે દુઃખ વિરાટ દેહમાં રહેલા તને જ પાછું આવી મળે છે! ગોસાંઈજી કહે છે, પોતાની કર્મની ગતિ તો બગલા, વરુ અને શ્વાનના જેવી છે. છતાં મોંએથી વાતો કરીને જ્ઞાનમાં પ્રવીણ થવાનો ઢોંગ કરવો, એ કેવળ વૃથા છે.

**આકકર્મ ભેપજ વિદિત, લખત નહીં મતિહીન;**
**તુલસીશઠ અકવશ વિહહિ, દિન દિન દીન મલીન. ૭૨**

સંસારમાં રહેતાં દુઃખી થઈ ગયેલા મનુષ્ય માટે નિષ્કામ કર્મ એ એક પ્રખ્યાત ઔષધ છે; અર્થાત્ કર્તાપણાનો અહંભાવ ત્યાગીને સર્વ કર્મો ભગવદર્થે કરવામાં આવે તો મન શુદ્ધ થાય છે. વળી વિષયમાં વૈરાગ્ય થયે, મન ભગવાનના ચરણોમાં પ્રીતિવાળું બને છે. પણ પેલો દુખિયો એ વાત માનતો નથી, તેથી દુઃખને પરાધીન થઈને દિનદિન વધારે ને વધારે મલિન બને છે.

**કરતા હી તે કર્મગુણ, સો ગુણ દોપ સરૂપ;**
**કરત ભોગ કરતબ યથા, હોય રંક કિન ભૂપ. ૭૩**

રાજા હો કે રંક, કર્તા જે શુભ અને અશુભ કર્મ કરે છે, તેમાં રહેલા ગુણદોષ વડે ઉત્પન્ન થયેલાં તે તે કર્મનાં ફળો કર્તાને ભોગવવાં પડે છે; કારણ કે તે કર્મો ભગવાનને માટે કરાયેલાં નથી.

**વેદ પુરાણ શાસ્ત્રયુત, નિજ બુધિ બલ અનુમાન;**
**નિજ નિજ કરિ હૈ બહુરિ, કહુ તુલસી પરમાન. ૭૪**

ગોસાંઈજી કહે છે, મનુષ્ય પોતાની બુદ્ધિ અને બળ પ્રમાણે વેદ તથા પુરાણશાસ્ત્ર બધું વાંચે છે અને મોંથી

માત્ર કહે છે કે શ્રીહરિની ભક્તિ એ જ એક સાર વસ્તુ છે; પણ પોતે એ પ્રમાણે આચરણ કરતો નથી–પોતે તો 'મારું –મારું કરીને ધન મેળવું' જેવું આચરે છે.

**વિવિધ પ્રકાર કથન કરૈ, જાહિ યથા ભવમાન;**
**તુલસી સુગુરુ પ્રસાદ બલ, કોઉકોઉ કહત પ્રમાન. ૭૫**

ભવસિંધુમાં ગળકાં ખાય એવું તે અનેક કથન કરે છે. માત્ર કોઈક જ ગુરુકૃપાના બળથી સત્ય વાત કહે છે.

**ઉર ડર અતિ લઘુ હોનકી, ભવ લઘુ સુરતિ ભુલાન;**
**સ્વર્ગ લાહુ લખિ પરત નહિં, લખત લોહકી હાન. ૭૬**

સંસારના અભિમાની જીવોના મનમાં એક વાત હમેશાં બની રહેલી છે કે 'અમારી મોટાઈમાં હાનિ ન પહોંચે!' પણ આ લોકો સંસારની લઘુતાથી ડરીને મૂઆ પછી થનારી પોતાની જન્મમરણની લઘુતા ભૂલી જાય છે, તેઓ જાણતા નથી કે આજ જે શરીર મહારાજા જેવું મહાન છે, તે મરી ગયા પછી ફરી ક્યાંક જન્મીને એક ટેટા જેવું ક્ષુદ્ર હશે! ખરેખર આ લોકો આત્મતત્ત્વરૂપ સોનાનો લાભ ખોઈને સંસારરૂપ લોઢાને માટે રડી રહ્યા છે!

**નૈનદોષ નિજ કહત નહિં, વિવિધ બનાવત બાત;**
**સહત જાનિ તુલસી વિપતિ, તદપિ ન નેક લજાત. ૭૭**

મિથ્યાભિમાની આંધળો પોતાના અભિમાનને વશ થઈને કોઈને આંખનો દોષ કહેતો નથી અને અટકળે ચાલતાં-ચાલતાં પડી જાય છે, ત્યારે પણ ખરી વાત કહેતો નથી. 'અરે! કેમ કરતાં પડી ગયા?' એમ કોઈ પૂછે છે તો જવાબમાં કહે છે: 'પડ્યો નથી–માપ લઈ રહ્યો છું!' તે

પ્રમાણે અહંકારી પંડિત પોતે ભવકૂપમાં ડૂબી ગયો છે; છતાં જ્ઞાનીપણાનો ડોળ મૂકતો નથી અને શરમાતો પણ નથી.

**કરત ચાતુરી મોહવશ, બખત ન નિજ હિતહાન;**
**શુક મરકટ ઇવ ગહત હઠ, તુલસી પરમ સુજાન. ૭૮**

વિષયના કુસંગમાં પડીને પોતે મોહવશ થઈ અનેક ચતુરાઈ કરે છે, પણ પરલોકની હાનિ તેને સૂઝતી નથી; ગોસાંઈજી કહે છે કે, પોપટ અને વાંદરાની પેઠે તે પોતે પોતાની મેળે જ પકડાઈને નાચી રહ્યો છે. ઉપરાંત વળી ભારે ડાહ્યો હોય એમ તે જ્ઞાનની કથની કરે છે.

**દુખિયા સકલ પ્રકાર શઠ, સમુઝિ પરત હીનાહિં;**
**લખતન કંટક મીન જિમિ, અશન ભખત ભ્રમનાહિં. ૭૯**

મોહને વશ થઈને વિષયસુખમાં લપટાઈ રહેલો શઠ ભૂખ, તરસ, રોગ, દળદર, વહાલાંનો વિયોગ, જન્મ, મૃત્યુ, જરા અને મરણ–એવાં અનેક દુઃખો નિરંતર વેઠી રહ્યો છે પણ તે નફટ સમજતો નથી. જેમ માછલી માંસને લોભે કાંટામાં પકડાઈને માછીના હાથમાં આવી પડે છે, તેમ જીવ વિષયસુખમાં ફસાઈને જન્મમરણના ફેરામાં પડે છે.

**તુલસી નિજ મનકામના, ચહત શૂન્ય કહઁ સેય;**
**વચન ગાય સબકે વિવિધ, કહહુ પયસ કે હિ દેય. ૮૦**

ગોસાંઈજી કહે છે કે, જે તે શૂન્યને સેવીને અર્થાત્ કાંઈ પણ કર્યા વિના જ પોતાના મનના મનોરથો સફળ કરવા ઇચ્છે છે. એટલે જ્ઞાનની કેવળ વાત કરવી છે પણ સાધન કંઈ જ કરવું નથી! વિવિધ પ્રકારની ' ગાય 'ની વાતો કરવાથી ગાય દૂધ આપતી નથી, તે જ્ઞાનની વાર્તામાત્ર કર્યે કયો મનોરથ સિદ્ધ થાય!

**બાતહિ બાતહિ બનિ પરૈ, બાતહિ બાત નશાય;**
**બાતહિ આદિહિ દીપભવ, બાતહિ અન્ત બતાય. ૮૧**

ઉપર કહ્યું કે કેવળ વાત કરવાથી કાંઈ વળતું નથી, તો પછી વાત નકામી બની એમ સમજવું. તેના સમાધાનમાં કહે છે કે, વાત કરવામાં પાત્રભેદનો ફેર છે. જેમ ધ્રુવજીની માતાએ વાત કરીને જ ધ્રુવજીને માર્ગ દેખાડ્યો અને જય-વિજય તથા સનકાદિક વચ્ચેની વાતથી ઊલટું થયું. એટલે વાત કરવાથી વાત સુધરી જાય છે અને બગડી પણ જાય છે. વાયુના સંયોગથી જે દીપક પ્રજ્વલિત રહે છે, તે જ વાયુના ઝપાટોથી બુઝાઈ પણ જાય છે.

**બાતહિ તે બનિ આવઈ, બાતહિ તે બનિ જાત;**
**બાતહિ તે વરવરમિલત, બાતહિ તે બૌરાત. ૮૨**

વાતથી જ કામ બની આવે છે અને વાતથી જ કામ બગડે પણ છે. વાતથી જ શ્રેષ્ઠ વરદાન મળે છે અને વાતથી જ ચિત્તભ્રમ થઈ જાય છે. એટલે કે વાત-વાતમાં ફેર છે.

**બાત વિના અતિશય વિકલ, બાતહિ તે હરષાત;**
**બનત બાત વરબાત તે, કરત બાત વરઘાત. ૮૩**

સંસારમાં કોઈની 'વાત' ન રહે, તો તે અત્યંત વ્યાકુળ થઈ જાય છે અને વાત અર્થાત્ માન રહી જાય તો તે હર્ષિત થાય છે. વળી વાતથી જ શ્રેષ્ઠ કાર્ય બને છે અને વાતથી જ કાર્યની હાનિ પણ થાય છે.

**તુલસી જાને બાતબિન, બિગરત હર દકબાત;**
**અનજાને દુખ બાતકે, જાનિપરત કુશલાત. ૮૪**

ગોસાંઈજી કહે છે કે વાતનો વળ જાણ્યા વિના વાત

કરી નાખવાથી હરેક વાત બગડી જાય છે. પોતે જાણ્યા વિના એટલે ખબર વિના વાત કરવાથી દુઃખ થાય છે. માત્ર જાણીને વાત કરવામાં લાભ છે.

**પ્રેમવૈર ઔ પુણ્ય અઘ, યશ અપયશ જય હાન;**
**બાત બીજ ઇન સબનકો, તુલસી કહહિં સુજાન. ૮૫**

વાતના કારણે જ પ્રેમ અને વેર, પુણ્ય અને પાપ, યશ અને અપયશ તથા હાનિ અને લાભ યથાવિધિ સંભવે છે, એમ સુજાન મનુષ્યો કહે છે.

**સદા ભજન ગુરુ સાધુ દ્વિજ, જીવ દયા સમ જાન;**
**સુખદ સુનૈરત સત્યવ્રત, સ્વર્ગ સપ્ત સોપાન. ૮૬**

ભગવાનનું નિત્ય નિરંતર ભજન, સાધુ, ગુરુ અને બ્રાહ્મણોની સેવા, જીવ પર દયા રાખવી, લોકમાં સમદષ્ટિ, સૌને સુખ આપવું, સુનીતિ પર ચાલવું, સત્યવ્રત થવું–આ સાતે સાધનો સ્વર્ગનાં પગથિયાં છે.

**વંચક વિધિરત નરતનય, વિધિહિંસા અતિલીન;**
**તુલસી જગમહઁ વિદિત વર, નરક નિસેની તીન. ૮૭**

છળકપટથી પરધન હરી લેવું, અનીતિ કરવી અને હિંસા–પોતાના સુખને માટે કિંવા ક્રોધવશ થઈને જીવ મારવાં –આ ત્રણે નરકમાં પડવાની નિસરણી છે.

**જે નર જગ ગુણ દોષ યુત, તુલસી વદત વિચાર;**
**કબહુઁ સુખી કબહુઁ દુખિત, ઉદય અસ્ત વ્યવહાર. ૮૮**

જે લોકો સ્વર્ગનાં જ સાધનો સેવે છે, તે સદા સુખ પામે છે અને જે નરકનાં જ દ્વાર ભણી ઘસડાઈ રહ્યા છે તે

સદા દુઃખ ભોગવે છે. પણ જે લોકો સ્વર્ગનાં અને નરકનાં બન્ને સાધનો આચરનારા છે, તેઓ દિવસરાત્રિની પેઠે કોઈ વાર સુખી અને કોઈ વાર દુઃખી જણાય છે.

**કારજ જગકે સુગુલતમ, કાલ અચલ બલવાન;**
**ત્રિવિધ વિકલતે તે હટહિં, તુલસી કહહિં પ્રમાન. ૮૯**

અચળ અને બળવાન એવા કાળના યોગમાં પડીને જગતનાં શુભ અને અશુભ બન્ને પ્રકારનાં કર્મો જીવને માટે અંધકારરૂપ બની રહે છે; કારણ કે કાળ અને શુભાશુભ કર્મોના ત્રિવિધ સંયોગ વડે જીવનું ભાવિ સર્જાય છે અને તે અનિવાર્ય છે.

**અનુભવ અમલ અનૂપ ગુરુ, કછુક શાસ્ત્ર ગતિ હોય;**
**બચૈ કાલક્રમ દોષ તે, કહહિ સુબુધ સબકોય. ૯૦**

કાળ અને કર્મના દોષથી બચવાનો ઉપાય દર્શાવતાં કહે છે કે અનુપમ એવા ગુરુની કૃપાથી આત્મતત્ત્વનો નિર્મળ અનુભવ થાય અને કાંઈક શાસ્ત્રમાં પણ ગતિ હોય તો અશુભ કર્મ ત્યાગીને શુભકર્મ કેવળ-ભગવદર્થે કરવાની યુક્તિ સમજાય અને કર્મજાળમાંથી છુટાય એમ-સહુ બુદ્ધિમાનો કહે છે.

**સબ વિધિ પૂરણ ધામ વર, રામ અપર નહિં આન;**
**તાકી કૃપા કટાક્ષ તે, હોતહિયે દઢ જ્ઞાન. ૯૧**

કર્મની મહાકઠિન જાળમાંથી બચવા માટે સંયમ, નિયમ, વિષયોમાં વૈરાગ્ય, ગુરુની કૃપા અને આત્મતત્ત્વનું જ્ઞાન ઇત્યાદિ પુરુષાર્થના ઉપાયો બતાવ્યા પણ માયાના સકંજામાં ફસાયેલો પરાધીન જીવ એ બધું શી રીતે કરી શકે? એને માટે આ સુંદર ઉપાય છે:

શ્રીરઘુનાથજી પૂર્ણકામ છે, એટલે કે જપ, તપ, બલિ, પૂજા કાંઈ જ ચાહતા નથી. વળી એવા એ એક જ છે; એના કૃપાકટાક્ષથી બધું સિદ્ધ થઈ શકે છે અને જ્ઞાન પણ દૃઢ થઈ જાય છે.

**સો સ્વામી સોતર સખા, સોવર સુખદાતાર;**
**તાત માત આપદહરણ, સો આ સમય અધાર. ૯૨**

વળી શ્રીરઘુનાથજી એક જ માત્ર જીવના સ્વામી, શ્રેષ્ઠ-મિત્ર, સુખ આપનારા, પિતા, માતા, સંકટ હરનાર અને બૂરા વખતમાં આધાર દેનારા છે–

श्रद्धया हेलया नाम वदन्ति मनुजा भुवि ।
तेषां नास्ति भयं पार्थ रामनामप्रसादतः ॥

(આદિ પુરાણે–શ્રીકૃષ્ણવાક્યમ્)

એવા શ્રીરઘુનાથજીને પ્રસન્ન કરવાનો ઉપાય પણ સહેલો છે. જેમ માતાને રાજી કરવામાં પુત્રને બહુ મોટાં તપ કરવાં પડતાં નથી; વ્યાકુળ ભાવે 'મા' પોકારતાં જ માતા બધું જ ભૂલીને પોતાના બાળકને તેડી લે છે, તેમ શ્રીરઘુનાથજી પોતાનું નામ લેનારા જીવની યાદ રાખે છે.

**સુખદ દુખદ કારજ કઠિન, જાનત કો તેહિ નાહિં;**
**જાને હુ પર બિન ગુરુ કૃપા, કરતબ બનત ન કાહિં. ૯૩**

સુખ દેનારાં અને દુઃખ દેનારાં અર્થાત્ શુભ અને અશુભ બન્ને પ્રકારનાં કાર્યો કરવાં કઠણ છે; ગુરુકૃપા વિના તે થઈ શકતાં નથી; કારણકે કર્મોમાં શુભ કયું અને અશુભ કયું એ શોધવું જ દૂધ-પાણી શોધવા જેવું મુશ્કેલ છે. તેથી હંસ જેવા ગુરુની જરૂર છે.

**તુલસી સકલ પ્રધાન હૈ, વેદવિદિત સુખધામ;**
**તામહઁ સમુઝબ કઠિન અતિ, યુગલ ભેદ ગુણ નામ. ૯૪**

ગોસાંઈજી કહે છે કે એકમાત્ર સુખનું ધામ, સૌથી મુખ્ય અને વેદવિદિત એવું શ્રીરઘુનાથજીનું નામ છે. (અને રટનારાઓ રટતાં છતાં શા માટે હેરાન થાય છે તેના સમાધાનમાં કહે છે કે) નામના ગુણોમાં બે પ્રકારનો ભેદ છે! *જેમ ઘી પુષ્ટિ કરનારું હોવા છતાં તાવવાળાને કુપથ્ય થાય છે.*

**નામ કહત સુખ હોત હૈ, નામ કહત દુખ જાત;**
**નામ કહત સુખ જાત દુરિ, નામ કહત દુખખાત. ૯૫**

નામ જપવાથી સુખ થાય છે, જેમ કે શિવજી અને નારદજી નામના પ્રભાવથી સુખી થાય છે. વળી આર્તજન ભગવાનનું નામ અનન્યભાવે પોકારતાં સુખી છે. જેમકે મગરના મોંમાં પકડાયેલો ગજેન્દ્ર!

પણ મનમાં દુષ્ટ વાસના રાખીને નામ ઉચ્ચારવાથી સુખનો નાશ થાય છે. જુઓ કૈકેયીએ કર્યું–'ચૌદહ વર્ષ રામ વનવાસી!'

તેમજ વળી દુષ્ટના સંગમાં રહીને નામ ઉચ્ચારતાં દુઃખ થઈ પડે છે. જુઓ દશરથ રાજા–'ભામિનિ રામ શપથ શતમોહીં!' એ પ્રમાણે કૈકેયીની સોબતમાં રહીને બોલ્યા અને દુઃખભાગી થયા.

**નામ કહત વૈકુંઠ સુખ, નામ કહત અઘખાન;**
**તુલસી તાતે ઉર સમુઝિ, કરહુ નામ પહિચાન. ૯૬**

'નામ' લેતાં વૈકુંઠસુખ પ્રાપ્ત થાય છે. જેમકે અજામિલે લીધું અને એ જ રામનામનો મારણાદિ ષટ્પ્રયોગમાં

ઉપયોગ કરતાં કર્તા મહાપાતકી બનીને નારકી થાય છે. એટલા માટે શ્રીગોસાંઇજી કહે છે કે હૃદયમાં બરાબર સમજી ને નામની પિછાન કરો. રામનામ જપવામાં નીચેના અપ રાધો પણ સમજી રાખવાના છે:

(૧) સંતોની નિંદા, (૨) શિવ અને શ્રીરામમાં ભેદભાવ, (૩) વેદપુરાણની નિંદા, (૪) સદ્ગુરુની અવજ્ઞા, (૫) નામમાહાત્મ્યમાં તર્ક કરવા, (૬) નામના બળ પર પાપ કરવાં, (૭) 'નામસાધન' સાધારણ સાધન જાણીને ક્ષુદ્ર વસ્તુની પ્રાપ્તિ માટે તેનો ઉપયોગ કરવો; (૮) નાસ્તિકોમાં નામનો ઉપદેશ કરવો, (૯) નામનું માહાત્મ્ય સાંભળીને પોતાને આનંદ ન થવો, (૧૦) અને નામજપ કરતાં-કરતાં મનમાં કામાદિ વાસના પોષવી. આ દશાપરાધથી બચીને રામનામ જપવા યોગ્ય છે.

**ચારો ચૌદહ અષ્ટદશ, રસ સમુઝબ ભરિપૂર;**
**નામભેદ સમુઝે બિના, સકલ સમુઝમહઁ ધૂર. ૯૭**

ચારે વેદ, અઢારે પુરાણ, ચૌદ વિદ્યા અને છયે શાસ્ત્રોમાં નામની સમજણ આપેલી છે. એ બધું વાંચ્યા-વિચાર્યા પછી યે જો નામભેદનું જ્ઞાન ન થાય તો એ સમજણ વૃથા થઈ છે, એમ જાણવું.

**બાર દિવસ નિશિ માસસિત, અસિત વરષ પરમાન;**
**ઉત્તર દક્ષિણ આશ રવિ, ભેદ સકલ મહઁ જાન. ૯૮**

કર્મોમાં શુભાશુભ ભેદ છે. નામના ગુણમાં ભેદ છે, તે પ્રમાણે વાર, દિવસ, રાત્રિ, માસ, શુક્લપક્ષ, કૃષ્ણપક્ષ, સંવત્સર, ઉત્તર-દક્ષિણ દિશાઓ, ઉત્તરાયણ-દક્ષિણાયન ઇત્યાદિ

સર્વમાં ભેદ છે. જેમકે શુભ કાર્યને માટે રવિ, સોમ, ગુરુ, બુધ અને શુક્ર સારા છે; અશુભ કાર્યને માટે ભૌમ, શનિ સારા છે–ઇત્યાદિ.

**કર્મ શુભાશુભ મિત્ર અરિ, રોદન હઁસન બખાન;**
**ઔર ભેદ અતિ અમિત હૈ, કહઁલગિ કહિય પ્રમાન. ૯૯**

કર્મમાં, મિત્રમાં, શત્રુમાં, હાસ્યમાં, રુદનમાં અને પ્રશંસામાં બીજા પણ અનેક ભેદ છે, એનું ક્યાં લગી વર્ણન થઈ શકે ?

**જહઁ લગિ જન દેખબ સુનબ, સમુઝબ કહબ સુરીત;**
**ભેદ રહિત કછુ હૈ નહીં, તુલસી વદહિં વિનીત. ૧૦૦**

માણુસ જ્યાં લગી જોઈ શકે છે, સાંભળી શકે છે, સારી રીતે સમજીને કહી શકે છે, ત્યાં લગી બધું જ ભેદથી ભરેલું છે. એટલે કે જોવામાં, સાંભળવામાં, સમજવામાં અને કહેવામાં સર્વત્ર ઉપર કહેલા સારામાઠાના ભેદ છે.

**ભેદ યાહિ વિધિ નામ મહઁ, બિનગુરુ જાન ન કોય;**
**તુલસી કહહિં વિનીતવર, જો વિરંચિ શિવ હોય. ૧૦૧**

તે પ્રમાણે નામમાં પણ ભેદ છે. ગોસાંઈજી તુલસીદાસજી કહે છે કે ગુરુકૃપા વિના નામનો એ ભેદ જાણી શકાતો નથી, ભલેને પછી એ બ્રહ્મા અને શિવજી હોય.

ઇતિ શ્રીમદ્ ગોસ્વામી તુલસીદાસે રચેલી
સપ્તશતિકા વિષે ૬ ઠો સર્ગ સમાપ્ત

# સાતમો સર્ગ

તિનહિં પઢે તિનહીં સુને, તિનહિં સુમતિ પરગાસ;
જિન આશા પાછે કરે, ગહે અલખ નીસાસ. ૧

જેણે આ જગતમાં બધી આશા ત્યાગીને એકમાત્ર નિરાશા ધારણ કરી છે, તેણે જ બધું વાંચ્યું, સાંભળ્યું અને સુમતિ મેળવી લીધી એમ સમજી લેવું.

તબ લગિ યોગી જગતગુરુ, જબ લગિ રહે નિરાસ;
જબ આશા મનમેં જગી, જગ ગુરુ યોગી દાસ. ૨

યોગી જ્યાં લગી નિરાશ એટલે કે સંસારની આશા ત્યાગીને રહે છે, ત્યાં લગી જ તે જગતનો ગુરુ છે; પણ જો તેના મનમાં સંસારની કામના ઊઠે તો તે યોગી જગતનો ચેલો બને છે અને દુનિયા તેનો ગુરુ બને છે.

હિત પુનીત સ્વારથ સબહિ, અહિત અશુચિ બિન ચાઉ;
નિજમુખ માણિક સમ દશન, ભૂમિ પરત ભૌ હાઉ. ૩

આ દુનિયામાં જ્યાં લગી સ્વાર્થ હોય, ત્યાં લગી જ બધું હિતકર અને જે હિતકર તે પવિત્ર ગણાય છે. જેમાં સ્વાર્થ ન હોય તે અપવિત્ર કહીને દૂર કરવામાં આવે છે. મુખમાં હોય ત્યાં લગી દાંત માણેક જેવો સમજાય છે, પણ પડી ગયા પછી તે હાડકું કહેવાય છે.

નિજ ગુણ ઘટત ન નાગનગ, હર્ષિ ન પહિરત કોલ;
ગુંજા પ્રભુ ભૂષણ કરે, તાતેબઢે ન મોલ. ૪

ગજમુક્તા જોઈને ભીલ લોકો તેને પ્રસન્ન થઈને પહેરતા નથી, પણ તેથી તે મોતીની કિંમત ઘટી જતી નથી.

તે પ્રમાણે ચણોઠી ભગવાનના ગળામાં પહેરાવે છે તો તેથી ચણોઠીની કિંમત વધી જતી નથી. તે પ્રમાણે મોતી જેવા ભક્તજનો દૈવયોગે દુર્જનોમાં પડીને અનાદર પામે છે પણ તેથી તે ભક્તોની કિંમત ઘટતી નથી. સજ્જનોનો સમાગમ થતાં તેઓનો મહિમા પ્રકટ થવાનો જ છે અને ભારે ચણોઠી જેવા રૂપકડા અને ઢોંગી મનુષ્યો બીજાને દેખાડવા પૂરતી ભક્તિની ચેષ્ટા કરે છે, પણ તેથી તેમની કિંમત વધતી નથી.

**દેઈ સુમન કરિ વાસતિલ, પરિહરિ ખરિ રસ લેત;**
**સ્વારથ હિત ભૂતલ ભરે, મનમેં ચકત ન સેત. ૫**

મનના મેલા અને તનના ઊજળા, એવા સ્વાથી મનુષ્યોથી આ જગત ભરેલું છે. તેઓ સ્વાર્થ સાધવાને અનેક યુક્તિઓ અને ભલાઈ પણ દાખવે છે; પણ સ્વાર્થ સર્યે તેઓ સામું પણ જોનારા નથી. જુઓ, ફૂલેલ તેલ કાઢવા માટે તલને સારાંસારાં ફૂલોથી સુવાસિત કરે છે અને ઘાણીમાં ઘાલીને તેલ કાઢી લીધા પછી ખોળ ફેંકી દે છે.

**અઁસુવન પથિક નિરાશતે, તટભુઈ સજલસરૂપ;**
**તુલસી કિન બંચે નહીં, ઇન સબ થલ કે કૂપ. ૬**

મરુભૂમિના પાણી વિનાના અને ઊંડા કૂવા કાંઠાપરની ભીની જમીન વડે મુસાફરોને આકર્ષે છે. કાંઠાની ભીની જમીન જળથી નહિ પણ પેલા નિરાશ મુસાફરોનાં આંસુ અને થાકથી થયેલી હોય છે. તેથી તે બિચારા છેતરાય છે અને રડે છે! ગોસાંઈજી કહે છે કે આ ઠાલા મરુભૂમિના કૂવાઓએ કોને છેતર્યા નથી? અર્થાત્ સંસારનાં એવાં જૂઠાં સુખોથી લોભાઈને કોણ રડ્યું નથી? પિતા પુત્રસુખની

આશામાં, કામી સ્ત્રી-સુખની આશામાં અને લોભિયો ધનની આશામાં એમ સહુ કોઈ છેવટે રહ્યા છે.

**તુલસી મિત્ર મહાસુખદ, સબહિ મિત્ર કી ચાઉ;**
**નિકટભયે વિલસતસુખપ, એક છપાકર છાઉ. ૭**

ગોસાંઈજી કહે છે કે, મિત્ર મહાસુખ આપનાર છે અને સૌને મિત્ર કરવાની અભિલાષા છે. પણ જ્યારે મિત્રની પાસે રહેવાય ત્યારે જ મિત્રનું સુખ પ્રાપ્ત થાય છે. કપટથી દૂર રહેવાય તો સુખને બદલે દુઃખ થઈ પડે છે. જુઓ ચંદ્રમા સૂર્યથી દૂર રહેતોરહેતો છેવટે પોતાની ઊતરતી દશામાં અમાસને દિવસે સૂર્યના ઘરમાં ભરાય છે, ત્યારે છેક નાશ પામે છે; તેવી જ ગતિ કપટી મિત્રની સમજવી.

**મિત્ર કોપ બરતર સુખદ, અનહિત મૃદુલ કરાલ;**
**દ્રુમદલ શિશિર સુખાત સબ, સહનિદાઘ અતિલાલ. ૮**

મિત્રનો ગુસ્સો પણ સુખ આપનારો હોય છે. પણ શત્રુની નરમાશ ભયંકર બને છે. શિયાળો વૃક્ષોને માટે શત્રુ છે-ભલે તે શીતળ છે અને ઉનાળો જો કે ઉષ્ણ છે; છતાં વૃક્ષોને હિતકર છે.

**ખલ નેરે ગુણ માનહીં, મેટહિ દાતા લોપ;**
**જિમિ જલતુલસી દેત રવિ, જલદ કરત તેહિ લોપ. ૯**

ખલ મનુષ્યો ગુણને માનતા નથી, કોઈ પણ સુજન ભલે તેમની સાથે ભલાઈનો વ્યવહાર કરે, તોપણ પ્રસંગ આવતાં એ ખલો સુજનની નિંદા કરીને તેની કીર્તિને ઝાંખ લગાડવાનું ભૂલતા નથી. જુઓ, સૂર્યનાં કિરણો વડે ઉત્પન્ન થયેલાં વાદળાં સૂર્યને જ ઢાંકી દે છે.

**વરષત હરષત લોગ સબ, કરષત લખત ન કોય;**
**તુલસી ભૂપતિ ભાનુ સમ, પ્રજા ભાગવશ હોય. ૧૦**

સૂર્ય જળ વરસાવે છે, લોકોને આનંદ પમાડે છે પણ તે જળનું આકર્ષણ એવી રીતે કરે છે કે કોઈને ખબર પડતી નથી. એવો સૂર્ય જેવો રાજા પ્રજાના સદ્‌ભાગ્યે હોય છે.

**માલી ભાનુ કૃશાનુ સમ, નીતિનિપુણ મહિપાલ;**
**પ્રજાભાગવશ હોહિંગે કબહિં કબહિં કલિકાલ. ૧૧**

માળી, સૂર્ય અને અગ્નિના જેવો નીતિનિપુણ રાજા પ્રજાના સારા નસીબે આ કળિયુગમાં પણ કોઈ કોઈવાર થાય છે.

**સમય પરે સુપુરુષ નરન, લઘુકરિ ગનિય ન કોય;**
**નાજુક પીપરબીજ સમ, બચૈ તો તરુવર હોય. ૧૨**

સત્પુરુષ કોઈ વાર પોતાનાં નષ્ટ કર્મના ઉદયથી ભલે સંકટમાં આવી પડે, પણ તેથી તેને હલકો ન ગણવો જોઈએ; કારણ કે જ્યારે તેના પુણ્યનો ઉદય થશે ત્યારે તે પાછો શ્રેષ્ઠ બની રહેશે જ. જુઓ, પીપળાનું બી છેક નાનકડું હોય છે; પણ જો બચી જાય છે તો એમાંથી મોટું વૃક્ષ બને છે.

**બડ઼ે રામરત જગતમેં, કૈ પરહિત ચિત્ત જાહિ;**
**પ્રેમ પૈજ નિબહી જિન્હેં, બડ઼ો સો સબહી ચાહિ. ૧૩**

આ જગતમાં શ્રીરામભક્તો સૌથી શ્રેષ્ઠ ગણાય છે. અથવા જેનું ચિત્ત બીજાનું ભલું કરવામાં જ રાચી રહ્યું છે તેવા લોકો પણ શ્રેષ્ઠ સમજવા; તોપણ જેની પ્રેમની ટેક રહી છે, તે મનુષ્યો માત્ર સૌથી શ્રેષ્ઠ સમજવા જોઈએ.

**તુલસી સંતન તે સુનૈ, સંતત યહૈ વિચાર;**
**તન ધન ચંચલ અબલ જગ, જુગ જુગ પર ઉપકાર. ૧૪**

ગોસાંઇજી કહે છે કે સંતોને મુખેથી આ એકજ નિશ્ચિત વિચાર સાંભળ્યો છે કે જગતનાં શરીર અને દોલત ચંચળ છેઃ એક માત્ર પરોપકાર અને તેની કીર્તિ અચળ છે.

**ઊંચહિ આપદ વિભવ વર, નીચહિ દત્ત ન હોય;**
**હાનિ વૃદ્ધિ દ્વિજરાજ કહું, નહિં તારાગણ કોય. ૧૫**

મોટાઓને જ ચડતીપડતી હોય છે; નીચ પુરુષને 'દત્ત' નામ લગાડવાથી તે બિચારો ચડીપડી શકનો નથી. જુઓ, ચંદ્રમાને જ કલા અને ક્ષય હોય છે, તારલાઓને કાંઈ નથી.

**બડે રતહિં લઘુકે ગુણહિં, તુલસી લઘુહિ ન હેત;**
**ગુંજા તે મુક્તા અરુણ, ગુંજા હોત ન શ્વેત. ૧૬**

શ્રેષ્ઠ પુરુષે નીચનો સંગ ન કરવો; કારણ કે તેને નીચનો પાસ લાગે છે, પણ નીચને શ્રેષ્ઠનો પાસ લાગતો નથી. જુઓ, ચણોઠીઓ અને મોતી ગૂંથીને બનાવેલી માળામાં મોતીની ચમકમાં ચણોઠીનું પ્રતિબિંબ પડીને મોતી લાલ રંગનાં ભાસે છે, પણ મોતીના પ્રતિબિંબથી ચણોઠીઓ ધોળી થતી નથી.

**હોહિં બડે લઘુસમય સહ, તો લઘુસકહિં ન કાઢિ;**
**ચંદ્ર દૂબરો કૂબરો, તઊ નખત તે બાઢિ. ૧૭**

મોટા માણસો પણ દુર્ભાગ્યને વશ થઈને નાના થઈ જાય છે, પણ તેથી હલકા માણસો તેમનો ઉદ્ધાર કરી શકતા નથી; અર્થાત્ મોટાનાં દુઃખો નાનાઓથી મટતાં નથી. કૃષ્ણપક્ષમાં ચંદ્રમા ક્ષીણ અને કૂબડો થઈ જાય છે, તોપણ તે નક્ષત્રોથી તો મોટો જ છે.

**ઉરગ તુરગ નારી નૃપતિ, નર નીચો હથિયાર;**
**તુલસી પરખત રહબ નિત, ઇનહિં ન પલટતવાર. ૧૮**

સાપ, ઘોડો, સ્ત્રી, રાજા, હલકો માણસ અને હથિયાર–એ છને હમેશાં તપાસતાં રહેવું જોઈએ, નહિ તો તેમને બદલી જતાં વાર લાગતી નથી. તે પ્રમાણે સંસારના ષડ્‌રિપુ મોહ, લોભાદિથી પણ સદા સાવચેત રહેવું જોઈએ.

**દુરજન આપ સમાન કરિ, કો રાખૈ હિત લાગિ;**
**તપત તોય સહજાહિ, પુનિ પલટિ બતાવત આગિ. ૧૯**

કોઈ દુર્જન માણસને હિતકર્તા સમજીને પોતાની સમાન બનાવીને પાસે રાખે, તો તે દુર્જન પોતાના આશ્રયદાતાનો નાશ કરવા તૈયાર રહે જ છે. જુઓ, અગ્નિ પાણીને પોતાની ગરમી આપીને પાસે રાખે છે, તો તે પાણી જ અગ્નિને બુઝાવે છે.

**મંત્ર તંત્ર તંત્રી ત્રિયા, પુરુષ અશ્વધન પાઠ;**
**પુનિ ગુણુ યોગ વિયોગતે, તુરિત જાહિં યે આઠ. ૨૦**

મંત્ર, તંત્ર, વીણા, સ્ત્રી, પુરુષ, ઘોડો, ધન અને પાઠ–એ આઠેને હમેશાં હાથવગાં રાખવાં; અર્થાત્ સંભાળી રાખવાં. તેઓને વીસરી જવામાં આવે તો એ આઠે બગડી જાય છે.

**નીચ નિચાઈ નહિ તજૈ, જો પાવૈ સતસંગ;**
**તુલસી ચંદન વિટપ બસિ, બિન વિષ ભય ન ભુજંગ. ૨૧**

સત્સંગમાં રહે તોપણ નીચ માણસો પોતાની નીચતા છોડતા નથી. ગોસાંઈજી કહે છે કે સાપ હમેશાં ચંદનવૃક્ષમાં વસે છે, તોપણ તે તેનું ઝેર છોડતો નથી.

**દુરજન દરપણ સમ સદા, કરિ દેખો હિય દૌર;**
**સન્મુખકી ગતિ ઔર હૈ, બિમુખ ભયે કછુ ઔર. ૨૨**

દુર્જન માણસો દર્પણ જેવા છે. દર્પણ સન્મુખ રાખો તો મુખનું પ્રતિબિંબ દેખાડે, પણ વિમુખ કરો તો કાંઈ જ બતાવતું નથી, તે પ્રમાણે દુર્જનો મોં દેખી મીઠી વાત કરે છે, પણ પાછળથી કાંઈ જ નહિ.

**મિત્રકે અવગુણ મિત્રકો, પર મહઁ ભાવત નાહિં;**
**કૂપ છાંહ જિમિ આપની, રાખત આપહિ માહિં. ૨૩**

જે મિત્રવર્ગ છે તે પોતાના મિત્રનો અવગુણ જોતા છતાં પણ કોઈની પાસે ખુલ્લો કરતા નથી–મનમાં સમજીને રાખે છે. જેમ કૂવો પોતાની છાયા બહાર કાઢતો નથી–અંદર જ રાખે છે તેમ.

**તુલસી સો સમરથ સુમતિ, સુકૃતિ સાધુ સુજાન;**
**જો વિચારિ વ્યવહરત જગ, ખરચ લાભ અનુમાન. ૨૪**

તુલસીદાસજી કહે છે, કે જે ખરચ અને લાભનો હિસાબ રાખીને જગતમાં ચાલે છે, તે જ માણસ સમર્થ, સારી બુદ્ધિવાળો, પુણ્યવાન, સાધુ અને સુજાણ છે. આવક કરતાં ખર્ચ વધી જાય તો દેવાળું નીકળે જ. તે પ્રમાણે સાધુજનો સુકર્મ અને કુકર્મનો પણ હિસાબ રાખે છે અને સુકર્મ અર્થાત્ લાભ વધારતા રહે છે તથા કુકર્મ અર્થાત્ પુણ્યનો ક્ષય (ખર્ચ) ઘટાડતા રહે છે; કારણ કે કુકર્મ વધી જાય તો જીવિત અધોગતિ પામે છે.

**સીખ સખા સેવક સચિવ, સુતિયા સિખાવન સાંચ;**
**સુનિ કરિયે પુનિ પરિહરિય, પર મનરંજન પાંચ. ૨૫**

શિષ્ય, મિત્ર, સેવક, સચિવ અને સ્ત્રી–એ પાંચ સાચી શિખામણો છે. તેમની સાથે માથાં જડેલાં નથી; અર્થાત્ પરલોકના માર્ગમાં કોઈ સાથે આવનારાં નથી. તેઓ તો

માત્ર ઈહ લોકનાં જ મનરંજન કરવાનાં પાંચ સાધનો છે. તેઓ જો હિત કરનારાં હોય તો જ રાખવા યોગ્ય છે; ઊલટે રસ્તે દોરી જનારાં હોય તો તેમને ત્યાગી દેવાં જોઈએ.

**તુષ્ટિ હિ નિજ રુચિ કાજ કરિ, રુષ્ટહિ કાજ બિગારી;**
**તિયા તનય સેવક સખા, મનકે કંટક ચારિ. ૨૬**

સ્ત્રી, પુત્ર, સેવક અને મિત્ર–એ ચારેને મોંએ ચડાવ્યાં હોય તો મનમાં કાંટાની પેઠે ખૂંચ્યાં કરે છે. તેમની ઇચ્છા પ્રમાણે ચાલો તો ખુશી રહે પણ જો તમારી ઇચ્છા પ્રમાણે તેઓને ચલાવવા ઇચ્છો તો તેઓ કામ બગાડીને રિસાઈ જાય છે!

**નારિ નગર ભોજન સચિવ, સેવક સખા અગાર;**
**સરસ પરિહરે રંગરસ, નિરસ વિષાદ વિકાર. ૨૭**

સ્ત્રી, શહેર, ભોજન, સચિવ, સેવક, મિત્ર અને ઘર–એ સાતેનો અતિ પરિચય ન રાખવો જોઈએ. તેથી તેઓ નીરસ થઈ જાય છે, એટલું જ નહિ, ઊલટું વિષાદ અને વિકાર પણ જન્મે છે, એટલે પછી અવજ્ઞા થવા માંડે છે. જેમકે સ્ત્રીની પાસે જ રાતદિવસ બેસી રહેવાથી સ્ત્રી પુરુષને બાયલો ગણે છે; શહેરમાં જ નિરંતર વસવાથી કોઈ કોઈ દિવસે આનંદ આપનારી એની શોભા ઊડી જાય છે અને ઘોંઘાટ માલૂમ પડે છે. ભોજન જો વારંવાર કરવામાં આવે તો અજીર્ણ થાય છે. પ્રધાનની વારંવાર સલાહ લેવાથી પ્રધાન રાજાને બુદ્ધિવગરનો સમજવા માંડે છે. સેવકની વારંવાર ગરજ રાખવાથી સેવક નફટ બની જાય છે. મિત્રનો ગાઢો પરિચય રાખવાથી મિત્ર પોતાનો કામધંધો ખોટી થવાથી નારાજ થાય છે. ઘરમાં જ રાતદિવસ બેસી રહેવાથી બેકાર

થવાય છે. તેથી એ બધાંને થોડોથોડો સમય દૂર રાખીને સેવવાં જોઈએ.

**દીરઘ રોગી અતિ દારિદ્રી, કટુવચ લોલુપ લોગ;**
**તુલસી પ્રાણ સમાન જ્યોં, તુરિત ત્યાગિબે યોગ. ૨૮**

જે સદાનો રોગી—અસાધ્ય રોગવાળો છે, અત્યંત દરિદ્રી છે, કડવાં વચન બોલનારો છે અને જે લોલુપ-પરસ્ત્રીરત છે-એવા લોકોને તુરત ત્યાગી દેવા જોઈએ, પછી ભલે તેઓ પ્રાણ સમાન હોય !

**ઘાવ લગે લોહા લલકિ, ખૈંચિઉ લેઇય નીચ;**
**સમરથ પાપીસોં બયર, તીને બે સાહી મીચ. ૨૯**

જે ઘાયલ થવાથી મરણિયો થઈને લડી રહ્યો હોય તથા જે છાનોમાનો ઘાત કરનારો નીચ હોય અને જે સમર્થ પણ પાપી હોય એવા ત્રણેની સાથે વેર ન કરવું જોઈએ-તેઓ તરત પ્રાણ લે છે.

અથવા એક તો ઘા લાગ્યો હોય અને ફરીને લડવા તૈયાર હોય, બીજું ઘાવ બાંધ્યો હોય છતાં ધનુષ ખેંચી રહ્યો હોય અને ત્રીજું સમર્થ પણ પાપી હોય તેમની સાથે કરેલું વેર એ મોતનાં પગેરણ છે.

**તુલસી સ્વારથ સામુહે, પરમારથ તન પીઠિ;**
**અંધ કહે દુખપાવકહિ, ડિઠિયારે હિય ડીઠિ. ૩૦**

તુલસીદાસજી કહે છે કે જે મનુષ્ય પોતે સ્વાર્થી છે અને જેને પરમાર્થના પથની જરા યે ગમ નથી, એવા અંધાના ઉપદેશ પ્રમાણે ચાલવાથી દુઃખ જ થાય છે; કારણ કે ગુરુ અને ચેલો બેઉ આંધળા છે, કોઈને અંતશ્ચક્ષુ નથી.

**અનસમૂઝે ને શોચવર, અવશિ સમુઝિયે આપ;**
**તુલસી આપન સમુઝ બિન, પલપલ પર પરિતાપ.**
**કૂપ ખનહિં મંદિર જરત, લાવહિં ધારિ બબૂર;**
**બોયે લુન ચહ સમયબિન, કુમતિ શિરોમણિ કૂર.**

જે વાત આપણાથી સમજાતી ન હોય તે શાસ્ત્રા જોઈ લેવી અને પછી તે કાર્યનો આરંભ કરવો, વિ સમજ્યે કામ કરવાથી ક્ષણેક્ષણે પસ્તાવો થયા કરે છે.

ઘરમાં આગ લાગે ત્યારે બુઝાવવા માટે કૂ ખોદવા બેસે, બાવળના ઝાડ વાવીને આંબાની આશા રા અને વાવેલું અનાજ સમય વિના લણવા દોડે, એ ર બેવકૂફોના સરદાર છે.

**નિડર અનય કરિ અનકુશલ, બીસબાહુ સમ હોય;**
**ગયો ગયો કહ સુમતિજન, ભયો કુમતિ કહ કોય.**

રાવણ જેવો ભલે હોય પણ અનીતિ કરીને નિભ થઈ બેસનારો માણસ કદાપિ ક્ષેમકુશળ નથી. બુદ્ધિમ મનુષ્યો તો એને 'ગયો ગયો' એ પ્રમાણે જ બોલ 'રહ્યો રહ્યો' બોલનારો તો કોઈ એના જેવો જ મૂરખ નીકળ

**બહુસુત બહુરુચિ બહુવચન, બહુ અચાર વ્યવહાર;**
**ઇનકો ભલો મનાઈબો, ઇહ અજ્ઞાન અપાર.**

ઘણા પુત્રો, વિષયભોગમાં બહુ રુચિ, બહુ ભાષ બહુ છૂતઅછૂત અને ભાતભાતનો ઘણો વ્યવહાર—આ બ દુઃખદાયી છે. એ બધાની બરદાસ કરવી એ મહા અજ્ઞાન

**અપયશ યોગ કી જાનકી, મણિચોરી કી કાન્હ**
**તુલસી લોગ રિઝાઈબો, કરસિ કાતિબો નાન્હ.**

સંસાર મહા અનાડી છે. શ્રીજાનકીજી અને કૃષ્ણ જેવા ઉપર પણ સંસારે અપયશ નાખ્યો. ભલેને શ્રીજાનકીજી અને શ્રીકૃષ્ણ એ અપવાદ યોગ્ય નહોતાં, તોપણ સંસારે પોતાનું કામ કર્યું જ. તેથી ગોસાંઈજી કહે છે કે (ભરતજીની પેઠે) દરેક કામ સફાઈથી કરવું જોઈએ.

**માંગિ મધુકરી ખાત જે, સોવત પાઁવ પસારિ;**
**પાપ પ્રતિષ્ઠા બઢ઼િ પરી, તુલસી બાઢ઼ી રારિ. ૩૬**

ભીખ માગીને ખાવું અને પગ પસારીને સૂઈ રહેવું, એથી તો માત્ર પાપની પ્રતિષ્ઠા વધ્યે જાય અને જ્યાં ત્યાં કજિયા જ થાય.

**લહી આંખિ કબ આંધ રહિં, બાંઝ પૂત કબ જાય;**
**કબ કોઢ઼ી કાયા લહી, જગ બહરાઇચ જાય. ૩૭**

સ્વાર્થમાં આંધળું બનેલું જગત ડોલા (કબર) પૂજી નાખે છે, પણ તેથી શું? કયો આંધળો દેખતો થયો? કઈ વંધ્યા સ્ત્રી પુત્રવાળી થઈ? અને કયો કોઢિયો કાયાવાળો થયો?

**યા જગકી વિપરીત ગતિ, કાહિ કહૌ સમુઝાય;**
**જલજલિગૈઝખ બાધિગૈ, જનં તુલસી સુસકાય. ૩૮**

તુલસીદાસજી કહે છે કે આ જગતની ઊલટી રીત કોને કહીને સમજાવવી? જેમ નદીમાં પૂર આવે અને માછલાં કાંઠા પર ચડી આવે અને પાણી ઊતરી જતાં કાંઠા પર બિછાવેલી જાળમાં ફસાઈને મરે, તેમ વિષયાસક્ત જીવો માયાના પૂરમાં ધસીને કાળનો શિકાર બની રહ્યાં છે. આ જોઈને હસવું આવે છે.

**કૈ જૂઝિબો કિ બૂઝિબો, દાન કિ કાય કલેશ;**
**ચારિચારુ પરલોક પથ, યથાયોગ ઉપદેશ. ૩૯**

પરલોકના ચાર સુંદર માર્ગ છે : લડાઈમાં સામે મોંએ મરવું, જ્ઞાન પ્રાપ્ત કરીને મોક્ષ મેળવવો, સત્પાત્રે દાન કરીને અમર નામના કરવી અને તપ વડે દેહનું દમન કરીને સંસારમાંથી પિંડ છોડાવવો !

**બુધ કિ માનસર વેદ બન, મતે ખેત સબ સીંચ;**
**તુલસી કૃષિગતિ જાનિબો, ઉત્તમ મધ્યમ નીચ. ૪**

ત્રણ પ્રકારની ખેતી છે : જે ખેતી પોતાને હાથે થાય તે ઉત્તમ; મજૂરોની સાથે ઊભા રહીને થાય તે મધ્યમ અને મજૂરો એકલા કરે તે નીચ જાણવી. તે પ્રમાણે પરલોકની ખેતી માટે બુદ્ધિમાન મનુષ્ય ખેડૂત છે; વેદરૂપી સરોવરનું જળ છે તથા કર્મ, જ્ઞાન, ઉપાસના ઈત્યાદિ મત ખેતર સમાન છે. તેમાં યોગ્ય લાગે તેવા પ્રકારની ખેતી કરો.

**સહિ કુબોલ સાસતિ, અસમ પાય અનટ અપમાન;**
**તુલસી ધર્મ ન પરિહરહિં, તે વર સંત સુજાન. ૪૧**

દુર્જનોનાં દુષ્ટ વચનો સહીને તેમ જ વિષમ સંકટ તથા ખામોખાં અપમાન સહીને જે પોતાના ધર્મથી ડગતા નથી, તે શ્રેષ્ઠ અને સુજાન સંતો છે.

**અનહિત જ્યોં પરહિત કિયે, આપન હિત તમ જાન;**
**તુલસી ચારુ વિચાર મતિ, કરિય કાજ સમ માન. ૪**

જેવું પોતાનું હિત, તેવું જ બીજાનું હિત સમજીને આચરણ કરવું એ શ્રેષ્ઠ બુદ્ધિનો વિચાર છે. પરંતુ જીવમાં એવી વિષમતા પડેલી છે કે પોતાના હિતને જ 'ભલું' માનીને બીજાના હિતમાં થતું નુકસાન તે વિચારતું નથી.

**મિથ્યા માહુર સૂજન કહૈં, ખલહિં ગરલ સમ સાંચ;**
**તુલસી પરસિ પરાત જિમિ, પારદ પાવક આંચ. ૪૩**

સુજન મનુષ્યો ઝેરને ખરું ઝેર સમજતા નથી; કારણ કે ઝેરથી બહુ થાય તો શરીરનો નાશ થાય–જીવનો નાશ થાય નહિ, પણ દુષ્ટ મનુષ્યોના સંગને તો તેઓ ઝેરથી પણ વિશેષ ભયંકર સમજે છે; કારણ કે તેથી આત્માની પણ અધોગતિ થાય છે એટલા માટે સુજનો તે દુષ્ટોથી હમેશાં એવા દૂર ભાગે છે કે જેમ અગ્નિની આંચ લાગતાં પારો ઊડી જાય!

**તુલસી ખલવાણી વિમલ, સુનિ સમુઝબ હિય હેરિ;**
**રામરાજ બાધક ભઈ, મંદ મંથરા ચેરિ. ૪૪**

જો દુષ્ટોની વાણી નિર્મળ હોય, તોપણ વિચારીને કામ કરવું; કારણ કે દુર્જનો કદી પણ નિર્મળ વાણી બોલી શકતા જ નથી. જુઓ, મંદ બુદ્ધિવાળી મંથરા રામજીના રાજ્યાભિષેકમાં વિઘ્નરૂપ બની!

**દાન દયાદિક યુદ્ધ કે, વીર ધીર નહિં આન;**
**તુલસી કહહિં વિનીત ઈતિ, તે નરવર પરમાન. ૪૫**

ગોસાંઈજી કહે છે કે, જેઓ દાન, દયા અને સત્ય ઇત્યાદિ ધર્મનાં અંગોને ધારીને ઊભા છે, તેઓ જ લડાઈના ખરા લડવૈયા છે. એવા શ્રેષ્ઠ પુરુષો જ પ્રમાણરૂપ બનેલા છે.

**તુલસી સાથી વિપતિ કે, વિદ્યા વિનય વિવેક;**
**સાહસ સુકૃત સત્ય વ્રત, રામ ભરોસો એક. ૪૬**

શ્રીગોસાંઈજી કહે છે કે પરાક્રમ, ધર્મ, વિચાર, પુણ્ય, શીલ અને નરમ સ્વભાવ તથા શ્રીરઘુનાથજીનું શરણ–આટલાં દુઃખનાં સંગાથી છે.

**વિદ્યા વિનય વિવેક રતિ, રીતિ જાસુ ઉર હોય;**
**રામપરાયણ સો સદા, આપદ તાહિ ન કોય. ૪૮**

જેના હૃદયમાં વિદ્યા, વિનય અને વિવેક પતિ પ્રેમભાવ છે, તે હમેશાં શ્રીરામપરાયણ થઈને જ રહે છે; તેને કદી વિપત્તિ આવતી જ નથી.

**બિન પ્રપંચ ખલુ ભીખભલી, નહિં ફલ કિયે કલેશ;**
**વામન બલિસોં લીનિહછલિ દીન્હ સબહિ ઉપદેશ. ૪૯**

સરળતાથી લોટની એક ચપટી ભિક્ષા મળે, તે સારી છે; પણ છળકપટ કરીને ધનનો ઢગલો મળે તે દુઃખદાયી છે. શ્રીવામન ભગવાને બલિરાજાને છળીને જગતને એ ઉપ દેશ આપ્યો છે. ભગવાન પોતે કપટી કહેવાયા અને ઉપરાંત બલિના પરાધીન થયા !

**વિબુધકાજ વામન બલિહિ, છલો ભલો જિય જાનિ;**
**પ્રભુતા તજિ વશ ભે તદપિ, મનતે ગઈન ગલાનિ. ૫૦**

જો કે શ્રીભગવાને દેવતાઓના કામ માટે અને ન્યાય માટે બલિરાજાને છળ્યો હતો, તોપણ તેમને પોતાને પોતાની પ્રભુતા ત્યજવી પડી અને વળી મનમાંથી ગ્લાનિ ગઈ નહિ કે લોકો મને સમદર્શી કહે છે તેને બદલે એ હવે મને કપટી કહેશે.

**બઢ઼ે બઢ઼ે તે ચલ કરૈં, જનમ કનૌડ઼ે હોહિં;**
**તુલસી શ્રીપતિ શિરલસૈ, બલિબામન ગતિ સોહિ. ૫૧**

હલકા માણસો એકબીજામાં છળ–પ્રપંચ કરે તો

સુજન મનુષ્યો ઝેરને ખરું ઝેર સમજતા નથી, કારણ કે ઝેરથી બહુ થાય તો શરીરનો નાશ થાય–જીવનો નાશ થાય નહિ, પણ દુષ્ટ મનુષ્યોના સંગને તો તેઓ ઝેરથી પણ વિશેષ ભયંકર સમજે છે, કારણ કે તેથી આત્માની પણ અધો ગતિ થાય છે એટલા માટે સુજનો તે દુષ્ટોથી હમેશા એવા દૂર ભાગે છે કે જેમ અગ્નિની આંચ લાગતા પારો ઊડી જાય!

**તુલસી ખલવાણી વિમલ, સુનિ સમુઝબ હિય હેરિ;**
**રામરાજ બાધક ભઈ, મંદ મંથરા ચેરિ. ૪૪**

જો દુષ્ટોની વાણી નિર્મળ હોય, તોપણ વિચારીને કામ કરવુ, કારણ કે દુર્જનો કદી પણ નિર્મળ વાણી બોલી શકતા જ નથી. જુઓ, મંદ બુદ્ધિવાળી મંથરા રામજીના રાજ્યાભિષેકમા વિઘ્નરૂપ બની!

**દાન દયાદિક યુદ્ધ કે, વીર ધીર નહિં આન;**
**તુલસી કહહિં વિનીત ઈતિ, તે નરવર પરમાન. ૪૫**

ગોસાઈજી કહે છે કે, જેઓ દાન, દયા અને સત્ય ઈત્યાદિ ધર્મના અંગોને ધારીને ઊભા છે, તેઓ જ લડાઈના ખરા લડવૈયા છે એવા શ્રેષ્ઠ પુરુષો જ પ્રમાણરૂપ બનેલા છે

**તુલસી સાથી વિપતિ કે, વિદ્યા વિનય વિવેક;**
**સાહસ સુકૃત સત્ય વ્રત, રામ ભરોસો એક. ૪૬**

વિદ્યા, વિનય, વિવેક, પરાક્રમ, પુણ્ય, સત્યવ્રત અને શ્રીરામનો ભરોસો–એ સાતે વિપત્તિના સંગાથી છે (આ સાતમાથી એક પણ જો માણસની પાસે રહી જાય, તો દુઃખના દિવસો ટૂંકા કરવા મુશ્કેલ નથી)

**તુલસી અસમય કે સખા, સાહસ ધર્મ વિચાર;**
**સુકૃત શીલ સ્વભાવ ઋજુ, રામશરણ આધાર. ૪૭**

શ્રીગોસાંઈજી કહે છે કે પરાક્રમ, ધર્મ, વિચાર, પુણ્ય, શીલ અને નરમ સ્વભાવ તથા શ્રીરઘુનાથજીનું શરણ–આટલાં દુઃખનાં સંગાથી છે.

**વિદ્યા વિનય વિવેક રતિ, રીતિ જાસુ ઉર હોય;**
**રામપરાયણ સો સદા, આપદ તાહિ ન કોય. ૪૮**

જેના હૃદયમાં વિદ્યા, વિનય અને વિવેક પતિ પ્રેમભાવ છે, તે હમેશાં શ્રીરામપરાયણ થઈને જ રહે છે; તેને કદી વિપત્તિ આવતી જ નથી.

**બિન પ્રપંચ ખલુ ભીખભલી, નહિં ફ્લ કિયે કલેશ;**
**વામન બલિસોં લીન્હિછલિ દીન્હ સબહિ ઉપદેશ. ૪૯**

સરળતાથી લોટની એક ચપટી ભિક્ષા મળે, તે સારી છે; પણ છળકપટ કરીને ધનનો ઢગલો મળે તે દુઃખદાયી છે. શ્રીવામન ભગવાને બલિરાજાને છળીને જગતને એ ઉપદેશ આપ્યો છે. ભગવાન પોતે કપટી કહેવાયા અને ઉપરાંત બલિના પરાધીન થયા!

**વિબુધકાજ વામન બલિહિ, છલો ભલો જિય જાનિ;**
**પ્રભુતા તજિ વશ ભે તદપિ, મનતે ગઈન ગલાનિ. ૫૦**

જો કે શ્રીભગવાને દેવતાઓના કામ માટે અને ન્યાય માટે બલિરાજાને છળ્યો હતો, તોપણ તેમને પોતાને પોતાની પ્રભુતા ત્યજવી પડી અને વળી મનમાંથી ગ્લાનિ ગઈ નહિ કે લોકો મને સમદર્શી કહે છે તેને બદલે એ હવે મને કપટી કહેશે.

**બઢ઼ે બઢ઼ે તે ચલ કરૈં, જનમ કનૌડ઼ે હોહિં;**
**તુલસી શ્રીપતિ શિરલસૈ, બલિબામન ગતિ સોહિ. ૫૧**

હલકા માણસો એકબીજામાં છળ-પ્રપંચ કરે તો

તેમાં તેમને કાંઈ હારવાપણું હોતું નથી; કારણ કે તેઓ તો નીચ હોવાથી હારેલા છે જ, પણ મોટામોટાઓ છળ કરે છે તો જન્મના પરાધીન બને છે. (અર્થાત્ મેલાં કપડાંમાં ડાઘ ગણાતો નથી પણ સફેદમાં તુરત જણાઈ આવે છે.) શ્રીપતિ વિષ્ણુભગવાને જાલંધરનો વેશ કરીને તેની પતિવ્રતા સ્ત્રી વૃંદાનો છળ કર્યો તો વૃંદા શ્રીતુલસીરૂપે ભગવાનનાં શિર પર સ્થાન પામ્યાં; પણ બલિરાજાનો છળ કરીને શ્રીવામનજી સદાને માટે બલિના દ્વારપાળ થયા.

**ખલ ઉપકાર વિકાર ફલ, તુલસી જાન જહાન;**
**મેખટ મરકટ વણિક બક, કથા સત્ય ઉપખાન. ૫૨**

દુષ્ટોની ઉપર ઉપકાર કરવામાં આવે તો તેનું ફળ પણ દુઃખદાયક આવે છે. જુઓ મેડક, મરકટ, વણિક અને બગલાને સહેવું પડ્યું હતું. હિતોપદેશમાં તેની આ વાર્તા છે: એક દેડકો પોતાના જાતભાઈઓ પર વેર લેવા માટે એક સાપને ઉપકાર કરીને બોલાવી લાવ્યો, તો તે સાપે પહેલાં શત્રુ-દેડકાઓને ખાધા અને છેવટે એને પણ ખાધો જ.

**જ્યોં મૂરખ ઉપદેશ કે, હોતે ચોગ જહાન;**
**દુરયોધન કહ બોધ કિન, આયે શ્યામ સુજાન. ૫૩**

આ દુનિયામાં જો મૂર્ખાઓ ઉપદેશ માનતા હોત તો શું જોઈએ ? ક્ષણવારમાં આખી દુનિયા સજ્જન બની જાય ! પણ મૂર્ખાઓ કોઈનો ઉપદેશ માનતા જ નથી. પછી ભલેને ઉપદેશ કરનારો વિધાતા પોતે હોય ! દુર્યોધનને ઉપદેશ કરવા માટે સુજાણ શ્રીકૃષ્ણ પોતે ગયા, તોપણ તે મૂરખો ન માન્યો અને છેવટે અસંખ્ય યોદ્ધાઓ કપાઈ ગયા !

**હિત પર બઢ્ત બિરોધ જબ, અનહિત પર અપમાન;**
**રામંવિમુખ વિધિ વામગતિ, સગુન અઘાય અભાગ. ૫૪**

જ્યારે હિત કરનારો કડવો લાગે અને અહિત કરનાર મીઠો લાગે, ત્યારે સમજવું કે એ માણસ ભગવાનથી વિમુખ થયેલો છે, તેથી જ તેનું આ ઊંધું આચરણ છે. હવે તેના ફળરૂપે તેનો ભાગ્યવિધાતા પણ વાંકો થવાનો છે. તેમજ તેને શકુનમાં પણ અપશકુનનુ ફળ મળવાનું છે અર્થાત્ વિનાશનો આરંભ થનાર છે.

**સાહસહી સિખ કોપ વશ, કિયે કઠિન પરિપાક;**
**શઠ સંકટ ભાજન ભયે, હઠિ કુજતી કપિ કાક. ૫૫**

જે માણસ હિતની વાત ન માને અને મહાંધ બનીને કઠિન ફળવાળાં કર્મ કરી નાખે તે શઠ નક્કી દુઃખનું જ ઘર થવાનો છે. જુઓ, હઠ કરીને કુયતિ કપિ અને કાગડો દુઃખિયા બની ગયા !

કુયતિ–રાવણ મારીચની વાત ન માનીને જાનકીજીને હરી ગયો તો છેવટે માર્યો ગયો અથવા 'હિતોપદેશ'માં આ વાત છે: કોઈ એક રાજપુત્ર એક ગાંધર્વીનો પ્રેમી બન્યો.

ગાધર્વાએ તેને કહ્યું કે હું વિદ્યાધરી છું મને સ્પર્શ કરશો નહિ પણ પેલો માન્યો નહિ. પછી તે તેને પકડવા ધસ્યો એટલે તેણે તેને એક લાત મારી : આથી એ રાજપુત્ર મગધ દેશમા જઈને પડ્યો અને એ ગધર્વીના વિયોગમા સન્યાસી બનીને ભટકતો રહ્યો. કુયતિ એટલે ભૂંડો સંન્યાસી.

કપિ–વાલિ તારાની શિખામણ માન્યો નહિ તો છેવટે જીવથી ગયો અથવા ‘પંચતત્ર ’મા વાત છે : કોઈ એક વહેરાતા લાકડાની વચ્ચે ખોસેલી ફાચર ઉખાડી નાખીને પોતાનું પૂછડુ કપાવીને મૂઓ.

કાગડો–જયત. વેદપુરાણોમા કહેલો શ્રીરઘુનાથજીનો મહિમા તેણે માન્યો નહિ અને ભગવાનની સાથે છલ કર્યું; પરિણામે એક આખ ખોઈ!

**મારી સૌંહ કરિ ખોજ લે, કરિ મત સબ બિન ત્રાસ;**
**મુયે નીચ બિન મીચતે, જે ઇનકે વિશ્વાસ. ૫૬**

પહેલા કોઈક પર ઘા કરી લે અને એ જ માણસને પાછો બોલાવીને તેની સાથે સોગનપૂર્વક મિત્રતા કરે પછી ફરી પોતે એને જ ભરોસે નિઃશંક રહે–આવો માણસ વિના મોતે મરે છે.

**રીક આપની બૂઝ પર, બીજ વિચાર વિહીન;**
**તે ઉપદેશ ન માનહીં, મોહ મહોદધિ મીન. ૫૭**

જે લોકો પોતે જ એકમાત્ર ડાહ્યા હોવાનું માનીને પોતાના એ ડહાપણ પર ખુશખુશ છે અને એમ વાસ્તવિક જોતા પોતે મહામૂઢ હોવાથી બીજા ઉપર જે ગુસ્સો કરે છે, તેઓ કોઈનો ઉપદેશ માનતા નથી. તેઓ તો મોહરૂપી મહાસાગરના માછલા છે.

**સમુઝિ સુનીત કુનીતરત, જાગતહી રહ સોય;**
**ઉપદેશિબો જગાઇબો, તુલસી ઉચિત ન હોય. ૫૮**

નીતિ જાણતાં છતાં પણ જે અનીતિ કરતો રહે છે, તે માણસ જાગતો ઊંઘે છે. ગોસાંઈજી કહે છે કે, એવા માણસને જગાડવો અને ઉપદેશ કરવો ઉચિત નથી.

**પરમારથ પથ મત સમુઝિ, લસત વિષય લપટાન;**
**ઉતરિ ચિતા તે અધજરી, માનહું સતી પરાન. ૫૯**

પરમાર્થનો માર્ગ બરાબર સમજીને સંસાર છોડ્યા પછી જે સાધુ ફરી પાછો વિષયોમાં લપટાઈ જાય છે, તે ચિતા ઉપર ચડેલી અને અરધી સળગીને મરણની બીકે ઊઠીને ભાગી જતી સતીની દશાને પામે છે.

**તજત અમિય ઉપદેશ ગુરુ, ભજત વિષય વિષખાન;**
**ચંદ્રકિરણ ધોખે પયસ, ચાટત જિમિ શઠ શ્વાન. ૬૦**

જે મૂઢ માણસ શ્રીગુરુદેવોનો અમૃત જેવો ઉપદેશ ત્યજીને વિષયરૂપી ઝેરની ખાણને સેવી રહ્યો છે, તે ચંદ્રની ભ્રાંતિએ પાણીમાં પડછાયા પામેલાં ચદ્રકિરણોને ચાટી રહેલા કૂતરા જેવો છે.

**સુર સદતન તીરથ પુરિન, નિપટિ કુચાલિ કુસાજ;**
**મનહું મવાસે મારિ કલિ, રાજત સહિત સમાજ. ૬૧**

દેવોનાં ધામ, તીર્થો, પુરીઓ, બધાં સ્થળોમાં ચોરી, છળકપટ અને વ્યભિચાર ઇત્યાદિ જે જે અધર્મો પ્રવર્તી રહ્યા છે તે જાણે કલિયુગરૂપી શત્રુએ જીવોનાં ઉપર કહેલાં આશ્રયસ્થાનો–મોરચાઓ તોડી નાખ્યા હોય અને પોતે નિષ્કંટક રાજ્ય ન કરી રહ્યો હોય, એમ લાગે છે.

**ચોર ચતુર બટમાર ભટ, પ્રભુપ્રિય ભરુઆ ભંડ;**
**સબભક્ષી પરમારથી, કલિસુપંથ પાખંડ. ૬૨**

હવે કલિમહારાજના રાજ્યકારભારનું વર્ણન કરે છે. જેમાં ચોરો ચતુર ગણાય છે, વાટપાડુ ફાંસિયા યોદ્ધા ગણાય છે; ભડવાઓ અને મશ્કરાઓ રાજાના માનીતા બનેલા હોય છે; મદ્યમાંસ બધું જ ખાનારા જોગટાઓ મહાત્મા કહેવાય છે અને પાખંડી–નાસ્તિક પંથો સુપંથમાં ગણાય છે.

**ઢોલ ગઁવાર નૃપાલ કલિ, યવન મહામહિપાલ;**
**સામ ન દામ ન ભેદ કલિ, કેવળ દંડ કરાલ. ૬૩**

કલિયુગમાં ગોંડ (અંત્યજ) ગમાર જેવા રાજા થઈને જન્મ્યા છે અને યવન-મુસલમાન મહામહીપાલ અર્થાત્ શહેનશાહ થયા છે; તેઓ રાજનીતિ અનુસાર સામ, દામ અને ભેદ વડે શાસન કરતા નથી પણ વાતવાતમાં એકલો ફક્ત દંડ જ ઠોકી બેસાડે છે.

**કાલ તોપચી તુપક મહિ, દારૂ અયન કરાલ;**
**પાપ પલીતા કઠિન ગુરુ, ગોલા પુહુમીપાલ. ૬૪**

કલિમહારાજની તોપો ચાલે છે. તેમાં કાળ પોતે ગોલંદાજ બનેલો છે, પૃથ્વી તોપ છે, અનીતિરૂપી દારૂ એ તોપમાં ભરવામાં આવે છે અને રાજારૂપી ભયંકર ગોળા ઠાંસીને, પાપરૂપી પલીતો સળગાવીને પ્રજાની ઉપર તે તોપ ધડાધડ ધમધમી રહી છે.

**રાગ રોષ ગુણ દોષકો, સાક્ષી હૃદય સરોજ;**
**તુલસી વિકસત મિત્ર લખિ, સકુચત દેખિ મનોજ. ૬૫**

મનુષ્યનું અવિવેકી હૃદયકમળ રાગ, રોષ, દ્વેષ અને દોષ ઇત્યાદિ ભાવ વડે સૂર્યરૂપ અવિવેકને જોઈને ખીલી ઊઠયું

હોય એવી સાક્ષી આપે છે પણ વિવેકરૂપ ચન્દ્રમાને જોઈને તે બિડાઈ જાય છે.

**બયર સનેહ સયાન પહિ, તુલસી જો નહિં જાન;**
**તેહિ પ્રેમમગ પગમગધરત, પશુ બિન પૂછ બખાન. ૬૬**

ગોસાઈજી કહે છે કે જેનામા શત્રુતા અને મિત્રતા વિષે વિવેક નથી, અર્થાત્ કોણ સ્નેહ કરવા યોગ્ય છે અને કોણ વેર કરવા યોગ્ય છે તેનુ જેને ભાન નથી તે શીગડા–પૂછડા વિનાનો મનુષ્યપશુ પ્રેમના માર્ગમા પગ પણ મૂકે ખરો ?

**રામદામ પહ જાયકે, જો નર કથહિ સયાન;**
**તુલસી અપને ખાંડમહૅ, ખાક મિલાવત શ્વાન. ૬૭**

જે માણસ શ્રીરઘુનાથજીના ભક્તની પાસે જઈને પોતાના જ્ઞાનનુ ડહાપણ ડોળે છે, તે મૂરખો કૂતરાની પેઠે પોતાની જ ખાડમા ખાખ મેળવી રહ્યો છે

**ત્રિવિધિ એક વિધિ પ્રભુઅગુણ પ્રજહિં સવાઁરહિ રાઉ;**
**કરતે હોત કૃપાણકો કઠિન ઘોર ઘન ઘાઉ. ૬૮**

પ્રજાના ભલાભૂડા આચરણ રાજાના આદર્શ પર આધાર રાખે છે. જેવો રાજા તેવી પ્રજા રાજા એક અપરાધ, કરે છે તો પ્રજા ત્રણ કરે છે જુઓ હાથના ઘા કરતા હાથમા પકડેલી તલવારનો ઘા ભયંકર હોય છે.

ઉદાહરણ તરીકે ભારતમા અગ્રેજ રાજસત્તાએ મોહ અને લોભને અધીન થઈને ભારતની આર્યસસ્કૃતિની ઉપેક્ષા કરી તેને પરિણામે ભારતની પ્રજાએ એ ઉપેક્ષાને હજારગણી મોટી કરીને દેખાડી દીધી એટલે કે ભારતની પ્રજાની આખી કર્મદશા ફરી ગઈ પ્રજા પોતપોતાના

**ચોર ચતુર બટમાર ભટ, પ્રભુપ્રિય ભરુઆ ભંડ;**
**સબભક્ષી પરમારથી, કલિસુપંથ પાખંડ. ૬૨**

હવે કલિમહારાજના રાજ્યકારભારનું વર્ણન કરે છે. જેમાં ચોરો ચતુર ગણાય છે, વાટપાડુ ફાંસિયા યોદ્ધા ગણાય છે; ભડવાઓ અને મશ્કરાઓ રાજાના માનીતા બનેલા હોય છે; મદ્યમાંસ બધું જ ખાનારા જોગટાઓ મહાત્મા કહેવાય છે અને પાખંડી–નાસ્તિક પંથો સુપંથમાં ગણાય છે.

**ગોંડ ગઁવાર નૃપાલ કલિ, યવન મહામહિપાલ;**
**સામ ન દામ ન ભેદ કલિ, કેવળ દંડ કરાલ. ૬૩**

કલિયુગમાં ગોંડ (અંત્યજ) ગમાર જેવા રાજા થઈને જન્મ્યા છે અને યવન-મુસલમાન મહામહીપાલ અર્થાત્ શહેનશાહ થયા છે; તેઓ રાજનીતિ અનુસાર સામ, દામ અને ભેદ વડે શાસન કરતા નથી પણ વાતવાતમાં એકલો ફક્ત દંડ જ ઠોકી બેસાડે છે.

**કાલ તોપચી તુપક મહિ, દારૂ અયન કરાલ;**
**પાપ પલીતા કઠિન ગુરુ, ગોલા પુહુમીપાલ. ૬૪**

કલિમહારાજની તોપો ચાલે છે. તેમાં કાળ પોતે ગોલંદાજ બનેલો છે, પૃથ્વી તોપ છે, અનીતિરૂપી દારૂ એ તોપમાં ભરવામાં આવે છે અને રાજારૂપી ભયંકર ગોળા ઠાંસીને, પાપરૂપી પલીતો સળગાવીને પ્રજાની ઉપર તે તોપ ધડાધડ ધમધમી રહી છે.

**રાગ રોષ ગુણ દોષકો, સાક્ષી હૃદય સરોજ;**
**તુલસી વિકસત મિત્ર લખિ, સકુચત દેખિ મનોજ. ૬૫**

મનુષ્યનું અવિવેકી હૃદયકમળ રાગ, રોષ, દ્વેષ અને દોષ ઇત્યાદિ ભાવ વડે સૂર્યરૂપ અવિવેકને જોઈને ખીલી ઊઠયું

હોય એવી સાક્ષી આપે છે પણ વિવેકરૂપ ચંદ્રમાને જોઈને તે બિડાઈ જાય છે

**બયર સનેહ મયાન પહિ, તુલસી જો નહિં જાન;**
**તેકિ પ્રેમમગ પગમગધરત, પશુ બિન પૂછ બખાન. ૬૬**

ગોસાઈજી કહે છે કે જેનામા શત્રુતા અને મિત્રતા વિષે વિવેક નથી, અર્થાત્ કોણ સ્નેહ કરવા યોગ્ય છે અને કોણ વેર કરવા યોગ્ય છે તેનુ જેને ભાન નથી તે શીગડા–પૂછડા વિનાનો મનુષ્યપશુ પ્રેમના માર્ગમા પગ પણ મૂકે ખરો ?

**રામદાસ પહ જાયકે, જો નર કથહિ મયાન;**
**તુલસી અપને ખાંડમહેં, ખાક મિલાવત શ્વાન. ૬૭**

જે માણસ શ્રીરઘુનાથજીના ભક્તની પાસે જઈને પોતાના જ્ઞાનનુ ડહાપણ ડોળે છે, તે મૂરખો કૂતરાની પેઠે પોતાની જ ખાડમા ખાખ મેળવી રહ્યો છે

**ત્રિવિધિ એક વિધિ પ્રભુઅગુણ પ્રજહિં મચૅારહિ રાઉ;**
**કરતે હોત કૃપાણકો કઠિન ઘોર ઘન ઘાઉ. ૬૮**

પ્રજાના ભલાભૂડા આચરણ રાજાના આદર્શ પર આધાર રાખે છે જેવો રાજા તેવી પ્રજા રાજા એક અપરાધ કરે છે તો પ્રજા ત્રણ કરે છે જુઓ હાથના ઘા કરતા હાથમા પકડેલી તલવારનો ઘા ભયકર હોય છે

ઉદાહરણ તરીકે ભારતમા અગ્રેજ રાજસત્તાએ મોહ અને લોભને અધીન થઈને ભારતની આર્યસસ્કૃતિની ઉપેક્ષા કરી તેને પરિણામે ભારતની પ્રજાએ એ ઉપેક્ષાને હજારગણી મોટી કરીને દેખાડી દીધી એટલે કે ભારતની પ્રજાની આખી કર્મદશા ફરી ગઈ પ્રજા પોતપોતાના

વર્ણાશ્રમના ધર્મો છોડી દઈને યથેચ્છ વર્તવા લાગી. સંસ્કૃતિના પ્રાણરૂપ થઈ રહેલી ભારતની ભાષા સંસ્કૃત જગતની એક શ્રેષ્ઠ અને સમૃદ્ધ ભાષા ગણાવી જોઈતી હતી, તે ભાષાને પેલા 'સુધરેલા'ઓએ મૂળમાંથી ઘસીને કાઢી નાખવાની તૈયારી કરી. આમ લાક્ષણિક અર્થ એવો બન્યો કે જાણે એક આખા દેશને જીભ કાપીને બોલતો બંધ કર્યો! બધાં જ લગભગ મૂક પશુ જેવાં જણાવા લાગ્યાં. વળી એકની પાછળ બીજું એમ પાપની પરંપરા વધતી ચાલી. ભારતવાસીઓ પોતાના પૂર્વજોથી પણ શરમાવા લાગ્યા; અથવા તેઓના તે બાપદાદાઓ અંગ્રેજી સંસ્કૃતિને મુકાબલે કેવા મૂઢ હતા એમ તેમને ભાસ્યું. મૂઢ માતાપિતાના આ ડાહ્યા દીકરાઓ અંગ્રેજી સંસ્કૃતિ ધારણ કરીને જેમ જેમ આગળ વધવા લાગ્યા, તેમ તેમ તેમને માલૂમ પડતું ગયું કે તેઓ જન્મના કારણ–આધાર વિના સાફસાફ અંગ્રેજ (ઇંગ્લીશમૅન) મનુષ્ય થઈ શકે તેમ નથી. પછી હોળી કરેલા પિતૃગૃહમાં તેમનાથી ફરીથી પાછા પણ જઈ શકાય તેમ નથી. તેથી ધોબીના કૂતરાની પેઠે તેઓ વચમાં રખડતા હોય એવા જણાયા. આમ યથા રાજા તથા પ્રજાનું પરિણામ બેઉને ભોગવવાનું આવ્યું.

**કાલ વિલોકત ઇશિરૂખ, ભાનુ કાલ અનુહાર;**
**રવિહિ રાહુ રાજહિં પ્રજા, બુધ વ્યવહરહિ વિચાર. ૬૯**

જેવો રાજા તેવો દેશકાળ નિર્માણ થાય છે; અર્થાત્ રાજાની ઇચ્છાને કાળ અનુસરે છે. દાખલા તરીકે સૂર્ય ઋતુઋતુના સમયને અનુસરે છે! સૂર્યને રાહુ ગ્રહે છે અને રાજાને પ્રજાનાં પાપ ગ્રહી નાખે છે. એવું વિચારીને શાણાઓ પોતાના જીવિતમાં સાવધાન રહે છે, એટલે કે રાજાપ્રજાની

એ કર્મની ચક્કીથી પોતાને અળગા રાખે છે.

**યથા અમલ પાવન પવન, પાપ સુસંગ કુસંગ;**
**કહિય સુવાસ કુવાસ તિમિ, કાલમહીશ પ્રસંગ. ૭૦**

સ્વાભાવિક નિર્મળ અને પવિત્ર એવો વાયુ સુસંગ કે કુસંગ પામીને સુગંધ કે દુર્ગંધ ફેલાવનારો બની જાય છે. તે પ્રમાણે રાજાનો સંગ પામીને કાળ પણ ભલોભૂંડો નિર્માણ થાય છે.

**ભલઉ ચલત પથ શોચ ભય, નૃપ નિયોગ નય નેમ;**
**કુતિય સુભૂષણ ભૂષિયત, લોહ નિવારિત હેમ. ૭૧**

જો પ્રજા દુષ્ટ હોય, તોપણ તેણે સારા રાજ્યમાં સુમાર્ગ પર ચાલવું પડે છે; કારણ કે તેને રાજનીતિના નિયમો અને રાજદંડનો ભય રહે છે. એટલે કે સારા રાજાના રાજ્યમાં દુષ્ટોને પણ નીતિને અનુસરીને રહેવું પડે છે. તેથી તેઓ પણ સુમાર્ગી દેખાય છે. જુઓ, કદરૂપી સ્ત્રીને વસ્ત્રાલંકાર પહેરાવવાથી તે શોભે છે અને સોનાનો ઢોળ કે મૂઠ ચડાવવાથી લોઢું પણ શોભા આપે છે.

**સુધા કુનાજ સુજાન પલ, આમ અશન સમ જાન;**
**સુપ્રભુ પ્રજાહિત લેહિકર, સામાદિક અનુમાન. ૭૨**

પ્રજા પ્રસન્નતાપૂર્વક રાજાને જે જે હલકા-ભારે અનાજની તથા ફળફૂલની ભેટ ધરે છે, તે ભેટને રાજા અમૃત ભોજન સમાન ગણીને સામ, દામ ઇત્યાદિ રાજનીતિ પ્રમાણે પ્રજાના હિત માટે સ્વીકારે છે. આ ભેટ સુરાજ્યમાં ભરવામાં આવતો વેરો (કર) કહેવાય છે.

**પાકે પકએ વિટપ દલ, ઉત્તમ મધ્યમ નીચ;**
**ફલ નર લહહિં નરેશ તિમિ, કરિ વિચાર મન બીચ. ૭૩**

જેમ માણુસ ઝાડ પરથી ઉત્તમ, મધ્યમ અને નીચ એમ ત્રણ પ્રકારે ફળો લે છે, તેમ રાજા પ્રજા પાસેથી જે કર વસૂલ કરે છે તે પણ ત્રણ પ્રકારનો છે. હવે વૃક્ષ પરથી પાકીને ફળ એની મેળે પડે તે ઉત્તમ છે અર્થાત્ પ્રજા પોતાની ખુશીથી રાજાને ભેટ ધરે તે ઉત્તમ છે. થોડુંક કાચું ફળ બે દિવસ રાખીને પકાવવું પડે અર્થાત કરને માટે પ્રજાને ઈશારો કરવો પડે તે મધ્યમ છે અને કાચું ફળ ઝાડ પરથી તોડીને પરાણે પકવ કરવામા આવે અર્થાત્ રાજાના સિપાઈઓ પ્રજાની પાસેથી કર વસૂલ કરવાનો હુકમ બજાવે તે નીચ પ્રકાર સમજવો.

**ધરણિ ધેનુ ચરિ ધરમતન, પ્રજા સુવત્સ પન્હાય;**
**હાથ કછૂ નહિ લાગિ હૈ, કિયે ગોષ્ઠકી ગાય. ૭૪**

પૃથ્વીરૂપ ગાય ધર્મરૂપ તૃણુ ચરીને સંતુષ્ટ થાય તો પ્રજારૂપ-વાછરડાં માટે દૂધ આપે; પણ ખીલે જ બાંધી રાખીને ભૂખે મારવામાં આવતી ગાય કાંઈ જ આપે નહિ. એથી તો ધર્મરૂપ રાજા અને પ્રજા બન્ને ભૂખે જ મરશે.

**ટંક ટંક હ્વૈ પરતગિરિ, શાખા સહસ ખજૂરિ;**
**ગરહિ કુનૃપ કરિ કરિ કુનય સો, કુચલ ભુવિ ભૂરિ. ૭૫**

ખજૂરીની કાંટાવાળી સેંકડો ને હજારો ડાળીઓ ખરી પડે છે અને પૃથ્વીને પણ કાંટાવાળી બનાવી મૂકે છે. તે પ્રમાણે દુષ્ટ રાજાઓ અનીતિ કરીકરીને છેવટે મરી જ જાય છે, પણ પાછળથી પ્રજાને પણ બગાડતા જાય છે.

**ભૂમિ રુચિર રાવણુ સભા અંગદ પદ મહિપાલ;**
**ધર્મ રામનય સીમ બલ અચલ હોત તિહુંકાલ. ૭૬**

સુંદર ભૂમિ રાવણુની સભા જેવી છે. તેમાં રાજાની

સ્થિતિ અંગદના પગ જેવી છે. રાજામા જો શ્રીરઘુનાથજીના જેવા ધર્મ અને રાજનીતિ બળવાન હોય, તો તે ત્રણે કાળ ટકી રહે અથવા રાજાની સત્તા શ્રીરામની રાજનીતિ ધારણ કરેલી હોય તો જ રાજા બની રહે છે. નહિ તો પ્રજાના પાપરૂપી રાક્ષસી સેના એ બિચારા પગને ઉપાડી જ મૂકે છે

**પ્રીતિ રામપદ નીતિરત, ધર્મ્ય પ્રતીય સ્વભાય;**
**પ્રભુહિ ન પ્રભુતા પરિહરૈ, કબહુઁ વચન મન કાય. ૭૭**

જે રાજા ભગવાનના ચરણારવિંદોમા પ્રીતિવાળો છે, નીતિમાન છે અને સ્વભાવથી જ ધર્મમા વિશ્વાસ રાખનારો છે, તે રાજાને મન, વચન અને કર્મથી સત્તા છોડતી નથી

**કરકે કર મનકે મનહિં, વચન વચન જિય જાનિ;**
**ભૂપતિ ભલહિન પરિહરહિં, બિજય વિભૂતિ સયાનિ.૭૮**

જે ધર્મવાન રાજાના હાથના વિજયો હાથમા જ રહે છે અને પરાજય થતો નથી, જેનો મનનો વિજય મનમા રહે છે અર્થાત્ જેનુ મન પ્રસન્ન અને ઉદાર રહે છે, તેમજ જેનો વચનનો વિજય વચનમા વસે છે અર્થાત્ મૂર્ખતા દાખવતો નથી એવા રાજાને વિભૂતિ-ઐશ્વર્ય છોડતા નથી.

**ગોલી બાણ સુમન્તસુર, સમુઝિ ઉલટિ ગતિ દેખુ;**
**ઉત્તમ મધ્યમ નીચ પ્રભુ, વચન વિચારુ વિશેખુ, ૭૯**

રાજાના વચન ત્રણ પ્રકારના છે· બન્દૂકની ગોળીની પેઠે દેખાયા વિના જ ઘા મારી દે તે ઉત્તમ; બાણની પેઠે દેખાય પણ નિશાન તો મારે, તે મધ્યમ અને કેવળ શબ્દોના ભભાળા કરે-કોઈને કાંઈ આપે કરે નહિ, તે નીચ

**શત્રુ સયાને સલિલ જ્યિં, રાખ શીશ અપુનાવ;**
**બૂડત લખિ ડગમગત અતિ,ચપરિ ચહૂંદિશિ ધાવ. ૮૦**

પાણી જેમ નાવને રાખે છે, તેમ ચતુર રાજા પોતાના શત્રુને માથા પર રાખે છે, છતા હોડી ડગમગીને ડૂબતી થાય એટલે તુરત જ પાણી ચારે બાજુથી ધસીને દાટી દે છે, તેમ ચતુર રાજા દાવ આવે પેલા શત્રુને ચારે દિશા એથી દબાવીને જડમૂળથી ઉખેડી નાખે છે

**રચ્યત રાજસમાજ ઘર, તન ધન ધર્મ સુબાહુ;**
**સત્ય સુમચિવહિ સૌંપિસુખ, બિલમહિં નિજ નરનાહુ.**

જે રાજા, પ્રજા, રાજસમાજ, રાજમહેલ, શરીર અને દોલત–એ બધાની બાહુબળથી રક્ષા કરે છે અને સત્યરૂપી પ્રધાનના હાથમા રાજની લગામ મૂકી દે છે, તે જ એક સુખથી રહે છે

**રસના મંત્રી દશન જન, તોપ પોપ સબકાજ;**
**પ્રભુ કૈસે નૃપદાન વૃક બાલકરાજ સમાજ. ૮૨**

જીભના જેવા મત્રી અને દાતના જેવા કર્મચારી ગણ મળીને જેમ સુખથી આખા શરીરનુ ભરણપોષણ થાય છે, તેમ આખા રાજ્યનુ પોષણ કરવામા આવે જો રાજા બાળક આદિ સર્વ રાજસમાજને યથાન્યાય દાન વગેરે પારિતોષિક આપીને પ્રસન્ન રાખ્યા કરે, તો એનુ રાજતંત્ર ભાગ્યવાન સમજવુ

**લકરી ડૌવા કરછુલી, સરસ કાજ અનુહારિ;**
**સુપ્રભુ જાુગહહિં ન પરિહરહિં, સેવક સખા બિચારિ. ૮૩**

ઈંધણા, ચમચો અને કડછી ઇત્યાદિ ક્ષુદ્ર જણાતી વસ્તુઓ પણ કામ પડયે પ્રિય લાગે છે (રાજાસાહેબને માટે ભોજન બનાવવુ છે, પણ તે સોનાના કટકા સળગાવવાથી બનતું નથી–લાકડા સળગાવીને જ થાય છે ) તે પ્રમાણે

રાજ્યના હલકા-ભારે સર્વ સેવકો કામ પડ્યે પ્રિય લાગે છે.

**પ્રભુ સમીપ છોટે બડ઼ે, અચલ હોહિં બળવાન;**
**તુલસી વિદિત વિલોકહીં, કર અંગુલી અનુમાન. ૮૨**

નાનામોટા બધા સેવકો સ્વામીની પાસે સ્થિરતાથી રહે છે, તો સૌ બળવાન બની રહે છે. જુઓ, હાથની નાનીમોટી આંગળીઓ હાથની સાથે રહેવાથી બળવાન છે.

**તુલસી ભલ વરણુત બઢ઼ત, નિજ મૂલહિ અનુકૂલ;**
**સકલ ભાંતિ સબ કહઁ સુખદ,દલન સહિત બિન ફૂલ. ૮૫**

ગોસાંઈજી કહે છે કે, સહુ કોઈ પોતપોતાનાં મૂળને જાળવે છે અને સારા હોવાનુ દર્શાવે છે; કારણ કે મૂળની ભલાઈમાં જ સર્વાંગ ખીલતાં રહે છે. પાંદડાં, ફળ અને ફૂલ ઇત્યાદિ બધું મૂળ સારાં હોય, તો જ સૌને સુખ આપનારાં થાય છે. એટલે રાજા મૂળ છે–રાજા સારો રહે, તો આખું રાજ્ય ખીલે!

**સધન સગુણ સધરમ સગણ, સજન સુસબલ મહીપ;**
**તુલસી જે અભિમાન બિન, તે ત્રિભુવન કે દીપ. ૮૬**

જે રાજા ધનવાન, ગુણવાન, ધર્મવાન અને સેનાસેવક ઇત્યાદિ સાહિત્યથી સંપન્ન હોય તેને બળવાન જાણવો. પણ તેવા બળવાન રાજાઓમાં પણ જે રાજા અભિમાનવિનાનો હોય તેને તો ત્રિભુવનનો દીપક કહેવો જોઈએ; અર્થાત્ તે પોતાની નિર્મળ કીર્તિ વડે ત્રણે લોકમાં પ્રખ્યાત રહે છે.

**સાધન સમય સુસિદ્ધ લહી, ઉભય મૂલ અનુકૂલ;**
**તુલસી તીનોં સમય સમ તે મહિ મંગલમૂલ. ૮૭**

જેણે યથાસમય સિદ્ધિ પ્રાપ્ત કરી છે અને લોક-પરલોક બેઉ સુધાર્યાં છે એવો સુયોગી રાજા આ પૃથ્વીમાં મંગલો-

નાં મૂળ જેવો છે-મંગલકારી છે.

**રામાયણ અનુહરત સિખ, જગ ભૌ ભારત રીતિ;**
**તુલસી શઠકી કો સુને, કલિ કુચાલિ પર પ્રીતિ. ૮૮**

– કલિયુગના વંઠેલાઓને ઉપદેશ કરતાં શ્રીગોસાંઈજી પોતાની વાણીને શઠની વાણી કહી નાખે છે; કારણ કે એ મૂરખાઓ માનવાના નથી જ! જો માનનારા જ હોત તો શ્રી રામાયણમાંના રામરાજ્યના નિયમોને અનુસરી સુખી થયા જ હોત! પણ તેઓ રામાયણનું અનુસરણ કરી શકતા નથી તેથી જ મહાભારત માંડી બેઠા છે અને દુઃખી થઈ રહ્યા છે. અર્થાત્ રામાયણનો અનાદર કર્યા પછી જ મહાભારત મચ્યું અને તેમાં પાંડવ-કૌરવ હેરાન થયા!

**સુહિત સુખદ ગુણયુત સદા, કાલયોગ દુઃખ હોય;**
**ઘર ધન જારત અનલ જિમિ, ત્યાગે સુખ નહિ કોય. ૮૯**

ભોજન તૈયાર કરવામાં જે હિતકર ગણાય છે, ઠંડીમાં જે સુખ આપનારો છે અને રોગમાં શેક કરતાં જે ગુણવાળો છે, એવો અગ્નિ પણ જ્યારે આગ લાગે છે ત્યારે બધું ય બાળી મૂકે છે, તોપણ એ અગ્નિને છેક ત્યાગી શકાતો નથી. તે જ પ્રમાણે હિતકર, સુખદ અને ગુણવાન પણ સમય ફર્યે દુઃખદાયી બની જાય છે, તોપણ તેને છેક ત્યાગી શકાય તેમ નથી.

**તુલસી સરવર ખંભ જિમિ, તિમિ ચેતન પટમાંહિ;**
**સૂખ નહિં તપ ન હેત ન સો, સસુઝ સુબુધજન તાહિ.**

સરોવરની મધ્યમાં ઊભા કરેલા થાંભલાની પેઠે આ શરીરમા ચેતન જીવ છે. જેમ સરોવ[illegible] સો સુકાતો નથી અને તપતો નથી, તેમ બુદ્ધિમાનો [illegible] —અહિત

વિચારે છે.

**તુલસી ઝગરા બડેન કે, બીચ પરહુ જનિ ધાય;**
**લહૈ લોહ પાહન દોઊ, બીચ રુઈ જરિ જાય. ૯૧**

તુલસીદાસજી કહે છે કે મોટામોટાના કજિયામાં દોડીને વચ્ચે ન પડવું. લોઢું અને ચકમકનો પથ્થર એકબીજા ઘસાયે છે ત્યારે વચમાં આવેલુ રૂ સળગી જાય છે.

**અર્થ આદિ હન પરિહરહુ, તુલસી સહિત વિચાર;**
**અંત ગહન સબ કહું સુને, સંતન મત સુખસાર. ૯૨**

દ્રવ્ય વગેરે લૌકિક વસ્તુ મેળવવામાં વિચારપૂર્વક, ધ્યાન રાખીને હિંસા ન થવા દેવી; તેથી ઇહલોક સુધરે છે. ચોથી અવસ્થામાં વનમાં જઈને ભગવાનની ભક્તિ કરવી, તેથી પર લોક સુધરે છે. આ મત સંતજનોએ અનુભવેલો છે અને સુખોનો સાર છે.

**ગહુ ઉપકાર વિચાર પદ, માફલ હાનિ વિમૂલ;**
**અહો જાનુ તુલસી યતન, બિન જાને ઈવિ શૂલ. ૯૩**

'उ' इति वितर्के । સારી પેઠે તર્ક કરીને વિચારપૂર્વક યત્ન કરીને જે વાત આશ્ચર્ય ઉત્પન્ન કરનારી-છે તેને જાણી લ્યો; કારણ કે નિષિધ કર્મો જાણ્યા વિના જ કરી નાંખવાથી દુઃખ દેનારાં બને છે.

**નીચ નિરાવહિં નિરસતરુ, તુલસી સીંચહિં ઊખ;**
**પોષત પયદ સમાન જલ, વિષય ઊખ કે રૂખ. ૯૪**

વિષયલોલુપ નીચ મનુષ્યોની આવી ઊલટી મનોદશા હોય છે. તેઓ વિષરૂપ શેરડી વાવે છે અને તેની આજુ બાજુની વૈરાગ્ય, વિવેક તથા જ્ઞાનરૂપ વસ્તુઓને નીરસ ઘાસ

નાં મૂળ જેવો છે–મંગલકારી છે.

**રામાયણ અનુહરત સિખ, જગ ભૌ ભારત રીતિ;**
**તુલસી શઠકી કો સુને, કલિ કુચાલિ પર પ્રીતિ. ૮૮**

કલિયુગના વંઠેલાઓને ઉપદેશ કરતાં શ્રીગોસાંઈજી પોતાની વાણીને શઠની વાણી કહી નાખે છે; કારણ કે એ મૂરખાઓ માનવાના નથી જ! જો માનનારા જ હોત તો શ્રી રામાયણમાંના રામરાજ્યના નિયમોને અનુસરી સુખી થયા જ હોત! પણ તેઓ રામાયણનું અનુસરણ કરી શકતા નથી તેથી જ મહાભારત માંડી બેઠા છે અને દુઃખી થઈ રહ્યા છે. અર્થાત્ રામાયણનો અનાદર કર્યા પછી જ મહાભારત મચ્યું અને તેમાં પાંડવ–કૌરવ હેરાન થયા!

**સુહિત સુખદ ગુણયુત સદા, કાલયોગ દુઃખ હોય;**
**ઘર ધન જારત અનલ જિમિ, ત્યાગે સુખ નહિ કોય. ૮૯**

ભોજન તૈયાર કરવામાં જે હિતકર ગણાય છે, ઠંડીમાં જે સુખ આપનારો છે અને રોગમાં શેક કરતાં જે ગુણવાળો છે, એવો અગ્નિ પણ જ્યારે આગ લાગે છે ત્યારે બધું ય બાળી મૂકે છે, તોપણ એ અગ્નિને છેક ત્યાગી શકાતો નથી. તે જ પ્રમાણે હિતકર, સુખદ અને ગુણવાન પણ સમય ફર્યે દુઃખદાયી બની જાય છે, તોપણ તેને છેક ત્યાગી શકાય તેમ નથી.

**તુલસી સરવર ખંભ જિમિ, તિમિ ચેતન પટમાંહિ;**
**સૂખ નહિં તપ ન હુત ન સો, સસુઝ સુબુધજન તાહિ.**

સરોવરની મધ્યમાં ઊભા કરેલા થાંભલાની પેઠે આ શરીરમાં ચેતન જીવ છે. જેમ સરોવરનો થાંભલો સુકાતો નથી અને તપતો નથી, તેમ બુદ્ધિમાનો ચેતનનું હિત–અહિત

**તનધન મહિમા ધર્મ જેહિ, જાકહુઁ સહ અભિમાન;**
**તુલસી જિયત વિડંબના, પરિણામહુ ગતિ જાન. ૯૮**

જેની પાસે શરીર, પૈસો, કીર્તિ અને ધર્મ એ ચારે અભિમાન ઘેરાયેલા છે, તેથી જીવતા ફજેતી થયા વિના રહેતી નથી અને મૂઆ પછી અવગતિ પણ થાય છે. અથવા એ ચારે હોવા છતા પણ જો એમા ગર્વ હોય તો તે અવશ્ય

ગણીને ખોદી નાંખે છે! પછી મેઘજળની પેઠે તેઓ વિષયોનું સારી રીતે પોષણ કરે છે!

**લોક વેદહૂં લૌંદગી, નામ ભૂલ કો પોચ;**
**ધરમરાજ યમરાજ યમ, કહત સકોચ ન શોચ. ૯૫**

નીચજનો મોટાને હલકા નામથી પોકારતાં શરમાતા નથી કે ડરતા નથી. લોકમા અને વેદપુરાણમાં ધર્મરાજના નામને ન જાણતો હોય એવો કોઈક જ બેવકૂફ હશે, છતાં જ્યારે ઉત્તમ પુરુષ ધર્મરાજ કહે છે, મધ્ય પુરુષ યમરાજ કહે છે ત્યારે પેલો હલકટ તેમને જમ કહે છે.

**તુલસી દેવલ રામકે, લાગે લાખ કરોર;**
**કાક અભાગે હગિભરે, મહિમા ભયઉ ન થોર. ૯૬**

ગોસાંઈજી કહે છે કે, જગતમાં શ્રીરઘુનાજીનાં કરોડો મંદિરો શોભી રહ્યાં છે; અથવા કરોડો રૂપિયાને ખર્ચે ઊભાં કરેલાં એ મંદિરો શોભ્યાં છે. તેમના ઉપર અભાગી કાગડાઓ ચરકી જાય છે, પણ તેમ એ મંદિરનો મહિમા ઘટતો નથી. તેજ પ્રમાણે દુર્જનો સજ્જનોનું અપમાન કરે છે પણ તેથી સજ્જનોની શોભા ઘટતી નથી.

**ભલો કહહિં જાને બિના કી, અથવા અપવાદ;**
**તુલસી ગઁાડર જાનિ જિય, કરહુ ન હરખ વિષાદ. ૯૭**

કોઈ અજાણ્યો અથવા ગમાર માણસ આપણને ઓળખ્યા વિના આપણી સ્તુતિ કરે કે નિંદા કરે, તો તેથી મનમાં હર્ષ કે દુઃખ ન આણવાં! તે પ્રમાણે સંસારના રહસ્યને નહિ સમજનારા અજાણ્યાઓ સંતોની નિંદા કરે છે, તોપણ સંતો એવા અજાણ્યાઓને ગમાર સમજીને ગુસ્સો કરતા નથી!

**તનધન મહિમા ધર્મ જેહિ, જાકહુઁ સહ અભિમાન;**
**તુલસી જિયત વિડંબના, પરિણામહુ ગતિ જાન. ૯૮**

જેની પાસે શરીર, પૈસો, કીર્તિ અને ધર્મ એ ચારે અભિમાન ઘેરાયેલાં છે, તેથી જીવતાં ફજેતી થયા વિના રહેતી નથી અને મૂઆ પછી અવગતિ પણ થાય છે. અથવા એ ચારે હોવા છતાં પણ જો એમાં ગર્વ હોય તો તે અવશ્ય નિંદાને પાત્ર બને છે.

**બડો વિબુધ દરબારતે, ભૂમિભૂપ દરબાર;**
**જાપક પૂજક દેખિયત, સહિત નિરાદર ભાર. ૯૯**

દેવોના દરબાર કરતાં પૃથ્વી પરના રાજાનો દરબાર જાણે વધારે મોટો લાગે છે. લોકો ભલું-ભૂંડું થતાં દેવતાને ગાળો દે છે, ત્યારે દેવના દરબારનો દંડ પેલા ગાળો ભાંડનારને માથે પડતો કોઈ જોઈ શકતું નથી; પણ અહીંના રાજ-દરબારનો દંડ એના જાપકો અને પૂજકો નાના પ્રકારનાં અપમાનો સહીને જાણે પ્રત્યક્ષ ભોગવી રહ્યા છે; અર્થાત્ પેટની ચિંતામાં શ્રદ્ધા ખોઈ બેઠેલા પૂજકોનો દેવોમાંથી વિશ્વાસ ઊઠી ગયો છે, તે છેવટે પેટને ખાતર પૃથ્વીના રાજ-દરબારમાં હડસેલા ખાઈ રહ્યા છે.

**ખગ મૃગ મીન પુનીત કિય, વનહુ રામનયપાલ;**
**કુનઈ વાલ રાવણ ઘરહિ સુખદ બંધુ કિય કાલ. ૧૦૦**

જે નીતિમાન છે તે વનમાં પણ સુખી થાય છે. જુઓ, નીતિજ્ઞ શ્રીરામજી વનમાં જઈને જટાયુ અને સુગ્રીવ જેવા પક્ષી-વાનરને પણ મિત્ર બનાવી રહ્યા તથા તેઓનો ઉદ્ધાર કરી રહ્યા. બીજી બાજુ અનીતિ આચરનારા વાલિ અને રાવણ ઘરમાં બેઠાબેઠા પણ જીવી શકયા નહિ. તેઓના

ગણીને ખોદી નાંખે છે! પછી મેઘજળની પેઠે તેઓ વિષયોનું સારી રીતે પોષણ કરે છે!

**લોક વેદહૂં લૌંદગી, નામ ભૂલ કો પોચ;**
**ધરમરાજ યમરાજ યમ, કહત સકોચ ન શોચ. ૯૫**

નીચજનો મોટાને હલકા નામથી પોકારતાં શરમાતા નથી કે ડરતા નથી. લોકમા અને વેદપુરાણમાં ધર્મરાજના નામને ન જાણતો હોય એવો કોઈક જ બેવકૂફ હશે, છતાં જ્યારે ઉત્તમ પુરુષ ધર્મરાજ કહે છે, મધ્ય પુરુષ યમરાજ કહે છે ત્યારે પેલો હલકટ તેમને જમ કહે છે.

**તુલસી દેવલ રામકે, લાગે લાખ કરોર;**
**કાક અભાગે હગિભરે, મહિમા ભયઉ ન થોર. ૯૬**

ગોસાંઈજી કહે છે કે, જગતમાં શ્રીરઘુનાથજીનાં કરોડો મંદિરો શોભી રહ્યાં છે; અથવા કરોડો રૂપિયાને ખર્ચે ઊભાં કરેલાં એ મંદિરો શોભ્યાં છે. તેમના ઉપર અભાગી કાગડાઓ ચરકી જાય છે, પણ તેમ એ મંદિરનો મહિમા ઘટતો નથી. તેજ પ્રમાણે દુર્જનો સજ્જનોનું અપમાન કરે છે પણ તેથી સજ્જનોની શોભા ઘટતી નથી.

**ભલો કહહિં જાને બિના કી, અથવા અપવાદ;**
**તુલસી ગઁાડર જાનિ જિય, કરહુ ન હરષ વિષાદ. ૯૭**

કોઈ અજાણ્યો અથવા ગમાર માણસ આપણને ઓળખ્યા વિના આપણી સ્તુતિ કરે કે નિંદા કરે, તો તેથી મનમાં હર્ષ કે દુઃખ ન આણવાં! તે પ્રમાણે સંસારના રહસ્યને નહિ સમજનારા અજાણ્યાઓ સંતોની નિંદા કરે છે, તોપણ સંતો એવા અજાણ્યાઓને ગમાર સમજીને ગુસ્સો કરતા નથી!

**તનધન મહિમા ધર્મ જેહિ, જાકહઁ સહ અભિમાન;**
**તુલસી જિયત વિડંબના, પરિણામહુ ગતિ જાન. ૯૮**

જેની પાસે શરીર, પૈસો, કીર્તિ અને ધર્મ એ ચારે અભિમાન ઘેરાયેલાં છે, તેથી જીવતાં ફજેતી થયા વિના રહેતી નથી અને મૂઆ પછી અવગતિ પણ થાય છે. અથવા એ ચારે હોવા છતાં પણ જો એમાં ગર્વ હોય તો તે અવશ્ય નિંદાને પાત્ર બને છે.

**બડો વિબુધ દરબારતે, ભૂમિભૂપ દરબાર;**
**જાપક પૂજક દેખિયત, સહિત નિરાદર ભાર. ૯૯**

દેવોના દરબાર કરતાં પૃથ્વી પરના રાજાનો દરબાર જાણે વધારે મોટો લાગે છે. લોકો ભલું-ભૂંડું થતાં દેવતાને ગાળો દે છે, ત્યારે દેવના દરબારનો દંડ પેલા ગાળો ભાંડનારને માથે પડતો કોઈ જોઈ શકતું નથી; પણ અહીંના રાજદરબારનો દંડ એના જાપકો અને પૂજકો નાના પ્રકારનાં અપમાનો સહીને જાણે પ્રત્યક્ષ ભોગવી રહ્યા છે; અર્થાત્ પેટની ચિંતામાં શ્રદ્ધા ખોઈ બેઠેલા પૂજકોનો દેવોમાંથી વિશ્વાસ ઊઠી ગયો છે, તે છેવટે પેટને ખાતર પૃથ્વીના રાજદરબારમાં હડસેલા ખાઈ રહ્યા છે.

**ખગ મૃગ મીન પુનીત કિય, વનહુ રામનયપાલ;**
**કુનઈ વાલ રાવણ ઘરહિ સુખદ બંધુ કિય કાલ. ૧૦૦**

જે નીતિમાન છે તે વનમા પણ સુખી થાય છે. જુઓ, નીતિજ્ઞ શ્રીરામજી વનમાં જઈને જટાયુ અને સુગ્રીવ જેવા પક્ષી-વાનરને પણ મિત્ર બનાવી રહ્યા તથા તેઓનો ઉદ્ધાર કરી રહ્યા. બીજી બાજુ અનીતિ આચરનારા વાલિ અને રાવણ ઘરમાં બેઠાબેઠા પણ જીવી શકયા નહિ. તેઓના

સગા ભાઈઓ જ અનીતિને લીધે કાળરૂપ બન્યા.

**રામ લપણ વિજયી ભયે, વનહુ ગરીબનિવાજ;**
**મુખર વાલિ રાવણ ગયે, ઘરહી સહિત સમાજ. ૧૦૧**

ગરીબનિવાજ અને દીન જનોનું રક્ષણ કરનારા શ્રીરામ-લક્ષ્મણ વનમા પણ વિજય પામ્યા, ત્યારે અભિમાની વાલિ-રાવણ ઘરમા પડ્યાપડ્યા પણ ઘર સહિત માર્યા ગયા.

**દ્વારે ટાટ ન દૈ સકહિં, તુલસી જે નરનીચ;**
**નિદરહિં બલિ હરિચંદ્ર કહઁ કિ હકા કરન દધીચ. ૧૦૨**

ગોસાઈજી કહે છે કે જે નીચ માણસો છે, તે બીજા દાની મનુષ્યોના બારણા બંધ કરી શકતા નથી, તેથી છેવટે નિંદા કરીને પોતાનાથી બનતું કરી લે છે. તેઓ કહે છે કે કર્ણ તો ફક્ત ધનનુ જ દાન કરનારો હતો, દધીચિએ પોતાનાં હાડકા આપ્યા, બલિરાજા અને હરિશ્ચંદ્રની પાસે તેઓ કોણ બિચારા?

**તુલસી નિજ કીરતિ ચહહિં, પર કીરતિ કહઁ ખોય;**
**તિનકે મુઁહ મસિલાગિ હૈ મિટહિન મરિહૈં ધોય. ૧૦૩**

જે માણસ બીજાને કલંકિત કરીને પોતે પોતાને કીર્તિ વાળો બનાવવા ચાહે છે તે માણસનું મોં કાળુ થાય છે અને એવો દાઘ લાગે છે કે તે મૂએ પણ મટતો નથી. કહે છે કે એવુ કલંક કોઈ સ્વર્ણકાર(સોની)ને બદરીનારાયણમા લાગ્યુ છે

**નીચ ચંગ સમ જાનિ બો, સુનિ લખિ તુલસીદાસ;**
**ઢીલ દેત મહિગિરિ પરત, ખેંચત ચઢ્ત અકાસ. ૧૦૪**

શ્રીતુલસીદાસજી કહે છે કે નીચ માણસ પતંગ જેવો છે. પતંગને ઢીલો મૂકીએ તો તે જમીન પર પડે છે અને

ખેંચીએ તો તે આકાશમાં ચડે છે. તેમ જ નીચ માણસને હડકારીને દૂર રાખતાં તે પોતાની નીચતા કરવામાં ઢીલા પડી જાય છે, પણ હાથ દઈને પાસે રાખતાં તે ફાવે તેવી નીચતા કરતો રહે છે.

**સહબીસી કાંચી ભખૈ, પુર જન પાક પ્રવીન;**
**કાલક્ષેપ કિહિ વિધિ કરૈ, તુલસી ખગ મૃગ મીન. ૧૦૫**

સાથમાં રહેનારાં સહવાસીઓ જેને કાચાં ને કાચાં કરડી ખાય છે અને પાકકળામાં હોશિયાર એવા સ્વાદિયા માંસાહારી મનુષ્યો જેના કવાબ અને કોફતા કરીકરીને ખાઈ જાય છે, એવાં બિચારાં પક્ષીઓ, હરણો અને માછલાં પોતાની જિંદગી ગાળે પણ કઈ રીતે? તેને તો ઘરમાં મૉત અને બહાર પણ મૉત!

આ સ્થિતિ મૉતની એક પરંપરા દર્શાવી રહી છે. હોલાને બાજ પકડીને કરડી ખાય છે. પછી એ બાજને બીજો કોઈ પકડીને કાં નહિ ખાય? તે પ્રમાણે માંસાહારી હિંસકો જીવોને મારીને રાંધી નાંખે છે, તો પછી એ હિંસકો બીજાને હાથે કાં ન રંધાઈ જાય?

**બડે પાપ બાઢે કિયે, છોટે કરત લજાત;**
**તુલસી તાપર સુખ ચહત, વિધિ પર બહુત રિસાત. ૧૦૬**

પેટ ભરીને મોટાંમોટાં પાપ કર્યાં અને હવે એ પાપનું જરા પણ પ્રાયશ્ચિત્ત કરવાને રાજી નથી; અર્થાત્ પોતે સુકૃત કરતાં શરમાય છે! જુઓ, કોઈ આજકાલનો ફૅશનેબલ મહારાજા સંતસાધુનાં દર્શન કરવામાં અને તેને પગે પડવામાં પોતાની નાનમ માનીને લજાય છે! ગોસાંઈજી કહે છે, આવા પાપી લોકો પણ પોતાને નિરંતર સુખી

જોવાની ચિંતામાં છે, પણ પાપનાં ફળરૂપ જ્યારે દુઃખ અને દળદર માથે તૂટી પડે છે, ત્યારે તેઓ ભાગ્યને ગાળો ભાંડવા મંડે છે.

**સુમતિ નિવારહિં પરિહરહિં, દલ સુમનહુ સંગ્રામ;**
**સકૂલ ગયે તન બિન ભયે, સાખી યાદવ કામ. ૧૦૭**

કુબુદ્ધિ કરીને જે માણસ પોતાના સહાયકો અને સલાહકારોને ત્યાગી દે છે, તે અવશ્ય પરાજય પામે છે. તેનું એક શબ્દ જડતું આ દૃષ્ટાંત છે; દલ(પાંદડાં)ની સાથે સંગ્રામ કરીને યાદવોનો સંહાર થયો અને સુમન(ફૂલ)ની સાથે સંગ્રામ કરીને કામદેવ બળી મૂઓ.

**કલહ ન જાનબિછોટ કરિ, કઠિન પરમ પરિણામ;**
**લગત અનલ અતિ નીચઘર, જરત ધનિક ધન ધામ. ૧૦૮**

ગમે તેવો કજિયો પણ નાનો કરીને ન માનવો; કારણ કે એનું પરિણામ અત્યંત ભયંકર હોય છે. જેમ અગ્નિ નીચના ઘરમાં લાગીને અથવા ક્ષુદ્ર ઝૂંપડામાં લાગીને મોટાં-મોટાં મકાનોને જોખમમાં મૂકી દે છે, તેમ કલહ નાનો સરખો ઊભો થઈને છેવટે મોટું મહાભારત બનાવે છે.

**જૂઝે તે ભલ બૂઝિબો, ભલો જીતિ તે હારિ;**
**જહાં જાઈ જહૅંડાઈબો, ભલો જુ કરિય વિચારિ. ૧૦૯**

સમજ્યા વિના સાહસપૂર્વક લડીને જીતવા કરતાં હારવું સારું! તેથી કોઈ પણ કાર્ય કરી નાંખતાં પહેલાં એનું પરિણામ સમજી લેવું જોઈએ. એમ કરતાં કોઈનો ઠપકો ખાવો પડે તો સારો, પણ પાછળથી પસ્તાવું કામનું નહિ.

**તુલસી તીન પ્રકાર તે, હિત અનહિત પહિચાન.**
**બરવશ પરે પરોસ વશ, પરે મામલા જાન. ૧૧૦**

શત્રુ–મિત્રનું પારખું ત્રણ ઠેકાણે થાય છે. જ્યારે નિરાધાર થઈને પરવશ પડ્યા હોઈએ, પાડોશમાં વસ્યા હોઈએ અને લડાઈ–ઝઘડાનો મામલો ઊભો હોય, ત્યારે શત્રુ શત્રુનું કામ કરે છે અને મિત્ર મિત્રનું કામ કરે છે.

પાડોશી જો શત્રુ મળી ગયો તો આપણી ખાનગી વાત ભીંતે કાન માંડીને સાંભળે છે અને પછી ગામઆખામાં ફેલાવે છે, પણ મિત્ર હોય તો એબ છુપાવી રાખે છે.

**દુરજન વદન કમાન સમ, વચન વિસુંચત તીર;**
**સજ્જન ઉર વેધત નહીં, ક્ષમા સમાહ શરીર. ૧૧૧**

દુર્જનનું મોઢું કમાન જેવું છે. તેમાંથી વચનરૂપી બાણ છૂટતાં રહે છે પણ જેણે ક્ષમારૂપી બખ્તર પહેર્યું છે, એવા સજ્જનોનાં હૃદયમાં એ દુષ્ટનાં બાણ લાગી શકતાં નથી.

**કૌરવ પાંડવ જાનિબો, ક્રોધ ક્ષમા કે સીમ;**
**પાંચહિ મારિ ન શૈ સકે, સયો નિપાતે ભીમ. ૧૧૨**

કૌરવો ક્રોધની સીમા અને પાંડવો ક્ષમાની સીમારૂપ હતા. ક્રોધી એકસો કૌરવો ક્ષમાવાન પાંચ પાંડવોને ન મારી શક્યા; એકલા ભીમે જ એ સોએ સોને મારી નાંખ્યા! અર્થાત્ ક્ષમાવાનનો વિજય છે જ.

**જો મધુ દીન્હે તે મરે, માહુર દેઉ ન તાઉ;**
**જગજિતિ હારે પરશુધર, હારિ જીતે રઘુરાઉ. ૧૧૩**

જે મધ ખાઈને મરે છે એવાને ઝેર શા માટે આપવું? જગતને જીતેલા પરશુરામ રઘુનાથજીનાં કોમળ વચનથી હારી ગયા અને રામજી જીતી ગયા.

**ક્રોધ ન રસના ખોલિયે, બરુ ખોલબ તરવારિ;**
**સુનત મધુર પરિણામહિત, બોલબ વચન વિચારિ. ૧૧૪**

મુખરૂપી મ્યાનમાં ઘાલેલી જીભ તરવાર જેવી છે. એ તરવારને કદી ગુસ્સે થઈને મ્યાનમાંથી ન ખોલો. એના કરતાં તો પેલી લોઢાની તરવાર ખોલવી સારી છે. સાંભળવામાં મધુર લાગે એવાં અને હિત કરનારાં વચનો વિચારીને બોલો.

**તુલસી મીઠો સમયતે, માંગી મિલૈ જુ મીચ;**
**સુધા સુધાકર સમય બિન, કાલકૂટ તે નીચ. ૧૧૫**

વેળા પ્રમાણે માગ્યું મોત મળે તો તે પણ મીઠું લાગે છે. જેમ કોઈ અત્યંત વૃદ્ધ અને અસહ્ય રોગથી પીડાતો માણસ મૃત્યુ માગે અને તેને તે મળી જાય તો તે મૃત્યુ એને માટે મધુર બને છે, પણ સમય વિના ચંદ્રમાનું અમૃત મળતું હોય તો તે ઝેરથી પણ અધિક વસમું છે.

**પાહી ખેતી લગન બંડિ, ઋણ કુબ્યાજ મગખેત;**
**વૈર આપ તે બડનતે, કિયો પાંચ દુઃખ હેત. ૧૧૬**

પરગામની ખેડ, અનેક જંજાળ, આંધળું વ્યાજ, રસ્તા ઉપરનું ખેતર અને મોટાની સાથે કરેલું વેર–એ પાંચે દુઃખનાં મૂળ છે.

**રીઝ ખીઝ ગુરુ દેત શિષ, શિષહિ સુસાહબ સાધ;**
**તોરિ ખાય ફલ હોય ભલ, તરુ કાટે અપરાધ. ૧૧૭**

**ચઢો બબૂરહિ ચંગ જિમિ, જ્ઞાન તે શોક સમાજ;**
**કરમ ધરમ સુખ સંપદા, તિનિ જાનિબો કુરાજ. ૧૧૮**

જેમ વંટોળિયાની ઘૂમરીમાં પડેલો પતંગ ફાટીને ઊડી જાય છે અથવા જ્ઞાનનો ઉદય થતાં સંસારનાં શોક–દુઃખ નાશ પામે છે, તે પ્રમાણે નઠારા રાજાના રાજ્યમાં કર્મ, ધર્મ, સુખ અને સંપત્તિ બધું જ નષ્ટ થાય છે.

**પેટ ન ફૂટત બિન કહે, કહે ન લાગત ઢેર;**
**બોલબ વચન વિચારયુત, સમુઝિ સુફેર કુફેર. ૧૧૯**

પરાયાં પાપ પેટમાં રાખ્યાં હોત અર્થાત્ પ્રકટ ન કર્યાં હોત, તો શું પેટ ફાટી જાત? અને પ્રકટ કરી દેવાથી તને શું ધનનો ઢગલો મળી ગયો? તેથી વાતનું પરિણામ કલ્પીને વાત કરવી; વિચારયુક્ત વચન બોલવું.

**પ્રીતિ સગાઈ સકલ વિધિ, વનિજ ઉપાય અનેક;**
**કલ બલ છલ કલિમલમલિન, ડહકત એકહિ એક. ૧૨૦**
**દંભ સહિત કલિ ધર્મ સબ, છલ સમેત બ્યવહાર;**
**સ્વારથ સહિત સનેહ સબ, રુચિ અનુહરત અચાર. ૧૨૧**
**ધાતુ વધી નિરુપાધિ વર, સદ્ગુરુ લાભ સુમીત;**
**દંભ દરશ કલિકાલ મહું, પોથિન સુનબ સુનીત. ૧૨૨**

માણસોની પરસ્પરની પ્રીતિ, સગાઈ અને વ્યાપાર–વણજ વગેરે બધું યુક્તિ, પ્રયુક્તિ અને છળકપટથી ભરાઈ રહ્યું છે. કલિયુગનાં પાપે મલિન બનેલાં મનુષ્યો એકબીજાને દંશ મારી રહ્યાં છે. કલિયુગના ધર્મો દંભથી ભરેલા, લૌકિક વ્યવહારો કપટથી ભરેલા અને સ્નેહ સ્વાર્થથી ભરેલો છે. જેને જેમ ફાવે તેમ આચરે છે.

કલિયુગમાં ચોપાસ ઉપાધિ છે, એકમાત્ર ધાતુમાં

ઉપાધિ નથી; એટલે કે તેને ઊટકવાથી ધાતુનો મેલ
છે. વળી સદ્‌ગુરુનું નામ નિરુપાધિ છે! મિત્રતા એક
ફાયદાપૂરતી રહી છે. જો કાંઈ લાભ થતો હોય તો મિત્ર
તેમજ કલિયુગમાં દેવો અને સંતોને બદલે તેઓનાં .
આડંબરનાં જ દર્શન રહ્યાં છે. નીતિની વાત તો કે
પોથીમાં રહી ગઈ છે.

ફોરહિ મૂરખ શિલસદન, લાગે અઢુક પહાર;
કાયર કૂર કપૂત કલિ, ઘર ઘર સરિસ ઉધાર.

મૂરખાઓ પથ્થરને માટે મંદિરના પાયા ખોદે
તેમને પથ્થરનો મોટો પહાડ આંખ સામે પડેલો છે
સૂઝતો નથી. તે પ્રમાણે કલિયુગના કાયરો અને ક્રૂર કપૂ
ઘેરઘેર કોશ જેવા બનીને પોતાની બચી રહી સંસ્કૃતિ
પણ નિકંદન કાઢી રહ્યા છે.

તુલસીદાસજી તો જન્મોજન્મ શ્રીરઘુનાથજીનાં ચરણારવિંદોમાં પ્રેમ ઇચ્છે છે. ઈશ્વર સોળ કળાના હો કે બાર કળાના!

**કા ભાષા કા સંસકૃત, વિભવ ચાહિયે સાંચ;**
**કામ તો આવે કામરી, કા લે કરિય કમાચ. ૧૨૫**

ભાષા સંસ્કૃત હો કે પ્રાકૃત, પણ એની અંદર આપવામાં આવેલું ચરિત્ર ઉત્તમ વૈભવવાન હોવું જોઈએ, તો જ તેનું મૂલ્ય છે. શિયાળામાં કામળી ઉપયોગી થઈ પડે છે, પણ રેશમી જામો નકામો થઈ રહે છે.

**વરણ વિશદ મુક્તા સરિસ, અર્થસૂત્ર સમ તૂલ;**
**સતસૈયા જગ વર વિશદ, ગુણશોભા સુખ મૂલ. ૧૨૬**

**વર માલા બાલા સમતિ, ઉર ધારૈ યુત નેહ;**
**સુખ શોભા સરસાય નિત, લહૈ રામપતિ ગેહ. ૧૨૭**

વિશદ શબ્દો મોતી જેવા છે અને શબ્દોમાં રહેલો અર્થ સૂત્ર (દોરા) સમાન છે. કવિની નિર્મળ બુદ્ધિએ અર્થરૂપ દોરામાં મોતી જેવા શબ્દો ગૂંથીને બનાવેલી આ સતસૈયા નામની માળા જગતમાં સર્વશ્રેષ્ઠ છે અને પહેરનારને ગુણ, શોભા અને સુખ આપનારી છે.

બુદ્ધિમાન સજ્જનોની બુદ્ધિરૂપી સ્ત્રી પ્રેમપૂર્વક આ સતસૈયારૂપ વરમાળા ધારણ કરે, તો તે પોતે પણ શોભી રહે અને સ્વામી શ્રીરઘુનાથજીના પતિગૃહે પણ સમાઈ શકે; અર્થાત્ શ્રીરઘુનાથજી જેવો સ્વામી પ્રાપ્ત કરી લે.

**રૂપ કહહિં લઘુ ગુણિન કહેં, ગુણી કહહિં લઘુ ભૂપ;**
**મહ ગિરિગત દોઉ લખત, જિમિ તુલસી ખરબસરૂપ.**

રાજા ગુણીજનને લઘુ ગણે છે અને ગુણીજન રાજાને

લઘુ ગણે છે. જેમ પૃથ્વી પરનો મનુષ્ય પર્વત ઉપર ઊભેલાને નાનો જુએ છે અને પર્વત પર ચઢેલો પૃથ્વી ઉપરના માણસને નાનકડા જેવો દેખે છે; તે પ્રમાણે આ સતસૈયાની ગુણજ્ઞ લેખિની અને વાચકોની બુદ્ધિની પરસ્પર મહત્તા જળવાયેલી છે.

**દોહા ચારુ વિચારુ ચલુ, પરિહરિ વાદ વિવાદ;**
**સુકૃત સીમ સ્વારથ અવધિ, પરમારથ મર્યાદ. ૧૨૯**

આ સતસૈયામાં ૭૪૦ સુંદર દોહા છે, તેના અર્થને અનુસરીને તથા વાદવિવાદ ત્યજીને ચાલો તો તે પુણ્યની પરિસીમા છે, સ્વાર્થની-પરાકાષ્ઠા છે અને પરમાર્થતત્ત્વની પૂર્ણ મર્યાદા છે, અર્થાત્ ઇહલોક-પરલોક બેઉને એ સફળ કરનારી છે.

# ઉપયોગી ગ્રંથો

## संतवाणी–भजनो

- ભજનસાગર–ભા. ૧,૨ ૩–૮
- " –ભા. ૨ ૨–૦
- મીરાંબાઈનાં ભજનો... ૦–૧૨
- નરસિંહ મહેતાનાં ભજનો ૦–૧૨
- ભજનસંગ્રહ ... ... ૧–૦
- પરિચિત પદસંગ્રહ ... ૧–૧૨
- અખાની વાણી ... ૩–૦
- પ્રીતમદાસની વાણી... ૩–૦
- તુલસીરામાયણનાં મહાવાક્યો ... ૦–૮
- દલપતરામની કવિતા ૦–૧૦
- શામળના છપ્પા ... ૦–૧૨
- કર્મગાથા ... ૧–૦

## नवलकथा–वार्तासंग्रह

- આર્દ્રાં હૈયાં ... ... ૨–૦
- માણસાઈની વાતો ... ૨–૦
- રંગમેળો ... ... ૧–૮
- કૃષ્ણચરિત્ર (નાટક)... ૧–૮
- ગોપીચંદ (નાટક) ... ૦–૧૨
- ગુલાબસિંહ ... ... ૪–૦
- વનરાજ ચાવડો ... ૨–૮
- કમળકુમાર ... ... ૦–૧૨
- રાજર્ષિ ... ... ૨–૦
- કુતલખાનું ... ... ૬–૦
- ગજરામારુ ... ... ૦–૧૦
- બરાસ–કસ્તૂરી ... ૦–૮

## आरोग्य–वैद्क

- સુશ્રુત આયુર્વેદ (બે ગ્રંથોમાં) ... ૧૫–૦
- અષ્ટાંગહૃદય–વાગ્ભટ ૧૨–૦
- વનસ્પતિવર્ણન ... ૨૦–૦
- " (ઉત્તમ બાંધણી) ૩૦–૦
- વનસ્પતિવર્ણનપ્રવેશ ... ૨–૦
- રસતંત્રસાર ને સિદ્ધપ્રયોગસંગ્રહ ૧૦–૦
- આર્યભિષક્ અથવા હિંદુસ્તાનનો વૈદરાજ ૬–૦
- આરોગ્યની કૂંચી ... ૨–૮
- ઘરઘરનો વૈદ્ય... ... ૧–૮
- વૈદક સંબંધી વિચારો (ભાગ બીજો) ૧–૧૨
- આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન ... ૦–૧૨
- ઝેર ઉતારવાના તાત્કાલિક ઉપાયો ૦–૧૦
- ખોરાકના ગુણદોષ ... ૦–૧૨
- આયુર્વેદ યોગશતક ... ૦–૧૨

લઘુ ગણે છે. જેમ પૃથ્વી પરનો મનુષ્ય પર્વત ઉપર ઊભેલાને નાનો જુએ છે અને પર્વત પર ચઢેલો પૃથ્વી ઉપરના માણસને નાનકડા જેવો દેખે છે; તે પ્રમાણે આ સતસૈયાની શુદ્ધ લેખિની અને વાચકોની બુદ્ધિની પરસ્પર મહત્તા જળવાયેલી છે.

**દોહા ચારુ વિચારુ ચલુ, પરિહરિ વાદ વિવાદ;**
**સુકૃત સીમ સ્વારથ અવધિ, પરમારથ મર્યાદ. ૧૨૯**

આ સતસૈયામાં ૭૪૦ સુંદર દોહા છે, તેના અર્થને અનુસરીને તથા વાદવિવાદ ત્યજીને ચાલો તો તે પુણ્યની પરિસીમા છે, સ્વાર્થની-પરાકાષ્ઠા છે અને પરમાર્થતત્ત્વની પૂર્ણ મર્યાદા છે, અર્થાત્ ઇહલોક-પરલોક બેઉને એ સફળ કરનારી છે.

# ઉપયોગી ગ્રંથો

## संतवाणी–भजनो

ભજનસાગર–ભા. ૧,૨ ૩–૮
" –ભા. ૨ ૨–૦
મીરાંબાઈનાં ભજનો... ૦–૧૨
નરસિંહ મહેતાનાં ભજનો ૦–૧૨
ભજનસંગ્રહ ... ... ૧–૦
પરિચિત પદસંગ્રહ ... ૧–૧૨
અખાની વાણી ... ૩–૦
પ્રીતમદાસની વાણી... ૩–૦
તુલસીરામાયણનાં
મહાવાક્યો ... ૦–૮
દલપતરામની કવિતા ૦–૧૦
શામળના છપ્પા ... ૦–૧૨
કર્મગાથા ... ૧–૦

## नवलकथा–वार्तासंग्रह

આગ્રાં હૈયાં ... ... ૨–૦
માણસાઈની વાતો ... ૨–૦
રંગમેળો ... ... ૧–૮
કૃષ્ણચરિત્ર (નાટક)... ૧–૮
ગોપીચંદ (નાટક) ... ૦–૧૨
ગુલામસિંહ ... ... ૪–૦
વનરાજ ચાવડો ... ૨–૮
કમળકુમાર ... ... ૦–૧૨
રાજર્ષિ ... ... ૨–૦
કતલખાનું ... ... ૩–૦
ગજરામારુ ... ... ૦–૧૦
બરાસ–કસ્તૂરી ... ૦–૮

## आरोग्य–वैद्क

સુશ્રુત આયુર્વેદ
(બે ગ્રંથોમાં) ... ૧૫–૦
અષ્ટાંગહૃદય–વાગ્ભટ્ટ ૧૨–૦
વનસ્પતિવર્ણન ... ૨૦–૦
" (ઉત્તમ બાંધણી) ૩૦–૦
વનસ્પતિવર્ણનપ્રવેશ ... ૨–૦
રસતંત્રસાર ને
સિદ્ધપ્રયોગસંગ્રહ ૧૦–૦
આર્યભિષક્ અથવા
હિંદુસ્તાનનો વૈદરાજ ૬–૦
આરોગ્યની કૂંચી ... ૨–૮
ઘરઘરનો વૈદ્ય... ... ૧–૮
વૈદક સંબંધી વિચારો
(ભાગ બીજો) ૧–૧૨
આરોગ્ય વિષે
સામાન્ય જ્ઞાન ... ૦–૧૨
ઝેર ઉતારવાના
તાત્કાલિક ઉપાયો ૦–૧૦
ખોરાકના ગુણદોષ ... ૦–૧૨
આયુર્વેદ યોગશતક ... ૦–૧૨

# આમ સાહિત્યશ્રેણી

### ધાર્મિક

| | |
|---|---|
| શિક્ષાપત્રી ... ... | ૦–૬ |
| ગીતાસાર ... ... | ૦–૪ |
| ગીતાપોથી ... ... | ૦–૬ |
| ગીતાસંકલન ... | ૦–૩ |
| ઉત્તરગીતા ... ... | ૦–૬ |
| શ્રીમદ્ ભગવદ્ગીતા ... | ૦–૩ |

### નીતિ

| | |
|---|---|
| યક્ષ અને યુધિષ્ઠિર ... | ૦–૩ |
| પ્રેમપંથ–ભાગ ૧–૨ ૦–૩ | ૦–૪ |
| નારદનાં ભક્તિસૂત્રો ... | ૦–૩ |
| શ્રીરામકૃષ્ણ ઉપદેશ ... | ૦–૫ |
| ઉચ્ચ જીવન ... ... | ૦–૪ |
| પરવાળાં ... ... | ૦–૩ |
| વ્યવહારમાળા ... | ૦–૮ |
| વિચારમાળા ... ... | ૦–૮ |
| સત્સંગમાળા ... ... | ૦–૬ |

### વેદાંત–તત્ત્વજ્ઞાન

| | |
|---|---|
| સ્વપ્નાં ... ... ... | ૦–૮ |
| જ્ઞાન–લહરી ... ... | ૦–૮ |
| હસ્તામલકસ્તોત્ર અને વાક્યસુધા ... | ૦–૨ |
| પ્રશ્નોત્તરમાળા અને જીવન્મુક્ત આનંદલહરી | ૦–૩ |
| તૈત્તિરીય ઉપનિષદ ... | ૦–૩ |
| દૃગ્–દૃશ્યવિવેક ... | ૦–૨ |
| વિચારસૂર્યોદય ... | ૦–૪ |
| યોગવાસિષ્ઠનાં સૂત્રો ... | ૦–૪ |
| તંત્રની સાધના ... | ૦–૪ |
| જ્ઞાનેશ્વર ને ચાંગદેવ ... | ૦–૬ |
| નીતિશતક ... ... | ૦–૪ |
| વૈરાગ્યશતક ... ... | ૦–૪ |

### ધર્મકથા–પ્રાર્થના

| | |
|---|---|
| ગજેન્દ્રમોક્ષ ... ... | ૦–૬ |
| ભગવત્પ્રસાદ ... ... | ૦–૪ |
| ગીતાંજલિ ... ... | ૦–૬ |
| દત્તાત્રેય ... ... | ૦–૩ |
| શિવમહિમ્નઃ સ્તોત્ર ... | ૦–૮ |
| કણ્ઠાભરણમ્ ... | ૦–૩ |
| બંસીમાં ભગવાને શું ગાયું? | ૦–૩ |
| મણિરત્નમાળા ... | ૦–૧॥ |
| ગંગામાતા ... ... | ૦–૬ |

### જીવનચરિત્રો

| | |
|---|---|
| મહાત્મા ભરતરામજી | ૦–૬ |
| કબીર સાહેબ ... | ૦–૬ |
| બાળકોના વિવેકાનંદ | ૦–૪ |

| | |
|---|---|
| વિશ્વામિત્ર અને હરિશ્ચંદ્ર | ૦–૪ |
| સંત મૂળદાસ ... | ૦–૬ |
| ગોસ્વામી તુલસીદાસ | ૦–૬ |
| ચંદ્રહાસ ... ... | ૦–૩ |
| સુદામાચરિત્ર (કાવ્ય) | ૦–૩ |
| વીર હનુમાન ... ... | ૦–૩ |
| સતી સાવિત્રી ... | ૦–૪ |
| મેનાવતી ને ગોપીચંદ તથા ભર્તૃહરિ ને વિક્રમ | ૦–૩ |
| જેસલ–તોરલ તથા જાલંધર–ગોપીચંદ | ૦–૪ |
| શ્રી તૈલંગસ્વામી ... | ૦–૪ |
| ભક્ત અંબરીષ ... | ૦–૪ |
| ભક્ત પ્રહ્લાદ ... | ૦–૪ |
| સ્વામી રામતીર્થ ... | ૦–૪ |
| નાનભટ્ટ બાપા ... | ૦–૪ |
| શ્રી શુકદેવજી ... | ૦–૪ |
| જડભરત ... ... | ૦–૩ |
| નાનક ... ... ... | ૦–૬ |
| મદાલસા અને અલર્ક | ૦–૫ |
| રોહીદાસ ... ... | ૦–૩ |

**વૈદ્યક**

| | |
|---|---|
| ખોરાકમાં ઝેર ... | ૦–૪ |
| માંદગીમાં ઉપવાસ ... | ૦–૬ |
| પાક–ઔષધિ ... | ૦–૬ |
| ચૂર્ણ–ઔષધિ ... | ૦–૪ |
| કવાથ–ઔષધિ ... | ૦–૬ |
| વૈદકના અકસીર ઉપાયો | ૦–૬ |
| જીવનચર્યા ... ... | ૦–૬ |
| માંદાનો આહારવિહાર | ૦–૪ |
| માંદગીનાં કારણો ... | ૦–૬ |
| હરડે અને તેનો ઉપયોગ | ૦–૬ |

**સંતવાણી–ભજનો**

| | |
|---|---|
| સાંખ્યસાર અને યોગસાર | ૦–૬ |
| વૈતાલ કહે ... ... | ૦–૩ |
| ગોરખવાણી ... ... | ૦–૬ |
| સંત દાદૂ ... ... | ૦–૪ |
| ગિરિધર કવિરાય ... | ૦–૩ |
| સો ભજનો ... ... | ૦–૬ |
| ઋષિરાજનાં પદો ... | ૦–૪ |
| ધ્રુવાખ્યાન ... ... | ૦–૬ |
| કબીર સાહેબની સાખીઓ | ૦–૪ |
| વિશ્વજ્યોતિ ... ... | ૦–૪ |
| પ્રબોધબાવની ... ... | ૦–૪ |
| રવિ, ભાણ અને મોરારસાહેબની વાણી | ૦–૪ |
| ભક્તકવિ રહીમ ને જમાલ | ૦–૪ |
| સાંઈ દીનદરવેશ ... | ૦–૪ |
| કેશવકૃતિ ... ... | ૦–૪ |
| દોહારત્નાવલિ ... ... | ૦–૩ |
| હરિપાઠ ... ... | ૦–૨ |
| ભક્ત સૂરદાસનાં પદો | ૦–૫ |
| ભોજા ભગતના ચાબખા | ૦–૬ |